"ગુજરાતી" પ્રેસ ઐતિહાસિક ગ્રન્થમાળા નં. ૭

# દિલ્હી પર હલ્લો

અથવા

## ભરતખંડના પરવશપણાનો આરંભ

[ એક ઐતિહાસિક નવલકથા ]

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

"હિન્દ અને બ્રિટાનિયા". "ચન્દ્રકાન્ત" વ. વ. નો કર્તા.

"ગુજરાતી" પ્રેસના આદ્ય સ્થાપક

अबकी चढी कमान, को जांन फिरी कब चढै;
जिनी चुकै चौहान, इक्के मान्य इक्क सर.

महाकविचन्द.



પ્રકટ કર્તા

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
બજારગેટ સ્ટ્રીટ, સાસુનં બિલ્ડીંગ,
ફોર્ટ, મુંબઈ નં ૧.

ઈ. સ. ૧૯૨૬ સંવત્ ૧૯૮૨

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**મેનેજર, "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ**

**બજારગેટ સ્ટ્રીટ, સાસુન બિલ્ડીંગ, કોટ, મુંબઈ નં.**





નટવરલાલ ઇચ્છારામ દેસાઇએ
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસમાં
(બજારગેટ સ્ટ્રીટ, સાસુન બિલ્ડીંગ્સ, કોટ, મુંબઇ)
છાપ્યું અને
નટવરલાલ ઇચ્છારામ દેસાઈ
મદનલાલ ઇચ્છારામ દેસાઈ
અને
બાબુભાઈ ઇચ્છારામ દેસાઈએ
ઉપલેજ ઠેકાણે પ્રકટ કીધું.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના



પરમકૃપાળુ પરમેશ્વરની ઈચ્છાથી આ ગ્રન્થની ત્રીજી આવૃત્તિ કરવાને પ્રસંગ પ્રાપ્ત થયો છે, તે માટે તેનો ઘણો ઉપકાર માનું છું. આજ ઘણો વખત થયાં આ ગ્રન્થ દુર્મિલ થયો હતો, અને સ્વ. મારા પિતાશ્રી ઈચ્છારામનાં સમગ્ર પુસ્તકો વાંચવાની ઈચ્છા રાખનારાઓ તરફથી તેની માંગણી કરવામાં આવતી હતી, તેથી આ આવૃત્તિ પુનઃ છાપવામાં આવી છે, અને ગૂર્જર પ્રજા આગળ સાદર અર્પણ કરવામાં આવે છે. આ ઐતિહાસિક કાદંબરી લોકોને ઘણી પસંદ છે. મૂળ ગ્રન્થકર્તાનો મનોરથ પોતાના ગ્રન્થો ફરીથી સુધારી વ્યવસ્થિત કરવાની ઇચ્છા હતી, પણ આયુષ્ય દોરી ત્રુટવાથી તે પરિપૂર્ણ થઈ શકી નહોતી; પણ આ ગ્રન્થ સંબંધમાં મારી સાથે જે કંઈ થોડી ઘણી વાતચિત થઈ હતી તે અત્રે નોંધી રાખવાની ઇચ્છાથી આ ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના લખવાને પ્રેરાયો છું. મૂળ ગ્રન્થકર્તાએ પહેલી કે બીજી કોઈ પણ આવૃત્તિમાં પ્રસ્તાવના જોડી નથી, તોપણ આ આવૃત્તિ સાથે પ્રસ્તાવના જોડવાની ધૃષ્ટતા કરી છે, તે ઉપલા કારણે કરી છે, એમ સમજીને વાંચક વર્ગ ક્ષમા કરશે એવી આશા છે.

આ ગ્રન્થ લખવાનો વિષય સ્વ. મારા પિતાના કથન મુજબ મહારાજા પૃથ્વીરાજનો રાસો છે, અને ભરતખંડના પરવશપણાનો પ્રારંભ કેમ થયો તે વિષે કંઈ વાર્તારૂપે લખવાની તેમની ઈચ્છા "હિન્દ અને બ્રિટાનિયા" અને "રાજભક્તિ વિડમ્બણ" નામના પુસ્તકો લખ્યા પછી થઈ હતી. અને તે માટે તેમણે પૃથ્વીરાજ ચૌહાણને લગતાં ઘણાં પુસ્તકોનો વાંચી અભ્યાસ કર્યો હતો. તેમનો એકવાર એવો વિચાર હતો કે મૂળ પૃથ્વીરાજ રાસા ઉપરથી તેનો સાર ગુજરાતી પ્રજા આગળ મૂકવો, પણ આ વિચાર ફળીભૂત થઈ શક્યો ન હોતો. તે પછી ઇ. સ. ૧૮૯૫ માં "ગુજરાતી"ના ગ્રાહકોને કોઈ પુસ્તક રૂપે ભેટ આપવાનો વિચાર થયો તે વખતે પોતાના વાચનના પરિણામે આ વાર્તા તેમણે માત્ર ત્રણ દિવસ અને રાતમાં લખી કાઢી હતી, પણ છેલ્લાં બે ત્રણ પ્રકરણો લખવામાં બે મહિના વીતી ગયા હતા, એમ તેમનું કહેવું હતું. આ વાર્તા ઘણા જ ટુંક સમયમાં લખી કઢાયલી હોવાથી તેની ભાષામાં કોઈ કોઈ સ્થળે શિથિલતા આવી ગયેલી છે, એમ તેમણે જણાવેલું હતું, પણ જે ત્વરાથી આ પુસ્તક લખવામાં આવ્યું હતું તેના એક નમુના રૂપે તેની ભાષામાં અને વાક્યાદિ રચનામાં પણ તેમણે તે કારણે બીજી આવૃત્તિમાં ફેરફાર કરવો યોગ્ય ધાર્યો ન હોતો, પણ ત્રીજી આવૃત્તિ વખતે કરીશું, એવો તેમનો ઇરાદો હતો. પણ તે પૂર્ણ થઇ શક્યો નહિ, એ પ્રથમ જણાવેલું છે. તેમની વાર્તાની સંકલના દર્શાવે છે કે ભારતવર્ષની પડતીના કારણમાં અન્ય બાહ્ય કારણો કરતાં આંતર કારણો પહેલા અને મુખ્ય છે. મુસલમાનોએ ભારતવર્ષ ઉપર આક્રમણ કરવા માંડ્યું તે પહેલાં

જે રાજાઓ હિન્દમાં હતા તેઓમાં ઐકયનું દૃઢ બંધન ક્રમશઃ શિથિલ થવા લાગ્યું હતું. અને જે સમયે હિન્દુઓમાં પરસ્પર સર્વ રાજાઓ આગેવાના ચક્રવર્તિ બનવા માટે સંકલ્પ કરીને ઘરમાં ફાટફુટ કરવાનો પ્રારંભ કરતા હતા, તે સમયની એક ઘટનાનો આધાર લઈને આ ઉપન્યાસનો આરંભ કરવામાં આવ્યો છે, અને યવનોએ પણ આ આંતર ફાટફુટની તક સાધી હિન્દમાં પ્રવેશ કરવાનો લાભ લઇ લીધો હતો, એ ઉત્તમ રીતે આ કાદંબરીમાં દર્શાવેલું છે.

આ ઉપન્યાસમાં દિલ્લી એ પ્રધાન રંગભૂમિ છે. તે સંબંધી થોડીક હકીકત મારા પિતાશ્રીએ કહેલી છે તેનો અત્રે ટુંકો ઉલ્લેખ કરૂં છું. જ્યારે કુરૂરાજ દુર્યોધન હસ્તિનાપુરનો રાજા હતો ત્યારે પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરે બીજી બાજુએ રાજધાની સ્થાપી તેનું નામ ઇન્દ્રપ્રસ્થ રાખ્યું હતું. કુરૂક્ષેત્રનું મહાયુદ્ધ થયા પછી પાંડવોના વંશમાં ત્રીસ રાજાઓ ઇન્દ્રપ્રસ્થના સિંહાસન ઉપર અધિકાર ભોગવતા આવ્યા હતા. પાંડવ વંશ પછી ગૌતમ વંશના રાજા દિલ્લુએ ઇન્દ્રપ્રસ્થથી જરા દક્ષિણ બાજુએ એક સ્વતંત્ર નગરી વસાવી ત્યાં પોતાની રાજધાની સ્થાપી હતી, અને તેને પોતાના નામ ઉપરથી નગરીને નામ આપ્યું હતું, એવી પણ વાતો ભાટ ચારણાદિના ગ્રન્થો ઉપરથી જણાય છે. ધીમે ધીમે દિલ્લી શહેર મુખ્ય બની ગયું, અને એક સમય એવો આવ્યો કે આ દિલ્લી પ્રાયઃ સમસ્ત ભારતવર્ષની રાજધાની બની ગઈ. તે પછી કુમાયુ દેશના રાજા પુરૂરાજે દિલ્લુના વંશના એક રાજાનો પરાભવ કર્યો અને દિલ્લીનો અધિકાર પોતે લીધો. આ બધી ઘટના પછી તૂયાર (તોમર) વંશના રાજાઓ અને તે પછી ચૌહાન વંશજો દિલ્લીના રાજા થયા, અને મહારાજા અનંગપાળે દિલ્લી નગરીનો કોટ કીલ્લો બાંધી તેને સુરક્ષિત બનાવી. અનંગપાળના મરણ બાદ તેનો દૌહિત્ર અજમેરાધિપતિ સોમેશ્વરનો પુત્ર પૃથ્વીરાજ દિલ્લીની ગાદી ઉપર બેઠો. એના વખતમાં જો કે બધા ક્ષત્રિ રાજાઓ મોટા હતા, છતાં તેઓમાં સ્પર્ધા થવા લાગી અને પૃથ્વીરાજના મસિયાઈ ભાઈ કાન્યકુબ્જાધિપતિ જયચન્દ્રે તેની સાથે વેર બાંધ્યું અને આ કુટુંબના કલેશથી ક્ષત્રિય લોકોનું બળ વહેંચાઈ ગયુ અને એકતા શિથિલ બની ગઈ. આ ઘરનો કલેશ ત્યારથી સર્વ અનર્થનું મૂળ થઈ પડ્યું.

કાન્યકુબ્જાધિપતિ જયચન્દ્ર જ ઘર ફુટવાનું મુખ્ય કારણ છે કારણ આ વખતે નાગોર દેશમાં ઘણા કાળથી સંગ્રહી રાખેલી ૭૦ લાખ સુવર્ણમુદ્રાનો પત્તો પૃથ્વીરાજને લાગ્યો, અને તેણે ચિતોડના રાજા સમરસિંહની સહાયતાથી તે કબજે કરી ત્યારે જયચન્દ્રે ઈર્ષાવશ થઈને તેનું અભિમાન તોડવાની અભિલાષાએ ગિઝનીના મહમદ ઘોરીને આ દેશમાં બોલાવ્યો. ઈ. સ. ૧૧૯૧માં મહમદ ઘોરીએ ભારતવર્ષ ઉપર ચઢાઈ કરી. સ્થાનેશ્વરમાં હિન્દુ અને યવનો વચ્ચે ઘોર યુદ્ધ થયું. આ યુદ્ધમા પૃથ્વીરાજ અને સમરસિંહે યવનોને કેવળ હરાવ્યા એટલું જ નહિ પણ મહમદ ઘોરી અને બીજા પણ અનેક મોટા મોટા યવનોને કેદ કરી તેઓ દિલ્લી લાવ્યા હતા. પરંતુ અંતમાં પૃથ્વીરાજે પોતાની સુજનતા અને ઉદાર સ્વભાવના ગુણોને લીધે યવનોને છોડી દીધા હતા. આજ વર્તનમાં મોટી ભૂલ થઇ, અને અપાત્રમાં ઉપકાર થયો હતો; જો પૃથ્વીરાજે

દેશના શત્રુઓનો તે વખતે નાશ કર્યો હોત તો આજે ભારતવર્ષનું સ્વરૂપ અન્ય જ હોત ! સ્થાનેશ્વરનાં આ પહેલા યુદ્ધ વૃત્તાન્ત સાથે આપણને સંબંધ નથી, માટે આ ઉપન્યાસમાં જયચંદ્ર વગેરેનો ઇતિહાસ ખીલવ્યો નથી. તેમ જ તેની વિશ્વાસઘાતકતાનું પણ વિશેષ વર્ણન કર્યું નથી. પણ માત્ર કોઈ કોઈ સ્થળે તેના નામનો માત્ર ઉલ્લેખ કરેલો છે.

આ યુદ્ધમાં યવનો હારીને નાસી ગયા પણ 'દયા ડાકણને ખાય' તે કહેતી પ્રમાણે તેઓ ૧૧૯૩માં પાછા દિલ્હી ઉપર ચઢી આવ્યા. તે વખતે જયચન્દ્ર વગેરે બીજા રાજાઓ ઈર્ષાના મદમાં મત્ત બનીને સાનંદચિત્તથી નિશ્ચિન્ત બની આ ખેલ જોતા રહ્યા, અને એક બીજાને મદદ કરવાથી દૂર રહ્યા. તેઓ એટલું પણ સમજ્યા નહિ કે પૃથ્વીરાજનો પરાજય અને યવનોનો જય આ યુદ્ધમાં થશે તો તે પરિણામે પોતાને પણ નુકસાનકારક નીવડશે, કારણ એકવાર લોહી ચાખેલા વરૂની લાલસા તૃપ્ત ન થતાં તે વધારે ને વધારે પ્રદીપ્ત થાય છે, અને આજે પૃથ્વીરાજના જે હાલ થયા તે સર્વ રીતે પરધર્મી શત્રુ આપણા પણ કાલે હાલ હવાલ કર્યા વિના રહેશે નહિ. સ્થાનેશ્વરના બીજા યુદ્ધમાં ત્રણ દિવસ સુધી ઘોરતમ સંગ્રામ થયો અને યવનોની શૂરવીરતાથી નહિ પણ ધૂર્તતાથી અને વિશ્વાસઘાતકતાથી હિન્દુપતિ પૃથ્વીરાજ હાર્યો હતો, અને એ દિવસથી આર્ય રાજ્યના લોપનો આરંભ થયો, માટે આ ઉપન્યાસનું અપર નામ 'ભારતના પરવશપણાનો પ્રારંભ' એવું રાખેલું છે.

ચિતોડનો રાજા સમરસિંહ પૃથ્વીરાજનો પરમ બન્ધુ હતો. મુસલમાનો સાથે પૃથ્વીરાજે બે લડાઈ કરી તે બન્નેમાં એને જ મોટી મદદ કરી હતી. વાર્તાના વળાને સાચવવા માટે ગ્રન્થ કર્તાએ સમરસિંહની બાબતમાં બે સ્થળોએ ઈતિહાસનો વ્યતિક્રમ કરવામાં હરકત જોઈ નથી. એક તો, સમરસિંહનું વય તે સમયે હોવા કરતાં ચાર વર્ષનું વધારે ગણ્યું છે. બીજું સમરસિંહ પૃથ્વીરાજનો બનેવી થતો હતો પણ તે સંબંધ સાચવીને વાર્તા લખાઈ નથી. પણ આ ઉપન્યાસ ઐતિહાસિક હોવાથી મુખ્ય મુખ્ય પાત્રો ઐતિહાસિક જ છે, અને તેઓનો સ્વભાવ તથા જીવન ઘટના પણ ઈતિહાસને અનુસરીને જ રાખવા માટે યથાસાધ્ય પ્રયત્ન કરેલો છે, એ વાંચનારાઓને જણાશે. કરવામાં આવેલો વ્યતિક્રમ ઇતિહાસનો વિરોધ કરે તેમ નથી.

કવિચન્દ્ર યથાર્થમાં એક પ્રસિદ્ધ રાજપુત મહાકવિ હતો, અને તે પૃથ્વીરાજનો પરમ સ્નેહી હતો, અને પૃથ્વીરાજના સહવાસમાં સર્વદા રહેતો હતો. તેનો કાવ્ય ગ્રન્થ પૃથ્વીરાજ રાસો સુપ્રસિદ્ધ છે, અને તે કાવ્ય વિષયમાં નિપુણ અને યુદ્ધ વિષયમાં દૂરદર્શી હતો. પણ તેનું નામ એના રાસાથી અમર થઇ ગયું છે. એના મહાકાવ્યમાં રાજપૂતોની શૂરવીરતા અને વિશેષતઃ પૃથ્વીરાજની કીર્તિ ગાયેલી છે. જેવા રામાયણ અને મહાભારત આર્ય લોકોમાં માનનીય ગ્રન્થો છે, ગ્રીકો (યૂનાન) માં જેવું હોમરનું ઈલિયડ કાવ્ય મનાય છે, તેવો રાજપુતોમાં ચન્દ કવિનો કાવ્યસમૂહ પૃથ્વીરાજ રાસો આદરણીય ગ્રન્થ છે. વળી ચન્દ્ર કવિનાં કપોલ કલ્પિત કાવ્ય ઘણાં જ થોડાં છે, તેમાં પ્રાકૃત વૃત્તાં-

તેનો ભાગ વધારે છે. પરંતુ દુઃખની વાત એ છે કે એનું સમસ્ત જીવન ચરિત્ર કશે પણ મળતું નથી અને એના કાવ્ય સમૂહનો અધિકાંશ પ્રાયઃ હિન્દી ભાષામાં છન્દોબદ્ધ છે, અને તે સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપમાં પણ મળતો નથી. તેમ જ બીજા કવિઓએ તેના કાવ્યમાં ઘણી ઘાલઘુસડ કરેલી જણાય છે.

આ ઉપન્યાસમાં કન્યા વત્સલ પૃથ્વીરાજે પોતાની પુત્રીને પ્રતિદિન સન્ધ્યાકાલે શ્રીયમુનાનાં દર્શન થાય તે માટે જે એક ઉંચા સ્તંભ કરાવ્યો હતો તેનો ઉલ્લેખ કરેલો છે, તે સ્તંભ આજે કુતુબમીનારને નામે ઓળખાય છે. તે સંબંધમાં જે હકીકત મારા પિતાશ્રીએ જણાવેલી હતી તે અત્રે નોંધી લઉં છું. આ સ્તંભની રચના અપૂર્વ છે, અને તે દુનિયાની અજાયબીમાં એક ગણાય છે. તેની અપૂર્વ રચનાને લીધે તે કોણે બંધાવ્યો એ સંબંધમાં ચર્ચા થઈ ગઈ છે, અને તેનો નિષ્કર્ષ એ નીકળ્યો છે, તે હિન્દુરાજા પૃથ્વીરાજે બંધાવેલો છે. મેટકાફ, હેબર વગેરે અનેક અંગ્રેજ અને પ્રામાણિક મુસલમાન શોધકોએ પણ પ્રસિદ્ધ કર્યું છે કે આ યમુના સ્તંભ હિંદુઓનો બાંધેલો છે. એની રચના હિન્દુ શિલ્પાનુસાર છે. સ્તંભના પાયા આગળ મૂર્તિઓ વગેરે છે, તેનું કારણ એવું છે કે સ્તંભ પવિત્ર મનાતો હોવાથી તેની નીચેના ભાગમાં હિન્દુઓનાં દેવદેવીઓની મૂર્તિ ગોઠવવામાં આવી હતી અને તેની ગામના લોકો પૂજા કરતા હતા; એ કંઈ મુસલમાનોએ હિન્દુઓનું અપમાન કરવા માટે પાયામાં બાંધી તેના ઉપર સ્તંભ બાંધ્યો નથી. પણ જ્યારે મુસલમાનોના હાથમાં એ સ્તંભ ગયો ત્યારે તેઓએ પાયા આગળના મૂર્તિના મંદિરોનો નાશ કર્યો અને મૂર્તિઓ ખંડિત કરી. અલીગઢના વિખ્યાત સૈયદ અહમદખાને, કર્નલ કનિંગહામને આ વિષયમાં એક પત્ર લખ્યો છે, તેમાં એણે કબુલ કર્યું છે કે કારિગિરિ અને બાંધકામ જોતાં કુતુબમિનાર મુસલમાનોનો બાંધેલો જણાતો નથી. પણ કુતુબુદ્દીને પહેલાનો ઉંચો યમુના સ્તંભ તોડી નાંખી તેનું શિખર મુસલમાન રવેશનું ફરી બંધાવેલું લાગે છે, અને તેણે જ એ સ્તંભને કુતુબ મિનારનું નામ આપેલું છે.

બીજું પ્રાચીન કુરૂક્ષેત્રનું અર્વાચીન નામ સ્થાનેશ્વર છે. તે જૂ પ્રમાણે કુરૂક્ષેત્રની પુણ્ય નદી દૃશદ્વતી આજે કાગાર (કાગર-કાગળ) નદીને નામે જાણીતી છે, અને તે દક્ષિણ દિશામાં વહે છે. વર્ષાઋતુમાં તેમાં પાણી હાલમાં ભરાય છે, પણ ઉનાળામાં તે સૂકાઈ જાય છે.

આ ગ્રન્થમાં, ગ્રન્થકર્તાનો ગ્રન્થ લખાયો તેના લગભગ સમયના એક ફોટા ઉપરથી હાફટોન બ્લોક કરાવીને છાપેલો છે તે, અને કુતુબમિનાર અથવા યમુના સ્તંભનું ચિત્ર પણ છાપેલું છે તે તરફ વાંચક વર્ગનું લક્ષ ખેંચવામાં આવે છે.

સુરત
વિ. સં. ૧૯૮૨ ની રંગ પંચમી. } નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પૃષ્ઠાંક. |
|---|---|---|
| ૧ લું | કુંવર જન્મ ... ... ... ... | ૧ |
| ૨ જું | કુંવર ગયો! ... ... ... ... | ૯ |
| ૩ જું | તોફાન! ... ... ... ... | ૧૫ |
| ૪ થું | પર્ણકુટી ... ... ... ... | ૨૨ |
| ૫ મું | શૈલબાળા ગઈ! ... ... ... | ૨૮ |
| ૬ ઠું | શૈલબાળા ક્યાં છે? ... ... ... | ૩૪ |
| ૭ મું | રંગમાં ભંગ... ... ... ... | ૪૦ |
| ૮ મું | અયોગ્ય માગણી ... ... ... | ૪૬ |
| ૯ મું | પ્રેમ મટી વેર ... ... ... | ૫૧ |
| ૧૦ મું | સંન્યાસીનો પરલોકવાસ ... ... | ૬૦ |
| ૧૧ મું | ચંદ અને દિલીપ ... ... ... | ૬૭ |
| ૧૨ મું | માતૃદ્રોહી કે દેશદ્રોહી? ... ... | ૭૨ |
| ૧૩ મું | દરબાર ... ... ... ... | ૮૧ |
| ૧૪ મું | પ્રેમપ્રવાસ ... ... ... ... | ૮૯ |
| ૧૫ મું | કપટજાળ ... ... ... ... | ૯૪ |
| ૧૬ મું | કપટજાળ (અનુસંધાન) ... ... | ૯૭ |
| ૧૭ મું | કપટજાળ (અનુસંધાન) ... ... | ૧૦૪ |
| ૧૮ મું | શૈલબાળા કોણ? ... ... ... | ૧૧૨ |
| ૧૯ મું | શોકસીમમાં પડેલો ... ... ... | ૧૧૮ |
| ૨૦ મું | કરણસિંહ ક્યાં? ... ... ... | ૧૨૪ |

## અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૧ મું | આનન્દ ... ... ... ... | ૧૩૦ |
| ૨૨ મું | કપટનું ખુલવું ... ... ... | ૧૩૩ |
| ૨૩ મું | થાણેશ્વરપતિ પ્રયાણ... ... ... | ૧૩૯ |
| ૨૪ મું | શોકવતી પ્રભાવતી ... ... ... | ૧૪૫ |
| ૨૫ મું | પ્રેમ? પ્રાણ? ... ... ... | ૧૫૪ |
| ૨૬ મું | ચંદ કવિનો છુટકો ... ... ... | ૧૬૩ |
| ૨૭ મું | વિલક્ષણ ભેટ ... ... ... | ૧૬૮ |
| ૨૮ મું | મુસલમાન છાવણીમાં કોલાહલ ... ... | ૧૭૫ |
| ૨૯ મું | પહેલી લડાઇની ત્રેવડ! ... ... | ૧૭૯ |
| ૩૦ મું | પ્રેમસીમપર રઝળતો!... ... ... | ૧૮૩ |
| ૩૧ મું | કપટસંધિ ... ... ... ... | ૧૯૭ |
| ૩૨ મું | પ્રેમમૂર્છા તે પ્રેમમૃત્યુ... ... ... | ૨૦૦ |
| ૩૩ મું | વિશ્વાસે ફસાવ્યા ... ... ... | ૨૦૮ |
| ૩૪ મું | મહાયુદ્ધ ... ... ... ... | ૨૧૨ |
| ૩૫ મું | વીર ક્ષત્રાણિ... ... ... ... | ૨૨૧ |
| ૩૬ મું | ન જાને જાનકીનાથ પ્રભાતે કિં ભવિષ્યતિ ... | ૨૨૬ |
| | ઉપસંહાર ... ... ... ... | ૨૩૨ |




# દિલ્હી પર હલ્લો

અથવા

## ભરતખંડના પરવશપણાનો પ્રારંભ

### પ્રકરણ ૧ લું

#### કુંવર જન્મ



વિરલ નરોથી સુરક્ષિત ભરતખંડની દુર્દશાનું મૂળ, પરસ્પરનો કલહ, ઐક્યનો અભાવ, લોભ અને સ્વાર્થપરાયણ વર્તન છે, જે વર્તન અદ્યાપિ પર્યંત, અનેક આસ્માની સુલતાની સહન કર્યાં છતાં પણ આર્યાવર્તવાસીઓના હૃદયમાંથી ખસ્યું નથી. અહો, લોકો! તમે નિત્યપ્રત્યે તમારો દેશ પરવશ પડ્યો, તેને માટે રડો છો, અશ્રુપાત કરો છો ને દૈવને દૂષિત કરો છો, પણ આ નીચે જે વાર્તા આપું છું, તેપરથી તમને પ્રત્યક્ષ થશે કે, દૈવ દૂષિત નથી, પરન્તુ તમારાં કૃત્યો જ તેવાં છે. તમે નિત્ય નિત્ય નવા નવા તરંગો રમાડીને એમ ઇચ્છા કરો છો કે, પરવશ નહિ હોઇએ તો સુખી થઇશું,' પણ 'જ્યારે તમો સ્વતંત્ર હતા ત્યારે પણ તમો તમારું ગૌરવ સાચવી શક્યા નથી, તો હવે સ્વતંત્ર થઇને શું તેજસ્વી કર્મ કરશો?

જે મનુષ્ય બીજાને દુઃખી કરીને પોતાને સુખી થવાની આશાથી અયોગ્ય કૃત્ય કરે છે, સ્વજનનું સુખ હરી લેવા ઇચ્છે છે, ને કામાંધ થઈ, રાજ્યલોભને વશ વર્તી પોતાનું ત્યજી, પારકું ગ્રહણ કરવાની લાલસાથી દુષ્ટ કર્મનો ભોગી થાય છે, તે મનુષ્ય પરિણામે કેવી દશાને પામે છે, તે આ નીચેની વાતપરથી પ્રત્યક્ષ થશે.

આપણી વાર્તાનો પ્રારંભ સંવત્ ૧૨૨૯, શાકે ૧૦૯૪, ઇ. સ. ૧૧૭૬માં થાય છે. ભરતખંડમાં એ સમયે દિલ્હીની ગાદીપર ચક્રવર્તી રાજા પૃથિરાજ રાજ્ય કરતો હતો. ગૂર્જર ભૂમિપર ભોળા ભીમદેવના નામથી પ્રસિદ્ધ થએલો ભૂપતિ રાજ્ય કરતો હતો. ભરતખંડની સીમાપર અફગાનીસ્તાનના યવનો, આ ધનાઢ્ય દેશને લૂંટવા, તેને પગતળે ચાંપ-

વાને ટમટમી રહ્યા હતા; અને ગ્યાસુદિનનો ભાઇ શાહબુદિનઘોરી સમયની પ્રતીક્ષા કરતો હતો, કે કયારે લાગ ફાવે કે ભરખંડ સ્વાધીન કરી લઉં.

એક સંધ્યા સમયે મેવાડની રાજ્યનગરી ચિતોડમાં ધામધૂમ થઇ રહી છે, રાજ્યભવનમાં મહોત્સવ થઇ રહ્યો છે ને નગરમાં ઠામઠામ વાજીંત્રના સુસ્વરો ગર્જના કરી રહ્યા છે; શેરીએ શેરીએ ને મોહલે મોહલે શ્રીમાન્ જનો ગરીબ દુઃખીઆંને દાન આપે છે; રાત્રિ પડતાં નગરમાં દીપમાળાઓની જ્યોતિઓ ઝગારા કરી રહી છે; ઘાટ, વાટ ને ચોકચૌટાં સર્વ સ્થળે મંગળ મંગળ થઇ રહ્યું છે; સ્ત્રીઓ ગીત ગરબાઓ ગાઇ રહી છે; અમીર ઉમરાવો ને રાજ્ય સામંતોને ત્યાં નાટારંભ થઇ રહ્યો છે; ગવૈયા, બજવૈયા ને ભવૈયા, ભાટ, ચારણ ને બંદિજનો "ઘણું જીવો સમરસિંગનું કુલભૂષણ" એમ ગર્જના થઇ રહી છે; ભદ્રાભદ્ર સર્વ કોઇના દ્વારપર કેળના સ્તંભો આવી રહ્યા છે; મંગળકલશ સ્થપાયા છે; મંગળસૂચક શંખનાદ ગાજી રહ્યા છે; દેવાલયોમાં પ્રાર્થનાઓ થઇ રહી છે; રાજ્ય ભવનમાં શંખધ્વનિ અને નૃત્યગીત ગવાઇ રહ્યાં છે. એમ સર્વ સ્થળે ઉજમ ઉજમ જણાય છે. નગરનારીઓ કુંવરનાં ઓવારણાં લે છે; ને સમરસિંગને ભાગ્યવંત માને છે. ચોમેર દૃષ્ટિ કરતાં સર્વત્ર ઉત્સવમય જણાય છે. પ્રતિગૃહ—ગરીબ કે તવંગર—રાય કે રંક—સૌને ત્યાં કંસાર રંધાયો છે.

ચિતોડના મહારાજા સમરસિંગને ત્યાં પુનઃ આજ પુત્ર જન્મ્યો છે. ચિતોડાધિપતિની પ્રથમ રાણીને ત્રણ પુત્ર થયા છે, પણ આ ચોથા પુત્રથી પ્રજાને વિશેષ આનંદ થાય છે. પટ્ટરાણી, ત્રીજા પુત્રનો જન્મ થતાં મરણ પામી હતી, ત્યારે સમરસિંગે લક્ષ્મી દેવી સાથે લગ્ન કીધાં, પણ તેને કશું સંતાન થયું નહિ; એટલે ત્રીજી રાણી કમલાદેવી સાથે લગ્ન કીધાં, તેને આ પ્રથમ સંતાન થયું છે. તે કુંવર છે. ત્રણ પુત્ર થયા છતાં સમરસિંગે આ લગ્ન કેમ કીધાં? આ કુતૂહલજનક છે, પણ કાળાંતરે તે આનંદદાયક થશે.

રાણી કમલાદેવીને કષ્ટ થાય છે, તે વાત જાણતાં સમરસિંગ ચિંતાગ્રસ્ત થઇને એક અગાસીમાં બેઠો હતો. ચિંતાને લીધે તેનું સુંદર ને તેજસ્વી લલાટ કંઇક નિસ્તેજ થઇ ગયું હતું. તેના મોટાં, સ્થિર અને પ્રકાશિત નેત્રની ગંભીર અને મધુર દૃષ્ટિ શૂન્ય થઇ ગઇ હતી. તેનું સ્વરૂપસૌંદર્ય ઉત્તમ કારીગરે ઘડેલી મૂર્તિ જેવું હતું. જેમ અપાર અતલસાગરની શોભા નિહાળતાં સઘળાનું હૃદય આહ્લાદિત થાય છે તેમ તેને જોતાં નાના પ્રકારના ભાવ મનમાં ઉત્પન્ન થતા હતા. જેમ સાગરનું વિસ્તીર્ણપણું, મહાનતા, ગાંભીર્ય જોઇ આનંદ થાય, અને તેના

તરંગરંગ નિહાળી હૃદય આહ્લાદિત થાય પણ ક્ષણમાં ભયની ભાવના પણ ઉત્પન્ન થાય, તેમ સમરસિંગની મૂર્તિ નિહાળતાં ભક્તિ-પ્રેમ ઉત્પન્ન થતાં જ, તેની ભવ્ય મૂર્તિ ને વીરતા નિહાળી ભયથી કંપિત પણ થવા પામે તેવી તેની મૂર્તિ હતી. તે તેજસ્વી, અહંકારરહિત અને કોમળ હૃદયનો છતાં દૃઢ પ્રતિજ્ઞાવાળો જણાતો હતો. તેનું વય હમણાં છવીશ વર્ષનું હતું, પણ તેના અંગનો બાંધો જોઇ, મનમાં એમ થતું કે, કદાચ તે મોટી વયનો હશે.

મહારાજા સમરસિંગ એક તકીયાને અઢેલીને ડાબી બાજૂએ હાથને ટેકવી, માથું મૂકી વિચારગ્રસ્ત બેઠા હતા. તેવામાં એક સેવકે આવી કહ્યું, "મહારાજનો જયજયકાર થાઓ! રાજ્ય રાણીને સુંદર, મનહર, ભાગ્યશાળી પુત્ર જન્મ્યો છે." આ વધામણી સાંભળતાં જ સમરસિંગના મુખનો રંગ બદલાઇ ગયો. પૂર્ણ ચંદ્રના ઉદયથી વિશાળ સાગર, જેમ ચાંદીની રેખા માફક ઝળારા કરે છે, તેમ તેનું મુખ-કમળ અતિ હર્ષથી પ્રફુલ્લિત જણાયું; ને વધામણી કહેનાર સેવકને સોનાનાં કડાંની બક્ષિસ આપી, અને પ્રસન્નચિત્તે પુત્રનું મુખ જોવાને અંતઃપુર પ્રતિ પ્રયાણ કીધું. આજે પૂર્ણિમા હતી અને ચંદ્રોદય સંગે જ, તેજસ્વી ચન્દ્રનો જન્મ થયો છે. અતિ શુભ લગ્નમાં કુંવરનો જન્મ થયેલો જાણીને પ્રજા ને રાજા સર્વ આહ્લાદિત થયાં છે. તેજસ્વી કુંવરનું ચન્દ્રસમાન વદન નિહાળી, તેના જન્મ યોગની ખબર મેળ-વવાને સમરસિંગ, રાજમહેલની પાછળના ઉદ્યાનમાં પધાર્યો.

ઉદ્યાનના એક ભાગમાં રાજ્યજ્યોતિષી ગુરુદેવ શ્રીમાન્ મંગલા-ચાર્ય, એક કુશાસનપર બેઠા હતા. હાથમાં જ્યોતિષનો ગ્રંથ હતો, સુંદર પણ સાદાં વસ્ત્ર પહેર્યાં હતાં, લલાટમાં રક્તચંદનનું ત્રિપુંડ્ર કીધેલું હતું, વયોવૃદ્ધ છતાં તેમનું ચાંચલ્ય વિશેષ જણાતું હતું. કપાળ વિશાળ ને અંગ હૃષ્ટપુષ્ટ હતું. સમરસિંગ ત્યાં પધાર્યો ત્યારે ગુરુદેવ ગ્રંથ જોઇને કુંવરના ભાગ્યની ગણત્રી કાઢતા હતા, ને તારાગણ સંગે નક્ષત્રના યોગની મીલાવટ કરતા, વચ્ચે વચ્ચે આકાશભણી દૃષ્ટિ કરતા હતા. ગગન સ્વચ્છ હતું, મેઘનું ચિહ્ન પણ નહોતું; આકાશમાં સ્થાને સ્થાને તારાઓ પ્રકાશિત દીસમાન હતાઃ અને પૂર્ણ શશીના નિર્મળ કિરણના પ્રકાશથી ઉદ્યાન, સરોવર, વૃક્ષ, પત્ર, મહેલ ને પશુપંખીઓ અલૌ-કિક જણાતાં હતાં. આવા સુંદર પ્રકાશ સમક્ષ દીપમાળાઓ નગરમાં પ્રકટેલી છતાં નિસ્તેજ દીસતી હતી. સમરસિંગે આવીને દૃષ્ટિ કીધી તો ગુરુદેવ ગણત્રી કરવામાં ગુંથાયલા છે. પણ તેનું તેજસ્વી મુખ, કંઇક વિષાદથી અંકિત છે, એટલે રાજાના મનનો આનંદસાગર એક-દમ ખાલી થઇ ગયો. તે શંકાથી ઉદાસીન જણાયો. તેણે પૂછ્યું,

"ગુરુદેવ ! બાળકુંવરનું ભાગ્ય જોયું ? તે કેવું છે ? ભવિષ્યમાં તે રાજા થશે ને આ ચિતોડની ગાદી શોભાવશે?"

ગુરુદેવ મંગલાચાર્યે ગંભીર સ્વરથી કહ્યું, "થશે. પણ—"

"હજીએ પણ ? દેવ, એ શું બોલો છો ?" હજી તો ગુરુદેવ વધારે બોલ્યા નથી, તેટલામાં અધીરો થઇ રાજા બોલ્યો, "આ વેળા પણ, પણ ? હાય ! મેં કોણ જાણે કયાં પાપ કીધાં છે કે મારા વંશનું નામ રાખવાને હજી પણ કોઇ સિંહાસનારૂઢ થનારો જન્મ્યો નહિ. યુવરાજ કલ્યાણસિંહનું ભાગ્ય જોઇ આપ બોલ્યા હતા કે, કલ્યાણ જો સિંહાસનારૂઢ થાય તો ચિતોડનું મહદ્ ભાગ્ય ગણાશે. એવો સુપુત્ર તમારા વંશમાં અદ્યાપિપર્યંત જન્મ્યો નથી; પણ કોઇક શાપને યોગે રાજ્યાસનને પાત્ર થવા સૂધી કલ્યાણ દેહ ધરી શકશે નહિ, એ માટે સંદેહ છે; માટે વત્સ ! તું એને રાજ્યાધિપ થવાની આશા છોડી દે.' તે પછી હે ગુરુદેવ ! કલ્યાણનું મંગળ થાય તે માટે મેં યાત્રા હવન, યજ્ઞ કરવા આપને વિનતિ કીધી, પણ તેથી શાન્તિ થશે નહિ, એમ આપે જણાવ્યું, ને મેં કલ્યાણની રાજ્યાધિપ થવાની આશાનો પરિત્યાગ કીધો. કલ્યાણના બે નાના ભાઇઓ રાજ્યપદને પાત્ર નથી, એમ આપે જણાવ્યું ને તેમના ગાદીપતિ થવાથી ચિતોડનું અમંગળ છે, એમ આખરે સૂચવ્યું, ત્યારે આપણી આજ્ઞાનુસાર મેં બીજી વેળાએ લક્ષ્મીદેવી સાથે લગ્ન કીધાં, પણ તેને એક સંતાન થવા પામ્યું નથી; ત્યારે મેં ત્રીજીવાર કમલાદેવી સાથે લગ્ન કીધાં તે જ્યારે ગર્ભવતી થઇ ત્યારે આપે કહ્યું કે, "આ વેળાએ જો પુત્રજન્મ થશે તો તે તમારા રાજ્યસિંહાસનનો સ્વામી થવા પામશે, તે સાંભળી મારું હૃદય, હે ગુરુદેવ ! આનંદની લહરીમાં ગળકીયાં લેતું હતું ને આપનો તથા ઈશ્વરનો કેટલો ઉપકાર માનતો હતો તે તમે જાણો છો. તે છતાં આજે આપ કહો છો કે, 'એ રાજા થશે, પણ—' એટલે ? પણ ગુરુદેવ, જ્યાં મારું ભાગ્ય જ નિષ્ઠુર છે ત્યાં તમે કે કોઇ શું કરો ?"

ગુરુદેવ બોલ્યા, "વત્સ ! એટલો બધો નિરાશ ન થા; પણ તારે જાણવું અવશ્યનું છે કે વિધાતાનો લેખ મિથ્યા થતો નથી, તો તેમાં હું શું કરું ? આ કુમારમાં સર્વ રાજ્યલક્ષણ છે, અને એ રાજા થશે; પણ ત્રણ વર્ષ સૂધી એને એક ગ્રહની પીડા નડશે, તેથી કુમારને સાવધાનીથી સાચવવો જોઇએ; એ ત્રણ વર્ષ વીત્યા પછી એને ઉની આળ પણ આવશે નહિ."

આટલું જ્યાં ગુરુદેવ સમરસિંગને કહે છે તેવામાં, ઉદ્યાનના એક ભાગમાં બે ત્રણ સ્ત્રીઓનો કોલાહલ થતો સંભળાયો, તેના પ્રતિ બંનેની

એકી વેળા દૃષ્ટિ પડી; ત્યાં એક સ્ત્રીના હાથમાં બાળક છે, ને બીજી બે સ્ત્રી તે બાળકને મૂકાવવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તે સ્ત્રી દાંત પીસીને તેઓને હડસેલી કાઢે છે ને નાસવાનો પ્રયત્ન કરે છે. તેઓની બોલાચાલીનો કલરવ બંનેના કાને પડતાં તે તરફ સમરસિંગ જવા લાગ્યો, તેટલામાં તો તે ત્રણે જણિયો ત્યાં જ આવી અને એક સ્ત્રી બોલી, "મહારાજ! આ ઘેલી બાળકુમારને લઇને નાશી આવી છે, ને કુમારને એ પાછો આપતી નથી. કુમારને કંઇ પીડા થાય, તેથી અમે જોર કરી શકતા નથી, માટે એના હાથમાંથી કુંવરને છોડાવી અમને અપાવો."

આ વાત સ્ત્રી બોલતી હતી, તેવામાં મંગલાચાર્યે પૂછ્યું, "એ ઘેલી કોણ છે?"

સમરસિંગે કહ્યું, "શું આપને બિન્દુ નામની દાસીનું સ્મરણ નથી? આપ જાણતા નથી કે, એ ઘેલી થઇ ગઇ છે?"

મંગલાચાર્યે ઉત્તર આપ્યો, "જ્યારથી હું તીર્થાટન કરી આવ્યો છું, ત્યારથી મેં એના સંબંધી કશા સમાચાર જાણ્યા નથી; અને ગાંડી થઇ જવાથી એની આકૃતિ એટલી બધી બદલાઇ ગઈ છે કે, મેં એને જરાએ ઓળખી નહિ. પણ એ ગાંડી કેમ થઇ ગઈ?"

સમરસિંગે કહ્યું, "આશરે છએક માસપર એને એક પુત્ર જન્મ્યો હતો, પણ દૈવયોગે ત્રણેક માસપર એ વિધવા થઇ, ને તે પછી થોડા જ દિવસપર એનો પુત્ર મૃત્યુ પામ્યો. તેના આઘાતથી એ ગાંડી થઇ ગઇ છે. તે વખતથી એના મનમાં એવી જ વાત ઠસી ગઇ છે કે 'હું એનો સ્વામી છું, ને એનો પુત્ર મરણ પામ્યો નથી, જીવતો છે, પણ કોઇ ચોરી ગયું છે, એટલી જ એ ગાંડી જણાય છે. બાકી બીજી રીતે તો એ કેવળ સાવધ છે."

આ સમયે ગાંડી બિન્દુ બાળકુંવરને ઉપરાચાપરી ચુંબન કરતી હાથમાં ઝુલાવતી હતી. તે મહારાજ તરફ ફરીને બોલી, "પ્રાણનાથ! આજે મારું ચોરાયલું ધન પાછું હાથ આવ્યું છે! અહાહા! એ જ લાડકાને કોઈ સુતું ચોરી ગયું હતું. તમે જાણો છો કે, કોણ ચોરી ગયું હતું?" પછી સમરસિંગના કાન આગળ જઇને ધીરે સ્વરથી બોલી, "રાંડ! મારી પેલી શોક! એ જ રંડા એ જ હમણાં એને સ્હોડમાં લઇને સુતી હતી, ત્યાંથી એક ઝડપ મારી ઉઠાવી લાવી છું. અહાહા! કેવો લાડીલો છે, કેવો સુંદર છે! રાંડ શોકે ચોર્યો, પણ હું ખરી કે પાછો નહિ આપું," એમ બોલતી તે ખૂબ હસવા લાગી. સમરસિંગે કહ્યું, "બિન્દુ! એ તારો પુત્ર નથી, પણ જેની પાસેથી એને લઇ આવી છું તેનો છે. તારો પુત્ર હોય તો તે આજે કેટલા દિવસનો થયે

હોત ! તે તો ઘણો મોટો હોત ! જોતી નથી કે, આ તો હજુ હમણાં જ જન્મ્યો છે ?" ગાંડી બિન્દુ ગુસ્સે થઇને બોલી, "કેમરે ! તમો પણ પેલી રાંડ શોકને વશ થઇને મારા પુત્રને તેનો પુત્ર કહો છો કે ? હાય ! હાય ! મારો ધણી પણ મારા ઉપર નિર્દય થાય છે ! પણ યાદ રાખજો કે, આ મારા લાડકાને કદી પાછો આપનાર નથી, તમારે જોઇએ તો એ શોકને ત્યાં રહો, મારે શું ? પણ પછી હું તમને કદી મળવાની નથી. તમારે જોઇએ તો તેના જ ધણી થજો, પણ હું તો આ લાડકાને લઇને રહીશ. મારું ગયેલું ધન પાછું મળ્યું છે, તેને પાછું ખોઉં કે ? ચાલો, ચાલો ? દૂર રહો ! એ બાળક હું કદી પણ પાછો આપીશ નહિ." તે ગાંડી, રાજકુંવરને સમરસિંગના મોં આગળ લાવીને કહેવા લાગી, "જૂઓ જૂઓ, મારા બાળકનું મુખ તો જૂઓ ! કેવું રઢિયાળું છે ! જેવા તમે તેવો એ છે ! જાઓ ! જાઓ ! બાળકપર હેત નથી આવતું ? આ લાડકાને એક બચ્ચી તો કરો ? રે દૈવ ! હું કેવી નઠારી છું કે, એ રાણીના પતિને પરણી છું ! પેલી મારી શોકનો પુત્ર હોત તો કોણ જાણે કેટલાએ લાડ લડાવત, પણ આ અણમાનીતીનો લાડકો, કોણ વહાલ કરે ?" તે સાંભળી સમરસિંગે કહ્યું, "લાવ, લાવ, હું એને ચુંબન કરું ?"

ગાંડી બોલી, "રે જાઓરે જાઓ! તમારા હાથમાં બાળકને આપું ? મને ભય લાગે છે; કેમકે તમે તો શોકને વશ છો, તેથી આ મારો પુત્ર તેઓને આપી દો તો હું રાંડ શું કરું ? પણ ના, ના, લો, લો, એ તમારો પણ પુત્ર જ છેની ? તમને પણ લેવાનું મન થાય તો ! લો, એકવાર મીઠી મીઠી બચી કરી પાછો આપજો."

સમરસિંગે તે ગાંડીના હાથમાંથી રાજકુંવરને લઇને, પાસે ઉભેલી દાસીના હાથમાં આપ્યો, ને તેને જવાની સાન કરી. જેવી તે બાળકને લઇને ચાલી ગઇ કે ગાંડી તો ક્ષણેકવાર વિસ્મયયુક્ત થઈ ઉભી જ રહી. ને રાજાની તરફ જ એકીટસે જોઇ રહી. પછી રોષમાંને રોષમાં, કંપતાં કંપતાં, લાંબા હાથ કરી બોલી, "ફટ્ ! વિશ્વાસઘાતક ! આજ તમારું કર્તવ્ય કે ? હવે મારું રૂપ ગયું, રંગ ગયો ને ઘરડી થઈ ત્યારે નવી નવી રાણીપર પ્રેમ થયો ? આ શું ઠીક કીધું કે ? જાઓ, જાઓ ! જરા તો લજ્જા કરો, જરા તો શરમાઓ ! હવે મારું કોણ છે કે મારી વાહર કરે ! જ્યારે મારો ધણી જ મારો નથી, તો બીજું તે કોણ હોય ? શોકને મારો બાળક આપ્યો ? હાયરે ! શો જુલમ ! એ રાંડો તે કેવીક રૂપાળી છે કે, તેને આ વશ થઈ ગયો ! ફટ્ ! ભુંડા ! અણમાનીતી છું તો છું પણ, મારા બાળકનો વિયોગ પડાવ્યો ! પરમેશ્વર તમને જોશે !" એમ ગાળો દેતી તે મહેલ તરફ ચાલી ગઇ.

તે ગાંડી ગઈ ત્યાંસુધી ગુરુદેવ મંગલાચાર્ય તેની તરફ એકીટસે જોઇ જ રહ્યા હતા; તે તેના ગયા પછી બોલ્યા; "વત્સ! ત્રણ વર્ષ પર્યંત આ ગાંડીના હાથમાં આ બાળક ન જાય તેની સંભાળ લેજે. એક તો એ ગાંડી છે, તેથી એના હાથમાં બાળક આપવો જ જોખમકારક છે; અને બીજું, એના મનનો ભાવ ઘડીએ ઘડી બદલાઈ જાય છે; તેથી કોઈ વેળા માત્ર ચક્ષુથી જોઇને ઘણો સ્નેહ કરશે ને કોઈ વેળા શોકનો પુત્ર છે, એમ સમજી એને ફેંકી પણ દેશે, તેમાં આશ્ચર્ય નથી. એ આ બાળકને જોઇને ઉત્સુક થાય છે, તેથી મને ભય થાય છે કે, કદાપિ એનાથી જ બાલકુમારપર કંઇ સંકટ આવી પડશે; ને તેથી જ એ આ બાળકપ્રતિ માતૃભાવથી જોય છે, એમાં શક નથી. માટે ત્રણ વર્ષ પર્યંત આ બાળકને એને સોંપતો જ નહિ. કુમારના કંઠમાં આ રક્ષાકવચ બાંધજે, જેથી ગમે તેવા ભયમાં પણ એનું રક્ષણ થશે" એમ કહી એક રક્ષાકવચ રાજાના હાથમાં આપ્યું; પછી ગુરુ બોલ્યા કે, "ત્રણ વર્ષ વીતી ગયા પછી કુંવરને કશી પીડા થવાની નથી. વળી બીજી વાતની પણ સંભાળ રાખજે. લક્ષ્મીદેવીને કશું સંતાન નથી, તેથી શોકપુત્ર જોઇને તેનાં મનમાં બળત્રા થશે, તેના મનમાં ક્રોધ કે નઠારા વિચાર નહિ આવે તે રોકવા જરૂરના છે. માટે કમલાદેવીને સૌ વાત યથાર્થ સમજાવી, આ સંતાન લક્ષ્મીદેવીને અર્પણ કર અને આ બાળકને આજથી જ તેનો દત્તકપુત્ર કર. રાજ્ય મહેલમાં સર્વને આજ્ઞા કરજે કે આજથી આ પુત્રને કોઈ પણ કમલાદેવીનું બાળક કહીને નહિ બોલાવે, પણ લક્ષ્મીદેવીના બાળકથી ઓળખે. પોતાનો પુત્ર જાણવાથી લક્ષ્મીદેવી સંતુષ્ટ થશે ને તેના મનમાં કશો પણ દ્વેષ ભરાશે નહિ; ને એ પુત્રના અનિષ્ટનો સંકલ્પ પણ કરશે નહિ." બંનો જણ ઉદ્યાનમાંથી વિદાય થયા.

ગુરુદેવ મંગલાચાર્યજીએ જે પ્રમાણે આજ્ઞા કીધી તે જ પ્રમાણે રાજાએ મહેલમાં જઇને કાર્ય કીધું. એ કુમારનું નામ કરણસિંહ ધર્યું. લક્ષ્મીદેવી તેને પોતાનો પુત્ર જાણી પરમ આહ્લાદિત થઈ, ને તેને સારી રીતે લાડ લડાવવા લાગી.

વખતના વીતવા સાથે કુમાર મોટો થતો ગયો. તે જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેનું સૌંદર્ય વિશેષ પ્રકાશવા લાગ્યું. બિન્દુ ઘેલી તેના પ્રતિ અતિ ઘણો સ્નેહ રાખતી હતી, પણ રાજાની આજ્ઞા, સૌ સેવકને તેના હાથમાં નહિ આપવાની હોવાથી, તેના કરગરવા છતાં પણ કોઈ દાસદાસી રાજપુત્ર તેના હાથમાં આપતાં નહોતાં. એથી ઘેલી બિંદુ ઘડી ઘડીમાં ક્રોધ કરતી, લડતી, રડતી, ગાળો ભાંડતી.

પણ તેને કોઈ લેખવતું નહિ. તેનુ એવું જોર નહોતું કે, તે બળાત્કારે કુંવરને લઇ શકે.

બે અઢી વર્ષનો થતાં કુંવર ચાલતાં શિખ્યો, ને ત્રીજું વર્ષ બેસતાં તો તે બોલતો ને દોડતો હતો, દાસદાસીઓને તે ખૂબ ગમત આપતો હતો. આટલા બધા સમયમાં એકવાર બિંદુના હાથમાં કુમાર નહિ આવવાથી એ બાળક પાછો મળશે નહિ, એમ તે ગાંડીની ખાત્રી થઈ હતી; છતાં તે મનમાં વિચારતી કે મારી શોક એક દહાડો પણ મારી સ્હોડમાં એ પુત્ર આપે તો કેવું સારું, હું એક બે ભીઠી લઇને તેને પાછો આપીશ. આવો વિચાર કરીને એક દહાડો એક દાસીના હાથમાં કુમાર રમતો હતો ત્યારે તે ગાંડી તેની પાસે ગઈ ને કરગરીને એકવાર કુમારને ભીઠી લેવાની માંગણી કીધી. તે દાસીને કહ્યું કે, “મારી શોકને જઇને કહે કે મારા પુત્ર સાથે એક વાર મને ભેંટવા દે તો તે તને જ આપીશ.’ અલિ! ગગલી! આ પુત્રને એક વાર મને આપ,” તે દાસી તેની વાત સાંભળી હસી ને બોલી “ચલ રે ચલ ગંડી! ચાલી જા! કુંવર કદી પણ તને સોંપું?” તે ગાંડીએ આવા જવાબની આશા રાખી હતી નહિ, કેમકે ત્યાં કોઇ નહોતું; પણ જ્યારે નકારના શબ્દો તેણે સાંભળ્યા, ત્યારે આશ્ચર્યથી નિઃશ્વાસ લેવા લાગી; પછી દીન સ્વરે પુનઃ પુનઃ કુમારને એક ભીઠી કરવાની યાચના કીધી; પરન્તુ દાસી એકની બે થઇ નહિ. ગાંડી બોલી “રાંડરે! મારો બાળક મને નહિ સોંપે? શું દુર્ભાગ્ય છે! શોકને વશ થયલા સ્વામીના હુકમથી, મારો બાળક મને નહિ મળે! હાય! હાય! ધણીના કહેવાથી તો મેં એ બાળક શોકને આપ્યો, ને હવે ન મળે દાદ કે ફરિયાદ! રે રાંડ! એકવાર તો આપ, રે આપ! નહિ તો મારી નૂાંખીશ!” પછી રાજકુમારની તરફ એકીટસે જોઈ તે રડવા લાગી, તે છતાં દાસીએ કુમારને આપ્યો નહિ. અંતે તે ક્રોધવશ થઈ બકતી બકતી ચાલી ગઇ, ને જતાં એમ બોલી કે, “ઠીક છે, ઠીક છે! મારા બાળકને આજ મથી આપતાં તો હરકત નહિ, પણ એક દિવસ ગુપચુપ લઇ જઇશ ત્યારે તમે સૌ જોઈ રહેશો. અહા! ભલા ભગવાન! તમે મારો બાળક મને આપજો!” તે ગાંડીના આ બકવાદ દાસીએ સાંભળ્યો નહિ, પણ તે હસતી હસતી મહેલમાં ચાલી ગઇ.

તે દહાડાથી બિંદુ દાસીએ રાજમહેલનો પરિત્યાગ કીધો. એ વેળા ત્યાં કોઇ નહોતું તેમ તે એક ગાંડી સાધારણ લોંડી હતી, એટલે તેના જવાથી કોઇએ કશી પુછપરછ પણ કીધી નહિ.

---

## પ્રકરણ ૨ જું
### કુંવર ગયો!



રાજકુંવર કરણસિંગ ત્રણ વર્ષનો થયો એટલે કોઇપણ દાસદાસીના હાથમાં રહેતો નહોતો. તે કદી કદી ઉદ્યાનમાં જતો, ત્યાં દોડતો, કદી ફૂલો ચુંટતો, કદી હરણ વગેરેને પકડતો, ને કદી તેની પાછળ ફરતી દાસીઓ, તેને હરકત કરતી તો તેની સામા પણ થતો. આ રીતે નાના પ્રકારની ક્રીડા કરતાં થાકતો ત્યારે દાસીની કેડપર બેસતો ને તોતળી વાણીથી સૌને રંજન કરતો હતો. બિહુએ રાજ્યમહેલ છોડ્યો તે પછી, થોડા દિવસ, એક દિવસે રાજકુંવર, દાસીની આંગળી પકડી ઉદ્યાનમાં ફરવા ગયો. દાસી રમુજી ને હસવા જેવી વાતો કરી તેને રંજન કરતી હતી. એટલામાં વાતમાં ને વાતમાં કુમાર બોલી ઉઠ્યો, "પેલી ગાંડી ક્યાં ગઈ છે? તે કેમ આવી નથી?" દાસીએ કહ્યું "તેનું તમારે શું કામ છે? તે શું કરવાની હતી?" કુમારે ઉત્તર આપ્યો, "આમ જ દોડીને હું તેની કેડપર બેસીશ," દાસીએ કહ્યું, "પણ હું જવા નહિ દઉં તો!" કુમારે કહ્યું, "વાહ! કેમ નહિ જવા દે? હું દોડતો કે તેની પાસે જઇશ, તું શું કરશે? તે મને ઘણો ચાહે છે," દાસીએ કહ્યું, "પણ તે તો ગાંડી છે, તે તમને મારશે ત્યારે?" કુમાર બોલ્યો, 'મને શું કામ મારે? મને તો કોઇ મારતું નથી, તેથી હું દોડતો કે તેની પાસે જઇશ." દાસીએ જવાબ દીધો, 'તમે કદીપણ તેની પાસે જેઇ શકશો નહિ, ને હું જવા પણ દઇશ નહિ'.

બાળકોનો આ તો સ્વભાવ જ છે કે જે વસ્તુની ના પાડીશું તે તે અવશ્ય કરવાને તત્પર થશે; ને જો તેમાં અટકાવ કરવામાં આવે તો તેથી તેને ઘણું લાગે છે. આથી પેલી પરિચારિકાની વાત સાંભળી, કુમાર જોશથી બોલ્યો, "બસ, હું તેની પાસે જઇશ જ!" દાસી તેને વાત ભૂલાવવાને બોલી, "કુંવર! તે અહિયાં નથી, તો તમે કેમ જશો?" કુમારે કહ્યું "બસ હું તો જઇશ." પછી વાત ઉડાવવાને માટે દાસીએ કહ્યું, "જુઓ, પેલું કેવું સુંદર ફૂલ ખીલી રહ્યું છે, તમારા મુખ જેવુંજ ઉજળું છે." આ વાતથી કુમાર ગાંડીની વાત ભૂલી ગયો, ને પૂછ્યું. "ક્યાં છે?" દાસીએ તે ફૂલ તરફ આંગળી બતાવી કહ્યું, "આ પેલું! તલાવડીના સામા કિનારાપર." કુમારે પુનઃ પૂછ્યું "ક્યાં?" દાસીએ કહ્યું, "રે પેલું, પેલું, આ પાણીમાં હમણાં પડ્યું, ને પેલું ઝુલી રહ્યું છે તે જ!" કુમારે કહ્યું "ચલ" મુને એ ફૂલ લેવા

દે! હું જઈને તે ફૂલ લઈશ.” એમ કહી કુમાર તેનો હાથ છોડાવીને તલાવડી તરફ દોડ્યો. પણ દાસી ગાભરી ગાભરી તેની પાછળ દોડીને તેને પકડીને કહ્યું, “રે કુમાર! એ તો તલાવડીને પેલે કિનારે છે, તે તમે કેમ લઇ શકશો ? પાણીમાં પડશો. પાણીમાં!’ દાસીનો હાથ છોડાવવાને કુમારે ઘણું જોર કીધું, પણ જ્યારે દાસીએ હાથ છોડ્યો નહિ ત્યારે તે બોલ્યો “હું એ ફૂલ લઈશ, નહિ તો માતાજીને કહીશ.”

દાસી કુમારનો હાથ પકડી તલાવડીને કિનારે ગઇ, પણ કાંઠેથી કમલ કેવડાનું ફૂલ તોડવું મુશ્કેલ જણાયું તેથી બીજાં ફૂલો તોડીને કહ્યું, “બાપુ, આ બીજાં ફૂલો એનાથી ઘણાં રૂડાં છે,” કુમારે તે ફૂલ ફેંકી દઇને કહ્યું, “ચલ, હું એ ફૂલ નહિ લઉં, પણ તે જ ફૂલ લઇશ.’ અંતે થાકીને દાસીએ કહ્યું, “ત્યારે દરવાજાપરથી પહેરેગીરને બોલાવી એ ફૂલ તોડાવું.” કુમારે કહ્યું, “નહિ, પહેરેગીર આપશે તો નહિ લઉં. પણ તું જ આપ.” આ રીતે રાજકુંવર કોઈ રીતે સમજાવ્યો સમજ્યો નહિ ત્યારે અંતે દાસીએ તે ફૂલ તોડી આપવાની હા કહીને બોલી, “ઠીક છે એ તલાવડીપર જઇને એ ફૂલ તોડીશ, પણ તમને પેલા પહેરેગીરને સોંપીશ.”

ચિતોડનો રાજમહેલ એક કિલ્લાના આકારનો છે. તેની ચારે કોર મોટી દિવાલ છે. વચ્ચે કુંજલતાઓ ને ઉદ્યાનો આવી રહ્યાં છે. તેમાં નાની તલાવડીઓ, ફુવારાઓ ને બીજાં નાના વિધનાં જળયંત્રો કરેલાં છે. આ ઉદ્યાનના મધ્યમાં એવો રાજમાર્ગ બાંધેલો હતો કે, જે માર્ગથી ચારે દરવાજાપર જવાય છે: તેને ચાર દરવાજા છે. જે દરેક દરવાજાપર પહેરેગીર રાત્રિ દિવસ ચોકી કરે છે. એ ચારે દ્વાર વિના રાજ્યભવનમાં જવાનો બીજો માર્ગ નથી. મહેલની બહાર પણ સારા સારા ઉદ્યાનોની રચના કરેલી છે; પણ તે ઉદ્યાનોને દિવાલ નહિ, પરન્તુ લોઢાની જાળીઓ ફરતી ભરેલી છે, ને તેના દરવાજા પણ લોઢાના છે. રાજ્યભવનમાં પણ જેમ ચાર દરવાજા છે, તેમ આ બહારના વાડામાં પણ ચાર દરવાજા છે; પણ મહેલના ઉદ્યાનમાં અંદરના ભાગમાં પણ સ્થળે સ્થળે પાછા દરવાજાઓ છે. ત્યાં સર્વદા પહેરેગીરો ચોકી કરે છે. મોટા દરવાજાથી ઘણું ખરું સર્વને આવવા જવાનું હોય છે, પણ કંઇ જરૂરિયાત કામ હોય છે તો દાસદાસીઓ નાના દરવાજાથી, બહારના કે અંદરના બાગમાં થઈ મહેલમાં જા આવ કરે છે. પણ અજાણ્યા માણસને મોટા દરવાજા શિવાય બીજે દરવાજેથી જવા આવવાની બંધી હતી. કરણસિંગ તે જ ઉદ્યાનમાં પરિચારિકા સાથે ભ્રમણ કરે છે. જે તલાવડીપરનું ફૂલ લેવાની તે દાસી સાથે જીદ કરે છે તે તલાવડીની સામી બાજુએ એક દરવાજો હતો. ત્યાં આવીને

દાસીએ દ્વારપાળને કહ્યું, "પેલી પુષ્કરણીને તીરેથી હું ફૂલ તોડી લાવું, તેટલી વાર આ કુમારને તું સંભાળ! ભાઇરે, આ કુમાર એવો કઠણ છે કે, જે હઠ પકડી તે છોડતો જ નથી." એમ કહી કુમારને તે દ્વારપાળને સોંપી, દાસી ફૂલ તોડવા ગઈ. પણ કિનારાપર પગ મૂકી, વૃક્ષની નજીક જઇને તે પકડી જેવી ફૂલ તોડવા જાય છે તેવો જ તેના હાથમાં તે વૃક્ષનો એક કાંટો પેશી ગયો, ને તે બૂમ પાડી ઉઠી. મનમાં ને મનમાં કુમારને કેટલીક ગાળો પણ દીધી હશે! પણ ફૂલ વગર તે પાછી ફરે તો કુમાર દોડતો દોડતો તે ફૂલ લેવાને આવે. માટે ફૂલ લઇ ગયા વિના છૂટકો નહોતો, તેથી હાથમાંથી કાંટો કાઢી લુગડાના છેડાથી વૃક્ષની ડાળ પકડી ધીરે ધીરે ફૂલ તોડયું. પણ કાંટાનો ચમચમાટ એવો જબરો હતો કે તેના જીવને ચહેન નહોતું. ફૂલ લઇને તે પાછી ફરતી હતી, તેટલામાં તેનું વસ્ત્ર કાટામાં ભરાયું; ને સિન્નાકીદે જેવું ખેંચવા જાય છે તેવી, તે પુષ્કરણીમાં પડી. પડતાં પડતાં બૂમ પાડી કે "હું મોઇ! હું મોઇ!" તેની બૂમ સાંભળી, પહેરે-ગીર, કુમારને ત્યાં જ મૂકીને એકદમ પુષ્કરણી આગળ આવ્યો, ને પાણીમાં કુદી પડી દાસીને બહાર કાઢી. ભયથી ને પાણીમાં પડ્યાથી દાસી અધમુઇ થઇ ગઇ હતી. તે જેવી સાવધ થઇ, તેવી ઉઠીને કુમાર પર ક્રોધ કરીને બોલી, "ભાઇ! એવો હઠીલો તો કોઇ જોયો નથી, જે વાત પકડી તે મુકતો જ નથીને! રાજપુત્ર પડ્યો તેમાં, નહિતર એ લપડાક ખેંચી કાઢું" દ્વારપાળે તેનો હાથ પકડી કહ્યું, "ચૂપચૂપ બોલ નહી, તારી વાત કોઇ સાંભળશે તો? રાજાઓ પ્રતિ એવી ખરાબ વાત બોલતાં સંભાળજે! એવી વાતો તો મનમાં રાખવી જોઇએ."

પછી પહેરેગીર તેને તેડીને દરવાજાપર આવ્યો, પણ ત્યાં કુમાર જણાયો નહિ. આસપાસ દૃષ્ટિ કીધી, પણ કોઇ પણ સ્થળપર કુમાર દૃષ્ટિએ પડ્યો નહિ. કુમાર ક્યાં?

કુમારની હઠથી દાસી પહેલેથી જ ખીજવાઇ હતી, તેમાં કાંટો વાગ્યો એટલે વધારે ખીજવાઇ. તે પાણીમાં પડવાથી ભયભીત તો થઇ જ હતી; ડુબવામાં જે સ્થળે કુમારને તે અને પહેરેગીર મૂકી ગયાં હતાં ત્યાં તેને ન જોવાથી બંન્ને ઘણાં ભયભીત થઇ ગયાં. પ્રથમ તો શંકા થઇ કે ખેલતા ખેલતા કુમાર કહી આજુબાજુમાં ગયો હશે. બંનો જણ ગભરાઇને આસપાસ દોડ્યાં, પણ કોઇ સ્થળેથી કુમાર જડ્યો નહિ. પછી વિચાર્યું કે કાર્યવશાત્ કોઈ દાસદાસી આ માર્ગે આવ્યાં હશે ને કુમારને મહેલમાં લઇ ગયાં હશે. પણ કુમારને એકલો મૂકવાથી કદાચિત્ રાણી ઘણાં ગુસ્સે થશે, તે ભયથી તે કમ્પવા લાગી! તેણે વિચાર્યું

કે, રાણીજી તિરસ્કાર કરશે તો શો જવાબ દઇશ? એમ વિચાર કરતી તે ધીમે ધીમે રણવાસમાં ગઇ. રાણી પાસે જતાં જ તે કરુણાળ સ્વરથી બોલી; "માતાજી! મારો કંઇ દોષ નથી હું તો પહેરેગીરને સોંપીને ગઇ હતી, પણ–પણ–" તે સાંભળી કમલાદેવી આશ્ચર્યથી બોલી, "કેમરે? એ શું બકે છે? કંઇ ગાંડી તો થઇ નથી ગઇ?" દાસીએ જોયું કે, રાણીજી મારો તિરસ્કાર કરતાં નથી, એટલે હિંમત ધરીને તે બોલી, "દેવિ! હું શપથ લઇને યથાર્થ જ કહું છું કે, હું તો કુમારને પહેરેગીર પાસે મૂકીને પુષ્કરણીપર ફૂલ તોડવા ગઇ હતી, પણ ત્યાંથી એમ બન્યું, તેમાં હું શું કરું?" દેવી પણ ગભરાઇને બોલ્યાં, "શું? શું? શું હું બન્યું? પેહેરેગીર પાસથી કુમાર કંઇ પડી ગયો કે?" દાસી બોલી, "નાજી, નાજી, કુમાર કેમ પડે! હું મરી જાઉં! હું જ પુષ્કરણીમાં ડૂબીને આજે મરી જ ગઇ હતી!" આસપાસ બેઠેલાં સૌ બોલ્યાં, "તો તું કેમ જીવતી આવી?" દાસીએ કહ્યું, "મેં પોકાર કીધો તેથી પહેરેગીર મારી પાસે દોડ્યો આવ્યો ને મને જળમાંથી ખેંચીને બહાર કાઢી! આપ સૌ વિચાર કરો, એમાં મારો શો દોષ છે?" કમળાદેવીએ કહ્યું, "બાઇ, તારો દોષ કોણ કાઢે છે? જળમાં પડીને પહેરેગીરે તને ખેંચીને બહાર કાઢી, તેમાં દોષ શો?" દાસી બોલી, "હું પણ તેમ જ કહું છું તો, કે એમાં મારો દોષ શો? તોપણ આપ મને ઠપકો આપો, તેથી હું ભયભીત થઇ છું." કમલાદેવી બોલ્યાં–"તેમાં ભયભીત થવાનું કારણ શું છે? તું મરતી મરતી બચી, તે સાંભળીને અમે ઘણાં પ્રસન્ન છીયે, તને ઠપકો શું કામ આપીએ?"

દાસી બોલી; "આપ લોક મારાં માતપિતા છો, મારા શિરછત્ર છો, તમો પ્યાર નહિ કરો તો કોણ કરશે? ભલા મને કહો કે કુમાર ક્યાં છે? તેમને માટે હું આ ફૂલ તોડી લાવી છું, ને તે તોડતાં જ હું જળમાં પડી હતી." કમલાદેવી બોલી, "કુમાર ક્યાં છે, તેની અમને શું ખબર? તું જ કહે છે કે, તું તેને પહેરેગીરને સોંપી ગઈ હતી તે તું જાણે!" દાસી રડતાં રડતાં બોલી, "હાય! હાય! હું સમજી કે આપે મારો અપરાધ ક્ષમા કીધો. પણ આપ જાણો કે મારો કંઇ દોષ નથી, તો ભલાં માતાજી! હવે કેમ રડાવો છો? જરા તો ક્ષમા કરો." કમલાદેવી રાતી પીળી થઈ ક્રોધથી બોલી; "આ બોલવાથી મને લાગે છે કે, તમારા સૌના દોષથી કુમારને કંઈ વાગ્યું બાગ્યું છે! શું થયું છે તે ખુલ્લું કહે. 'ક્ષમા કરો,' તે તારું બોલવું હું નથી સાંભળવા માંગતી." દાસી બોલી; "નારે, નાજી, હું મરી જાઉં! કુમારને તો કશુંએ થયું નથી." કમળાદેવીએ પૂછ્યું "તો શું છે?" દાસીએ કહ્યું "કુમારને ચોકસો સૂપી, પહેરેગીર મને પુષ્કરણીમાંથી કાઢવા આવ્યો તે કહું છું." દેવીએ

પૂછયું, "એકલો, મૂકીને ગયો, તેમાં શું થયું?" દાસીએ જવાબ દીધો; "બીજું તો કશુંએ થયું નથી; પણ હું રાંડ તો ઠપકાને પાત્ર થઇના." કમલાદેવીએ પૂછયું; "તું કેમ ઠપકાને પાત્ર થઈ?" દાસીએ કહ્યું; "કુમારને એકલો જોઇને કોઇ, મને ઠપકો ખવાડવાને ઊચકીને ચાલ્યું આવ્યું છે." દેવીએ પૂછયું "તેમાં તને ઠપકો શાનો મળશે?" "દાસીએ કહ્યું; "તે કુમારને આપની હજૂર લાવશે, ને કુમારને મેં એકલો મૂકયો, તેથી આપ મને ઠપકો આપો!" દેવીએ કહ્યું; "અહિયાં તો કોઇ કુમારને લાવ્યું નથી, કયાં છે કુમાર?"

પરિચારિકાને રાણીના આ બોલવાપર યત્કિંચિત્ પણ વિશ્વાસ આવ્યો નહિ. તેણે માન્યું કે, રાણી તેની સાથે ઠઠ્ઠાલી કરે છે તેથી તે પુનઃ બોલી; "હે માતાજી! હે દેવિ! માફ કરો, માફ કરો! હવેથી કોઇ પણ દહાડો કુમારને એકલા મૂકીશ નહિ. બતલાવો તે કયાં છે? તેઓને આ ફૂલ આપું." રાણિયો આશ્ચર્યાન્વિત અને ભયભીત થઇને બોલી; "તેં કોની પાસે કુમારને મૂકયો હતો? તે કયાં ગયો તે અમે કેમ જાણીયે?" તે સાંભળી દાસી, કમલાદેવીનાં ચરણપર પડી ને રડતાં રડતાં બોલી; "હે દેવિ! મને બરાબર શિક્ષા થઇ છે, હવે ફરીથી એવી ભૂલ કદી નહિ કરીશ. મને બતાવો કે કુમાર કયાં છે?" બંનો રાણિયો તેના ઉપરાચાપરી આવા લવારાથી અતિ ગભરાઇ, અને ભયભીત થઈ ગઈ. બીજી દાસીઓ પણ ગભરાઇ તેને પૂછવા લાગી, ત્યારે તે દાસીએ જે વૃત્તાંત બન્યો હતો તે બરાબર કહી બતાવ્યો. તે સાંભળી તેઓ પણ વ્યાકુળી થઇ; ને મહેલમાં ચારે ખૂણે ખોંચરે શોધી વળ્યા કે કુંવર કયાં છે. સૌને પૂછતાં કોઇએ પણ કુમારને બતાવ્યો નહિ. ચારે મેર શોધાશોધ થઇ રહી. રાજમહેલમાં કોલાહલ મચી રહ્યો. કેટલાક ચાકરો ઉદ્યાનમાં શોધવાને દોડ્યા, કોઇ રાજમાર્ગપર ગયા, પણ કુમારનો પત્તો મળ્યો નહિ. સૌએ અનુમાન કીધું કે રમતો રમતો કુમાર કોઇ બાજુએ ચાલ્યો ગયો હશે, તેથી મહેલના સર્વ ખૂણા શોધી વાળ્યા. વળી સૌને શંકા થઇ કે રખેને કુમાર પુષ્કરણીમાં પડી ગયો હોય. એટલામાં આ સમાચાર રાજા સમરસિંગને પહોંચ્યા, તેઓ ગભરાતા ગભરાતા મહેલમાં આવ્યાં, ને સૌની શંકાથી ઉદ્યાનની પ્રત્યેક પુષ્કરણી, પ્રત્યેક મંચ, પ્રત્યેક વેલાના ગુચ્છા, ને મહેલના પ્રત્યેક ઓરડાઓ તપાસ્યા, પણ કશેથી પત્તો મળ્યો નહિ. વળી પાછી શંકા થઈ, તેથી, ફરી ફરીથી પુષ્કરણીઓ સારી રીતે શોધાવી, પણ સર્વ લોકોનો પરિશ્રમ મિથ્યા ગયો. એમ શોધતાં શોધતાં સાંઝ પડી. પછી ધાડા ધૈર્યથી સમરસિંગે તે પરિચારિકાને પોતાની પાસે બોલાવી યથાર્થ વૃત્તાંત પૂછયો:

પહેરેગીર તને જળમાંથી કાઢવા દોડ્યો ત્યારે કુમાર કયાં હતો? તને જળથી કહાડતાં કેટલો વિલંબ થયો? ઇત્યાદિ અનેક પ્રશ્ન પૂછ્યા. દાસીએ જે વૃત્તાંત પ્રથમ કહ્યો હતો તેજ આ વેળાએ પણ યથાર્થ કહ્યો. આ વાતચીત થતી હતી તે વેળાએ ત્યાં કેટલાક માણસો હાજર હતા તેઓએ કહ્યું કે, "દાસી જૂઠું બોલે છે, તે ફૂલ તોડવા ગઇ નહોતી, પણ પહેરેગીર ગયો હતો; કેમકે દાસીના હાથમાં તો કુમાર હતો, ને તે પહેરેગીર સાથે વાત કરતી હતી તેમ મેં જોઇ હતી," દાસીએ આશ્ચર્યથી પૂછ્યું, "હાથપર કયારે હતો રે? જેટલી વાર અમે ઉદ્યાનમાં ફર્યાં છીએ તેમાં એક ક્ષણ પણ કુમાર હાથપર બેઠા નથી, હું તો તેમનો હાથ પકડીને જ ફરતી હતી. તમે જે બોલો છો તે સોગંદ ખાઇ કહો, નહિ તો હું સોગંદ લઉં છું. હું જ ફૂલ તોડવા ગઇ હતી તેનો પુરાવો પણ આપીશ." પછી પહેરેગીરને બોલાવવામાં આવ્યો, તેણે દાસીની વાતને સાચી જણાવી કહ્યું કે, "મહારાજ! આ જ વાત ખરી છે કે, દાસી કુમારને મારી પાસે સોંપીને ફુલ તોડવા ગઇ હતી. મને લાગે છે કે હું દાસીને કાઢવા પુષ્કરણી નજીક ગયો, તેટલામાં કોઇ દાસી તેઓને ઊંચકી જતી હશે. તેને જોવાથી આ દાસી પ્રતિ આ સર્વને ભ્રમ થયો છે." "પણ તે સાચું કેમ હોય? કેમકે સૌ દાસી બોલી ઉઠી કે, "અમે કુમાર સાહેબને જોયા નથી,'' આ વાતચિતમાં બે ત્રણ કલાક નિકળી ગયા.

એટલામાં એક પહેરેગીર અકસ્માત્ બોલી ઉઠયો, "આજે પેલી રાંડ ગાંડી બિન્દુ આવી હતી, તે દરવાજાપર એકલા કુમારને જોઇને તેડી તો નહિ ગઇ હોય?" તે સાંભળી કુમારની રખવાળ દાસી બોલી ઉઠી, "હા! હા! એમ હશે! એક દહાડો એ ગાંડીએ મારી પાસેથી કુમારને માંગ્યો હતો, પણ મેં નહિ આપ્યો તેથી રીસાઇ ગઇ ને ક્રોધથી બોલી હતી કે, 'ઠીક છે, તને જોઇ લઇશ.' મહારાજ! એ જ કુમારને તેડી ગઇ હશે, તપાસ કરો." એમ કહી, જે વાત તેની અને ગાંડી વચ્ચે થઇ હતી તે કહી સંભળાવી. સમરસિંગને પણ શંકા થઇ કે, ગાંડી બિન્દુ જ કુમારને લઇ ગઇ હશે. તેઓએ વિચાર્યું કે, તેનું 'સ્મરણ' ન થયું તેથી વ્યર્થ આટલો કાળ ખોયો. પછી જેઓએ તે ગાંડીને મહેલમાં પ્રવેશ કરતી જોઇ હતી તેઓને બોલાવ્યા, ને પૂછ્યું કે, તેઓએ ગાંડીને મહેલમાં આવતી જોઇ હતી તો કેમ બોલ્યા નહિ? તેઓએ કહ્યું કે; "મહારાજ! તેને મહેલમાં આવતી જોઇ હતી ખરી, પણ તેને જતી જોઇ નથી, તેથી કશો સંદેહ તેનાપર આવ્યો નહિ; કેમકે કુમારને લઇને ગાંડી જતે તો દ્વારપરના કોઇ પણ પહેરેગીરની તેનાપર નજર

પડેત, પરન્તુ અંધારામાંથી પણ કોઇએ તેને જતી જોઈ નથી. તપાસ કરતાં જણાય છે કે, એક દરવાજો પહેરેગીર વિના સૂનો હતો ને તે રસ્તે તે ગઇ હોય તો ખબર નથી."

આ વાત સાંભળતાં સમરસિંગ વ્યાકુળ થઇ ગયો ને ગુરુદેવે જે ભવિષ્ય કહ્યું હતું તેની શંકા થઇ. અનેક નોકરોને ગાંડીને પકડી લાવવા દોડાવ્યા; ને પંડે પણ મંત્રી સાથે શોધવાને નિકળી પડ્યો. ગાંડી રાજકુમારને લઇને નાશી ગઇ છે, એ વાત ગુરુદેવ સંગળાચાર્યે જાણી ત્યારે તેઓ બોલ્યા કે, "કુમારને એ ગાંડીના હાથમાં નહિ સોંપવાનો નિષેધ કીધો હતો, તે ઘણું ખોટું થયું, કેમકે નિષેધ કરવાથી જ આ વિપરીત થયું છે."

---

## પ્રકરણ ૩ જું

### તોફાન.



કુમાર કરણસિંગ ક્યાં છે? ગાંડી બિન્દુ કેવા પ્રકારે રાજમહેલમાં આવીને કુમારને લઇને શી રીતે નાશી ગઈ? રાજકુમારની રક્ષક પરિચારિકા સાથે બોલાચાલી થયા પછી બિન્દુ રાજમહેલનો પરિત્યાગ કરીને ચાલી ગઇ હતી, તે વન વન ને મોહલ્લે મોહલ્લે ભટકતી હતી, ને ભિક્ષા માગી ઉદરપોષણ કરતી હતી; પણ તેના મનમાં વસેલો કરણસિંહ ક્ષણમાત્ર પણ ખસ્યો નહિ. તે નિત્ય પ્રત્યે તેનું જ સ્મરણ કરતી હતી. થોડો કાળ ભટક્યા પછી એક દિવસ તેના મનમાં કરણને મળવાની ઉત્કટ ઇચ્છા સ્ફુરી આવી; પણ શોકયવશ થયેલા સ્વામીના મહેલમાં પગ મૂકવો, તે તેના મનમાં મહા અપમાનજનક લાગ્યું. તેણે મનમાં વિચાર કરી ઠરાવ્યું કે, મહેલની બહારથી જ કરણને નિહાળી મનડું ઠારીશ. એ જ દિવસે પાછલા પહોરના બિન્દુ ગાંડી કરણને જોવાને રાજમહેલ સમીપ ફરતી હતી. એ સમયે કરણ પરિચારિકાસંગે ઉદ્યાનમાં રમતો હતો, ને ગાંડી દૂરથી જ તેને જોઇને મનડું ઠારતી હતી. તેની પાસે જવાને તેનું મન તલપાપડ થઇ રહ્યું. તે રાજમહેલ તરફ વળી ને શોકયવશ સ્વામીનું મંદિર છે, તે તેના મનમાંથી જતું રહ્યું. તે મહેલ તરફ આવવા લાગી, દરવાજાપર જેવી આવી તેવી જ એક પહેરેગીરે તેને ટોકી, "કેમરે ગાંડી, આટલા દિવસ ક્યાં ભટકતી હતી? આજે ક્યાંથી અહિયાં આવી?" 'ગાંડી' એ શબ્દ સુણતાં જ ક્રોધાંધ થઇને તે પહેરેગીરને બેચાર ગાળો દેતી, ધુંધવાતી ધુધુવાતી બાગમાં આવી, ને એક મંચપર બેસીને બોલી, "જુઓ તો ખરા, એ સુવો ચાકરડો પણ ઠઠોલી કરે છે! ચાકર તે

ચાકર, તે છતાં રાણીની મજાક કરતાં જરાએ શરમાય છે? મારો ધણી તો શોકોને વશ થઇને ગમે તેમ બકે તો ઠીક જ છે, પણ આ ચાકરડો ફટરે મુવા! ફટ! રાણીને ગાંડી કહેતાં જરાતો શરમા!" પછી મંચપરથી ઉઠી આસપાસ નજર કરતી જ્યાં દાસી ને કુમારને પ્રથમ જોયાં હતાં ત્યાં આવી. પણ ત્યાં તેઓ દેખાયાં નહિ. ચાલતાં ચાલતાં તેના કાનપર કુમારની રખેવાળ દાસીની બૂમ સંભળાઇ ને તે તરફ પહેરેગીરને દોડતો જોયો. પહેરેગીરના જવાથી કરણકુમાર પણ, જેમ બંધનમુક્ત અશ્વ આમ તેમ ધૂમે તેમ સ્વતંત્ર થઈ અહિ તહિ દોડવા લાગ્યો. એ વેળા કુમારને એકલો ફરતો જોઇને ગાંડી તેના પ્રતિ દોડી, ને કુમારને ઉંચકી બચીઓ કરવા લાગી. તત્ક્ષણ તેના હૃદયમાં એક નવો ઘુદો ઉભો થયો, ને પોતાની ઘણા દિવસની મનકામના પૂર્ણ કરવાને લક્ષચાઇ. તે કુમારને બે હાથે પકડીને ઉપરાઉપરી બીઠીઓ લેતી હતી, ને છાતી સરસો દબાવતી હતી, તેવામાં બોલી; "અહા! આવો રાજકુમાર! મારો બાળક! તેને મને નથી આપતા! ભાઇ, તું મારો દિકરો, ને મારું માણેક, મારું ધન, મારું રત્ન, મારું સર્વસ્વ છે. મારાથી અધિક તારાપર કોઇ પ્રીતિ કરે તેવું નથી જાણેછ કે? ચાલ, મારી સાથે તને એક સુંદર ફૂલવાડી બતાવું! ઘણી સુંદર ફૂલવાડી છે. ભાઇ ચાલ, જલદી ચાલ કે જલદી પાછા આવીએ." કુમારે કહ્યું, "પહેરેગીર મારે માટે ફૂલ લેવા ગયો છે, તે લઇ આવે પછી જઇએ."

ગાંડીએ કહ્યું; "ચાલ, તે ફૂલવાડીમાં તો અહિંઆંથી પણ વધારે સરસ ફૂલો છે. ત્યાં કેવાં મઝાનાં પક્ષી, સરોવરો ને ઝાડો છે કે તું જોઇને જ ખુશી ખુશી થઇ જશે. ચાલ, હું તને સરસ ફૂલો દેખાડીશ," કુમારે નાચતાં કૂદતાં કહ્યું; "ત્યારે તો ચલ, હું આવીશ. તે વાડી ક્યાં છે?" એટલામાં તો બિન્દુ ગાંડી કુમારને ઉપાડી દરવાજાની બહાર આવી. પછી કુમારને કહ્યું, "ભાઇ, તું રડતો નહિ હો? જો તું રડશે તો આ પહેરેગીરો તને મારી સાથે ફૂલવાડી જોવા આવવા નહિ દેશે." કરણકુમાર જાણતો હતો કે, એ ગાંડીના હાથમાં મને કોઇ આપતું નથી તેથી, તેણે માથું હલાવી કહ્યું કે "નહિ રડું." પછી ગાંડીએ કહ્યું કે. "ત્યારે ચલ, હું દોડતી તેડી જઇ તને ફૂલવાડી બતાવીશ;" એમ કહેતાં કે તે પ્રેમથી કુમારને સ્હોડમાં સંતાડીને નાઠી. તેણે રાજમાર્ગનો ત્યાગ કીધો, ને નિર્જન માર્ગે લીધો. તે હાંફતી હાંફતી નદીને કિનારે આવી. ત્યાં પહોંચતાં તેણે જોયું કે, અનેક હોડીઓ ચાલી રહી છે ને તેમાં અનેક ઉતારુઓ જાય છે. એક હોડીવાળાને ગાંડીએ પૂછ્યું, "ચલ આવે છે કે? તારી નૌકા કિનારે લાવ." ત્યારે કુમારે પૂછ્યું, "ફૂલવાડી ક્યાં છે?"

ગાંડીએ કહ્યું, "બાપુ, આ હોડીમાં બેશી આપણે ફૂલવાડી જોવા જઇએ છીએ," એટલે કુમાર અબોલ રહ્યો.

હોડીવાળાએ પૂછ્યું, "ક્યાં જશો ?" ગાંડીએ કહ્યું "જ્યાં તમે જશો ત્યાં, તેમાં મને હરકત નથી; પણ જલદી કરો, વિલંબ નહિ કરો; કેમકે માઝી શેઠ આવી આ મારા બાળકને છિનવી લેશે, એવો મને ભય છે.", તુરત જ હોડીવાળો હોડીને કિનારે લાવ્યો કે તુરત જ ગાંડી ને કુંવર હોડીમાં બેઠાં, એટલે સડસડાટ કરતી કે હોડી નદીમાં ચાલવા લાગી. હોડી થોડી ચાલ્યા પછી ગાંડીએ પોતાની કેડમાંથી પૈસાની એક કોથળી કાઢી. તેમાંથી કેટલાંક નાણાં હોડીવાળાને આપી કહ્યું કે, "જલ્દી કિનારે પહોંચાડશે તો બીજા ઘણા પૈસા તમને આપીશ."

હોડી સડસડાટ કરતી નદીમાં ચાલી જાય છે, અંધકારની તૈયારી છે, તેવામાં કુમારે પૂછ્યું, "ગાંડી ! ફૂલવાડી ક્યાં છે ?" પણ ગાંડીએ નદીની લહરીઓ, કિનારો ને તેપર ઝૂકી રહેલાં વૃક્ષો બતાવી તે વાત ભૂલાવી દીધી; એટલામાં તો સંધ્યા પડી, પશ્ચિમ ને પૂર્વ ચારે કોર તારાઓ પ્રકાશવા લાગ્યા. મન્દ મંદ પવનથી ઉઠતા તરંગો હોડીની નીચે આવી ટક્કર ઝીલતા હતા, ને તેથી નીકળતા ભૂપ ભૂપ શબ્દની લહરમાં આવીને હોડીવાળાઓ રાગડા લલકારવા લાગ્યા. થોડીવારમાં હોડી ચિતોડથી ઘણે દૂર પહોંચી ગઇ, અને કુમાર પણ 'ફૂલવાડી ! ફૂલવાડી !' બોલતો થાકી જવાથી ગાંડીના ખોળામાં ઉંઘી ગયો.

આજે કૃષ્ણપક્ષનો પડવો હતો, ને ચન્દ્રમા હજી ઉગ્યો નહતો. ચાંદની પણ પોતાની રેષાઓ બતાવતી અટકી હતી. એમ લાગતું હતું કે, આકાશમાંથી આજે શશિધર પોતાના શીતળ કિરણ ફેંકવાની ઇચ્છા કરતો નથી, પૂર્વ દિશામાં, ચન્દ્રના પ્રકાશને બદલે મેઘની ઘટા છવાઇ રહી, ને જોત જોતામાં તો ચોમેરથી આકાશ ઘનઘોર થઇ રહ્યું. પવન પણ સુસવાટાભેર ફુંકાતો વાહવા લાગ્યો, તેની સાથે નદીના તરંગો જોરથી ઉછળવા લાગ્યા. ક્ષણમાં પવનની ગતિ અસ્થિર થઇ ગઇ: ક્ષણમાં પૂર્વતરફનો, તો ક્ષણમાં દક્ષિણ; ને ક્ષણમાં ઉત્તર તો ક્ષણમાં પૂર્વ તરફનો પવન ફુંકાવા લાગ્યો. આકાશમાં મેઘગર્જના થવા લાગી. વિજળી ઝબુકવા લાગી; હોડીવાળાઓને આ ગડબડાટમાં દીશા પણ સૂઝતી નહિ, તેમ એક બીજાનું બોલવું પણ સંભળાતું નહોતું. વાયુના પ્રબળ વેગથી ને જલતરંગમાં પ્રબળ વેગ હોવાથી હોડી પાણીમાં ડૂબતી જણાઇ. સઘળા ખલાસીઓ હોડીને તટપર આણવાને મહેનત કરવા મંડી પડ્યા, પણ વ્યર્થ. વિજળીના પ્રકાશમાં તેઓ હોડીને કિનારે આણવાનો પ્રયત્ન કરતા હતા, પણ જ્યાં હોડી કિનારા નજીક આવી કે,

એક મોટા મોજાએ હોડીને પાછી હડસેલી દીધી; ને જળના પૂર પ્રબળામાં હોડી અસ્થિર સ્થિતિમાં તણાઇ, આ ગડબડાટમાં કુમાર જાગી ઉઠ્યો. ને પોતાની જતુનીના પાસામાં નહિ જોઇને તથા ભૂખ લાગવાથી રડી ઉઠ્યો, ગાંડીએ તેને થાબડીને વાત ભૂલાવી પાછો ઊંઘાડી દીધો.

વાવાઝોડાનું આવું સખ્ત તોફાન જોઇને હોડીવાળાઓ ઘણા ગભરાયા. ફરીથી હોડીને કિનારે લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યાં; પણ પુનઃ એક જ મોજા સાથે હોડી પાછી હઠી પાણીમાં સડસડાટ તણાઇ. આમ વારંવાર આવને જાવ થવામાં હોડીવાળાઓ એટલા બધા તો થાકી ગયા ને નિરાશ થયા કે, તેઓ ઊંચા હાથ કરી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. એટલામાં ઉપરાચાપરી મોજાઓ આવવાં લાગ્યા, એક, બે ને ત્રણ એવા મોટા મોજા આવ્યા કે એકદમ તે હોડી પાણીમાં ઊંધી પડી ગઇ ને ખલાસી સમેત ગાંડી ને કુમાર પાણીમાં ડુબી ગયાં. એ ડૂબતી વખતે ગાંડીના હાથમાંથી કુમાર છૂટો પડી ગયો હતો, ખલાસી તો સારા તારા હતા, એટલે થોડીવારે તરીને કિનારે આવ્યા, પણ તેઓ ઉતારુમાંના કોઇને પણ સહાય કરી શકયા નહિ.

આણી તરફ રાજગૃહમાં ગાંડીની શોધમાં સૌ કોઈ નિકળ્યા છે. તેઓએ જ્યાં થોડીક શોધ કરી, એટલામાં સંધ્યા પડી ને આકાશ ઘનઘોર છવાઇ ગયું, ધૂળના ગોટેગોટા ઉડ્યા તે કેટલાકની આંખ, નાક ને કાનમાં એવા તો સુજ્જડ પેસી ગયા કે, સૌ કુમારને શોધવાની વાત ભૂલી જ ગયા એટલું જ નહિ, પણ પોતાનું શરીર સંભાળવાને પણ અશક્ત થઈ પડ્યા. આ ધૂળના વંટોળિયામાં નજીક જતી વસ્તુ પણ સૂઝવી મુશ્કેલ હતી, તો દૂરની તો વાત જ શી? તોફાન સાથે વરસાદે ઝડાકો કીધો ને વાવાઝોડામાં કડકડ અને ભડભડ કરતાં અનેક ઘરો ને વૃક્ષો તૂટી પડ્યાં, તેમાં ઘણાં માણસો ચગદાઈ ગયાં. આમ થવાથી જે લોકો કુમારને શોધવાને ગામ બહાર ગયા હતા, તેઓ જેમ તેમ કરતાં ગામમાં પાછા વળ્યા. પુરાણાં ઘરો ને ઝરુખાઓ કડકડાટ કરતા પડતા હતાં. તેના અવાજોથી ગભરાઇને જ્યાં ત્યાં મનુષ્યો નાસતાં હતાં. કોઇ ઘર પડતું તો તેની નીચે અનેક પ્રાણીઓ કચડાઇ જતાં. તેઓની સરતી ને ચગદાતી વેળાની ચીસથી આખું નગર ખળભળી રહેલું હતું. કોઇકોઇને સહાય કરે તેવું નહોતું. રસ્તામાં પડેલાં ઘરો ને વૃક્ષોની ઠોકરથી અનેક મનુષ્યો પડતાં ને ખુમરાણ કરી મૂકતાં, કોઇ રસ્તો ભૂલવાથી કોઇને પૂછતો તોપણ જવાબ મળતો નહિ. આમ થવાથી કુમારની શોધ તો બાજૂએ જ રહી ગઈ. પણ જેઓ શોધમાં ગયા હતા, તેઓ જેમ તેમ કરતા પાછા રાજનગરમાં આવ્યા. પ્રત્યેકે ધાર્યું કે, કુમારને

કોઇપણ શોધી લાવ્યું હશે. પણ પ્રત્યેક આવીને મહારાજને જણાવ્યું કે, અમને કુમારનો કશો પણ પત્તો મળ્યો નથી.

સર્વ દાસ દાસીઓ શોધ કરીને આવ્યાં, પણ કરણસિંગનો પત્તો નહિ મળવાથી, ઘોર મેઘથી છવાયલું આકાશ જેમ નિર્મળું દેખાતું નથી તેમ, સમરસિંગના હૃદયની શાંતિ જતી રહી, ને જેમ વરસાદ અને પવનના સપાટાથી, ભરસમુદ્રમાં પડેલી નૌકા ડોલાડોલ કરી રહે છે તેમ તેનું હૃદય ડોલતું હતું. વરસાદના ઝપાટા હજુ પણ ચાલુ જ હતા, ને તેનો જેમ જેમ અવાજ તેના કાનપર પડતો તેમ તેમ તેને પુત્રની વિપત્તિના વિચારથી પરિતાપ થતો હતો. ... આવેલાં નાનાં વૃક્ષો, અંધારામાં કુમાર જેવાં દેખાતાં, તે જોઇને તેને ભ્રાંતિ થતી હતી કે, રખેને તે કુમાર હોય. તે જેમ જેમ નિરાશ થતો ગયો તેમ તેમ વધારે ને વધારે ઉન્મત્ત થતો ગયો. પછી પોતાનું કપાળ કૂટીને નાના બાળકપેરે વિલાપ કરવા લાગ્યો;— "અરે વિધાતા! આજે તમારી મનોકામના પૂર્ણ થઇ! રે દૈવ! એ અદૃષ્ટ! રાજાની ? ચઢતીપર તને ઇર્ષા થઇ, આજે તમારી કઠોરતાનો લેખ સાર્થક કીધો છે. રે હાય! આ દુર્ભાગી સમરના સંતાનને છીનવી લઇ, તે હતભાગ્યની, વર્તમાન ને ભવિષ્યની આશા નાશ પમાડી છે."

આમ વિલાપ કરતો તે મહેલની બહાર નિકળ્યો, ને ફરતો ફરતો નદીતટપર આવ્યો. અશાંત ને મૃદુ શબ્દ કરવાવાળી નદી આજે સંહારક મૂર્તિનું સ્વરૂપ ધરીને નાચતી કૂદતી હતી. કોઇ પણ હોડી ત્યાં દેખાતી નહોતી. કિનારાપર હોડીઓ બાંધીને ખારવાઓ નાશી ગયા હતા. માત્ર કેટલાક વેપારીઓનાં ઝાઝો જ નદીમાં ઉછળતાં જણાતાં હતાં. તોફાન જોઇને સૌ ખારવાઓ સાવધાનતાથી ઝાઝોને તપાસતા હતા અને જેઓ સાવધ નહિ રહ્યા તેઓની હોડી, ને વહાણોના ફૂરચેફૂરચા થતા જણાતા હતા. સમરસિંગે, એક ઝાઝવાળા પાસે જઇ પૂછ્યું "આ નદીપરથી કોઇ સ્ત્રીને એક સુંદર બાળક લઇને જતાં જોઇ છે ?" રાત્રિના રાજાને નહિ પિછાણતાં ને તેનો ઉન્મત્ત વેશ જોઇને વહાણવાળાએ કહ્યું, "કોણ છે રે, કંઇ ગાંડાબાંડો થયો છે કે શું ? અહિયાંથી સેંકડો સ્ત્રી બાળકોને લઇને જાય છે, અમે તે કોને જોઇ ? તે બાળક સુંદર હતું કે કુરૂપ હતું, તે કંઇ અમે તપાસવા બેઠા નથી; ને તે કેટલા વર્ષનું છે તે પણ જોવા બેઠા નથી." સમરશિંગે બે ત્રણ બીજા પ્રશ્ન પૂછ્યા પણ તેનો એવો જ જવાબ મળ્યો, ત્યારે બીજા વહાણવાળાને પૂછ્યું. તેઓએ કહ્યું કે, "અમે તો અમારા વહાણમાં બેઠા છીએ, પણ કિનારાપર કોણ જાય છે ને કોણ નહિ તેની તપાસ કરવા બેઠા નથી." એક બીજા ઝાઝવાળાને પૂછ્યું તો તેણે જવાબ દીધો કે, "મહાશય! અમે

તો પરદેશી છિયે, તો અમને આવી આવી બાબતની શી ખબર હોય? કોઇ બીજા નાગરિકને પૂછો, તે કંઇ કહેશે." આવી રીતે તપાસ કરતા પણ સમરસિંગને કશો પત્તો મળ્યો નહિ, ત્યારે તે અત્યન્ત નિરાશ થયો. તેને એટલી જ જિજ્ઞાસા હતી કે, પેલી ગાંડી કુમારને લઇને નદી પાર તો ગઇ નથી, પણ તેનો જવાબ કોઇએ દીધો નહિ. કોણ જાણે છે કે, બેચાર ઘડીપર તે ગાંડી કુમારને લઇને હોડીમાં બેશીને ગઇ ને ડુબી મુઇ છે? સમરસિંગને એવી મજબૂત શંકા ન થઇ કે ગાંડી કુમારને લઇને ચિતોડ છોડી ગઇ હશે.

કોઈ પણ પ્રકારે કુમારનો પત્તો નહિ લાગ્યાથી તે મહેલ તરફ ફર્યો. માયાવી આશાએ હૃદયમાં આશાકિરણ ઉત્પન્ન કીધાં કે, "વ્યર્થ અત્રે શું કામ રઝળે છે? ઘેર જા, તારા હૃદયમણિને બીજે રસ્તેથી મહેલમાં લઇ જવામાં આવ્યો છે; અને કુમાર તો પોતાની માતાના ખોળામાં રમે છે. રાજ્યભવનમાં તો આનંદ આનંદ થઇ રહ્યો છે, ને તું તો ફોકટમાં રઝળે છે. જા, જલદી જા, રાજગૃહમાં તારી રાહ જોવામાં આવે છે." એવી આશામાં ને આશામાં રાજા રાજમેહેલમાં આવ્યો, જેમ સ્થિર સાગર પ્રબળ વાયુના વેગને વશ થયાથી ભયંકર થઇ પડે છે, તેમ જ આજે આ શાંત ગંભીર મનોહર મૂર્તિ શોકોન્મત્ત થઇને રઝળે છે, તે જોઇને કોનું હૃદય એવું હશે કે જેનાં નેત્રમાંથી જળ નહિ ઝરે? માર્ગમાં ચાલતાં ચાલતાં પણ રાજા, 'કુમાર કુમાર' કરી બૂમો પાડતો હતો, પણ કુમાર હોય તો સાંભળે કેની? મહેલમાં આવતાં તે છેક નિરાશ થઇ ગયો. કોઇ સ્થળે કુમાર નથી. તેની માતા કમલાદેવી કંપિતહૃદયે પૂછે છે કે, "ક્યાં છે મારો છોકરો?" તેને આશા હતી કે, સ્વામી કુમારને શોધી લાવશે પરન્તુ તે પણ એકલા આવ્યા તે જોઇને "હાય; હાય!" કરતી તે મૂર્છાગત થઇ!

રાજા એકલો જ પાછો ફર્યો છે, તે જાણીને નગરમાં ને રાજ્યમહેલમાં હાહાકાર થઇ રહ્યો. તે રાત્રિએ કોઇને જરાપણ નિદ્રા આવી નહિ. કુમારની ભાળ કેમ મેળવવી ને કયાંથી મેળવવી ને કોણ મેળવે, તેનો વિચાર કરતાં રાત્રિ પૂરી થઇ. કોઇ બોલ્યું કે, એ ગાંડી પર્વતપર જઇને રહી હશે. કોઇએ કહ્યું નહિ રે નહિ! ગાંડી પર્વતપર તો રહે જ નહિ, કેમકે તે ઘણી ડરકુ છે; કોઇએ કહ્યું કે શહેરમાં જ હશે, ને કોઇએ કહ્યું કે નાશી ગઇ હશે. એમ અનેક જણ અનેક વિચાર આપવા લાગ્યા. પણ કોઇએ આ અનુમાન કર્યું જ નહિ કે હોડીમાં બેશીને ગાંડી ચાલી ગઇ હશે! પ્રભાત થતાં સૌ પાછાં શોધવા નિકળી પડ્યાં; અને છેક ત્રીજે દિવસે નદીના એક કિનારાપરથી ગાંડીની લાશ મળી, તે લઇને કેટલાક

ચાકરો મહેલમાં આવ્યા. પણ તે શબને જોતાં સમરસિંગના માથામાં વજ્રઘાત થયો. તેણે માન્યું કે ગાંડીની સાથે કુમાર પણ ડૂબીને મરણ પામ્યો હશે. પછી કંપતાં કંપતાં તેણે સેવકોને પૂછ્યું કે, "આ શબ ક્યાંથી મળ્યું?" જેઓ શબને લાવ્યા હતા તેઓએ કહ્યું કે, દૂર નદીના કિનારાપરથી." રાજાએ પૂછ્યું, "ત્યાં કુમાર નહોતો?" સેવકોએ કહ્યું. "ના મહારાજ!" રાજાએ પૂછ્યું "ત્યારે આ ગાંડી કેમ મરણ પામી ને કુમારનું શું થયું?" સેવકોએ કહ્યું. "એમ લાગે છે કે, એ ગાંડી કુમારને લઇને હોડીમાં બેઠી હશે. જે દહાડે વાવાઝોડા અને વરસાદના જેવું તોફાન થયું, તે વેળા ડૂબી ગઈ હશે."

આ ખુલાસા પછી સમરસિંગને કશી પણ શંકા રહી નહિ કે "કુમાર જીવતો હોય" તેણે કુમારનું શબ શોધી લાવવાને ઘણા માણસોને મોકલ્યા, માત્ર તે મળ્યું નહિ; પણ ભાંગેલી હોડીના સેવકો, પત્તો લઇ આવ્યા. તેપરથી હોડીવાળાઓની શોધ કરી, અને તેઓ પાસેથી ખુલાસો મળ્યો કે, એક સ્ત્રી ત્રણેક વર્ષના સુંદર બાળકને લઇને આવી હતી, ને તે એક હોડીમાં બેશીને ગઇ હતી ખરી. ખારવાઓએ જે પ્રકારનું વર્ણન આપ્યું છે તે તરફ નજર કરતાં એ બિન્દુ અને કુમાર જ હતાં, તેમાં સંદેહ નથી. ગાંડીનું શબ હાથ આવ્યું છે, પણ કુમાર સાહેબનું શબ હાથ આવ્યું નથી, તેથી અનુમાન થાય છે કે, કુમારશ્રીનું શબ લાંબે તણાઈ ગયું હશે." આ તપાસકોની વાત સાંભળી સમરસિંગે અનુમાન કીધું કે, કુંવર હતો નહોતો થયો છે; ને હવે તેના પુનઃ મિલાપની આશા વ્યર્થ છે. જો કે તે પ્રથમથી જ નિરાશ થયો હતો, તથાપિ તેના અંતરમાં જરા પણ આશા હતી જ, તે આશા હવે નાશ પામી. આશા એ મનુષ્યનો પ્રાધાન્ય જીવનોપાય છે, ને આશાના આધારપર આ સંસાર ચાલે છે. આશા ન હોય તો પિતા પુત્રનું કે પુત્ર પિતાનું, માતા સંતાનનું ને સંતાન માતાનું પાલન પોષણ જરાએ કરે નહિ. જ્યારે આપણે કહીએ છીએ કે, 'આશા હવે લેશ માત્ર પણ નથી' તે સમયે પણ આશાનો જીર્ણ ને ઝીણો બિન્દુ હૃદયમાં સળવળ્યા કરે છે એમ કોણ કહેશે નહિ? જ્યારે સર્વ શ્રમ અફળ જાય છે ત્યારે આશાથી પ્રાણી માત્ર જીવે છે, અને જ્યારે સર્વ આશા-શ્રમ નિષ્ફળ જાય છે ત્યારે તો મનુષ્ય મૃત્યુને પામે છે. આ પરથી જ કુમારની શોધ નહિ મળી તે છતાં, કદાચ તે જીવતો હશે તો, એવી આશામાં સમરસિંગ ધીર ધરી રહ્યો.

રાત પડી. આકાશ મેઘવર્ણ થઇ રહ્યું હતું. કોઈ કોઇનું મોહું સૂઝે તેમ નહોતું. એવી વેળાએ ચિતોડની અધિષ્ઠાત્રી ચતુર્ભુજા દેવીના મંદિરમાં એક મનુષ્ય હાથમાં ખડ્ગ લઇને ઉભો છે. ચોમેર સૂનકાર છે, પશુ

પંખી કે કોઇ પણ પ્રાણીનો સ્વર સંભળાતો નથી. માત્ર વચ્ચે વચ્ચે શિયાળવાનાં ભૂંકવાનો શબ્દ સંભળાય છે; છતાં તે એકાગ્રચિત્તે ઉભેલા મનુષ્યના કર્ણમાં તેનો સ્વર જવા પામતો નથી. તેનાં નેત્ર બંધ છે, મુખ નીચું છે, ને મોઢેથી પ્રાર્થનાના શબ્દો ઉચ્ચારે છે, પણ તેનો ઉચ્છ્વાસ પાસે ઉભેલા મનુષ્યને પણ સંભળાય તેમ નહોતું, છતાં વચ્ચે વચ્ચે તે જે દીર્ઘ નિઃશ્વાસ મૂકતો, તેથી દેવળના ગંભારમાં પ્રત્યાઘાત થતો હતો. કષ્ટ ને નિરાશાથી એ પુરુષનું મુખ મ્લાન હતું, છતાં ઉપાસનામાં લીન હતો. તેણે હૃદયને વશ રાખ્યું હતું. તે પુરુષે થોડીવારે નેત્ર ઉઘાડી, દેવીને ચંદન ચર્ચ્યું, ફૂલ ચઢાવ્યાં. આ પુરુષ કોણ? એ ચિતોડાધિપતિ સમરસિંગ છે. આ વેળા તેના મસ્તકપર મુકુટ નહોતો, તેમ કશાં રાજ્યચિહ્ન પણ ધારણ કરેલાં નહોતાં. તે સામાન્ય વેશમાં ઉભો હતો. તેની મ્લાનમુદ્રાપરથી કોઇ ધારે પણ નહિ કે તે ચિતોડાધિપતિ છે. તેણે પૂજન કર્યા પછી ભક્તિભાવથી દેવીને સાષ્ટાંગ નમસ્કાર કીધા, ને પાસે પડેલો રાજ્ય મુકુટ હાથમાં લઇ દેવીને સંબોધીને બોલ્યો, "હે દેવિ ચતુંર્ભુજા! આજ આપનાં ચરણકમળ સમીપ આ રાજ્યમુકુટનો પરિત્યાગ કરું છું; આજથી કદી પણ હું એ ધારણ કરીશ નહિ; કશા પણ રાજ્ય વસ્ત્રાલંકાર કે રાજ્યચિહ્ન–ક્ષત્રિયને યોગ્ય શસ્ત્રવિનાના અન્ય–ધારણ કરીશ નહિ. આ મસ્તકપર કેવળ જટા જ ધારણ કરીશ અને આજથી કોઇને પણ રાજાને નામે બોલાવવાની બંધી કરીશ. હે ભગવતિ! મારા મનમાં જે વૃથા અહંકારે ઘર કીધું છે, તેનો આજથી ત્યાગ કરીશ; પરંતુ જેના યોગે આ મારો અહંકાર શાંત થયો છે, જેણે મારી બહુ યત્ન સંચિત આશા નિરાશ કીધી છે તેને વિસરીશ નહિ. હે દેવિ! મારી આ ઇચ્છા તમે પૂર્ણ કરજો. હું સદા તમારો દાસાનુદાસ છું." આટલું બોલીને સમરસિંગે દેવીના ચરણકમળમાં મુકુટ ધર્યો ને પુનઃ રાજ્ય મહેલમાં આવ્યો. એ દિવસથી તેનું નામ યોગીન્દ્ર પડયું છે, ને હવે પછી આ વાર્તામાં તે તે જ નામથી લખાશે.



## પ્રકરણ ૪ થું

### પર્ણકુટી




મુના નદી શાંતિથી વહી જાય છે; અને અલવરના કિનારાપર તેના મોજા અથડાય છે. અલવરથી થોડે દૂર આવેલા એક નિર્જન સ્થળમાં એક આશ્રમ છે. ત્યાં એક જોગી ને એક બાળક વસે છે. ઉપલા વૃત્તાંતને સાત વર્ષ વીતી ગયાં છે. આજે શાકે ૧૧૦૩, સંવત

૧૨૩૮ છે, વખત પ્રભાતનો હતો ને નિશાચરો ભયના માર્યા ખૂણે-ખોચરે ભરાઇ જતા હતા. પૂર્વ દિશામાં નવયૌવના ઉષા છટાથી પોતાનું ગૌરવ દર્શાવે છે, પક્ષીઓનાં ટોળેટોળાં ઉલ્લાસથી મધુર સ્વરથી કલરવ કરી રહ્યાં છે; ત્રિવિધ સમીર મંદમંદ વહીને નવપલ્લવ તરુઓને પ્રેમથી ચુંબન લે છે; ને તેના પ્રેમભરિત ચુંબનથી નિદ્રિત થયેલી ફૂલકળિયો, રેમની ચટકથી ચમકી નેત્ર ઉઘાડી તેને પ્રેમથી જૂએ છે.

આ વેળાએ તે એકાંત આશ્રમની નજીક એક હોડી આવતી હતી. કિનારાની લગોલગ આવતાં તે હોડીમાંના એક મનુષ્યે કહ્યું, "હોડીને કિનારાપર લંગરવાર કર, મારે અત્રે જ ઉતરવું છે." હોડી, તરંગમાં ડોલતી ડોલતી ધીરે ધીરે કિનારા તરફ આવવા લાગી, કિનારાપર આવતાં જ એક પ્રૌઢ વયનો પુરુષ એક બાળકીને સાથે લઇને કિનારા-પર ઉતર્યો. તે પુરુષની અવસ્થા લગભગ ચાળીસની હશે. તેના માથા તથા ડાઢીના વાળ, શ્વેત થઈ ગયા હતા, મુખપર કરચલીઓ આવી હતી, હસવું શું તે તે સમજતો નહિ હોય તેમ ભાસતું હતું. તેના મોંપરથી કોઇ પણ જોનાર તુરત અનુમાન કરી શકે કે, તેના હૃદયમાં મોટો—સમર્થ—કારી ઘા લાગ્યો છે; પણ યુવાવસ્થામાં એ નર પૂર્ણ સુખનો ભોક્તા હોવો જોઇયે. તેનાં વસ્ત્ર ગેરુ રંગનાં હતાં, પણ વસ્ત્ર પહેર-વાની યુક્તિથી સ્પષ્ટ જણાતું હતું કે, તેને નાનું તન છે. તેની સાથેની બાળકી—કન્યા પાંચ વર્ષની હતી. તેનો પહેરવેશ નૂતન હતો. સુંવાળા કાળા ભમ્મર જેવા કેશ, ગર્દનને છાઇ રહી પીઠના સઘળા ભાગને ઢાંકી દેતા હતા—તે જાણે બાગણુ પીઠપર લટકતી હોય તેવો ભાસ કરાવતું હતું, કપોળ તગતગતુ ને વિશાળ હતું, નેત્રો સુકુમાર ને ચંચળ હતાં ને, તેમાંથી બુદ્ધિની જ્યોતિનો પ્રકાશ ઝળકતો હતો. શૈશવ અવસ્થાની કોમળતા ને મધુર હાસ્ય તેના અધરબિમ્બમાં પ્રકટતું હતું. રૂપની સાથે બુદ્ધિના સૌંદર્યનો સંગ થવાથી તેના મુખમંડળની શોભામાં મોટો વધારો થયેલો જણાતો હતો. તે ચન્દ્રવદનીનાં વસ્ત્ર તેના પિતા જેવાં નિસ્તેજ નહોતાં, પણ તેનાં વસ્ત્રાભૂષણ જોતાં તે કોઇ ધનાઢ્ય પુરુષની રત્નરૂપ કન્યા છે, એમ નક્કી થતું હતું.

આ કન્યા ને વૃદ્ધ પુરુષ બંનો હોડીમાંથી ઉતરી કિનારે આવ્યા. પછી તે વૃદ્ધ, પોતાના હાથમાં જે પેટી હતી, તેમાંથી કેટલીક મુદ્રા કાઢી હોડીવાળાઓને આપી, આ મુદ્રા સાથે એક કાગળનો કટકો પણ તેના હાથમાં આવ્યો, અને પછી પેટીમાંથી બીજા બે કાગળના કટકા કાઢ્યા તે ત્રણે કટકા નદીમાં ફેંકી દીધા. કાગળ પાણીમાં તણાઇ ગયા. પછી તે પુરુષ, પેલી કન્યાને લઇને કિનારાના ઉપલા ભાગમાં આવ્યો. ત્યારે

પેલી કન્યા બોલી, "પિતાજી, ઘેર ચાલશો કેની?" તેના પિતાએ ગંભીર સ્વરથી કહ્યું, "શૈલ! (તે કન્યાનું એ નામ હતું) તારા પિતાનું હવે કોઇ ઘર નથી!" ત્યારે પેલી કન્યાએ પૂછ્યું, "ત્યારે હું કયાં રહીશ?" પેલા વૃદ્ધ પુરુષે કહ્યું–"વનમાં, બીજે ક્યાં?" કન્યાએ કહ્યું, "એમ છે તો ચાલો વનમાં, હું ત્યાં આવીશ. બાવાજી, વન કેવું હોય?"

પિતાપર શી વિપત્તિ છે, જેથી ઘરવાસ ત્યજી વનવાસ કરવા કેમ નિકળ્યા છે, તેનું જ્ઞાન આ બાળકીને નહોતું. તેનો પિતા અગાધ દુઃખ-સાગરમાં ગળચીયાં ખાતો હતો, તેમાં પણ આ કન્યાના કાલાકાલા શબ્દો સાંભળી તેના જીવને કંઇક ઠંડક વળી, નીચા વળી સજળ લોચને, પ્રેમપૂર્ણ હૃદયથી તેને ચુંબન કીધું, પણ પુનઃ તે ચિંન્તાપૂર્ણ થઇ ગયો. એ વૃદ્ધ પુરુષ નીચી દૃષ્ટિ કરી ચાલ્યો જતો હતો, પણ કન્યા આસપાસનું સૃષ્ટિસૌંદર્ય નિહાળતી હતી. તેણે થોડુંક ચાલ્યા પછી પિતાને કહ્યું, "જૂઓ જૂઓ! પિતાજી! પેલું જળમાંથી નિકળી કોણ આપણા પ્રતિ દૃષ્ટિ કરે છે?" તે પુરુષે તે તરફ નજર કીધી તો એક સંન્યાસી દેખવામાં આવ્યો, તે પ્રાતઃકાળની ક્રિયા કરી તેઓ તરફ આવતો હતો. સંન્યાસીએ તે પિતાપુત્રીની સઘળી વાત સાંભળી હતી. થોડીવારે તે નજીક આવ્યો. સંન્યાસીને જોઇને અણજાણ્યા પુરુષે પ્રણામ કીધા; એટલે સંન્યાસી આશીર્વાદ દઈ બોલ્યો, "મારી સાથે ચાલો." સંન્યાસીનું અકસ્માત તે વચન સાંભળી, અણજાણ્યા પુરુષને ધાસ્કો પડ્યો ને તેનું કારણ પૂછ્યું; ત્યારે સંન્યાસીએ કહ્યું, "આ સમય કારણ પૂછવાનો નથી, કહેવાનોએ નથી, પછી કહીશ" તે સાંભળી, પેલા પુરુષને વધારે આશ્ચર્ય થયું; પણ કન્યાની નજીક કંઇપણ વાતચિત નહિ કરતાં તે મુંગો મુંગો સંન્યાસીની પાછળ ચાલ્યો.

એ સ્થળથી થોડે દૂર અલવરના સીમાડાની લગોલગ નાના નાના પર્વતની હાર આવેલી છે. એમાંના એક પર્વતપર આ સંન્યાસીની પર્ણકુટી હતી. તે કુટી તરફ આ લોકોને લઇને સંન્યાસી આવ્યો. આ પર્વતો તરફ અપરિચિત મનુષ્યોને આવવાની કશી સુગમતા ન હોતી. પણ કોઇ કોઇ સમયે, જેઓને ઘણું અગત્યનું કામ હોય, તેઓ જ એ દુર્ગમ્ય રસ્તેથી જતાં હતાં. અજમેરથી દિલ્લી એ રસ્તેથી જવાતું, તે વિના અન્ય જનો આ રસ્તે કદિ પણ જતાં આવતાં ન હોતાં. એ રસ્તો ઘણો ટુંક ગણાતો હતો.

સંન્યાસીને ઝુંપડી તરફ આવતો જોઇ, એક દશ વર્ષનું બાળક હસતું હસતું તેની સામા દોડતું આવ્યું ને 'પિતાજી! પિતાજી!" એમ બોલતો તેનો હાથ પકડી બોલ્યો, "આપ તો આ ઝુંપડી છાડી કોઇ

સ્થળે જતા નહોતા, અને આજ પાછલી રાત્રિના મને એકલો મૂકીને ક્યાં ગયા હતા ને આટલી બધી વાર કેમ લાગી? હવે હું આપને, મને એકલો મૂકી જવા દઇશ નહિ. પણ આ લોક કોણ છે?' "ઠીક, ઠીક! હવે હું તને એકલો મૂકી જઇશ નહિ," સંન્યાસીએ કહ્યું; "હવેથી હું તને સાથે જ તેડી જઇશ. આ લોક આપણા અતિથિ છે, ને તેઓ થોડા દિવસ અહિયાં જ રહેવાના છે." તે સાંભળીને તે બાળકને ઘણો આનંદ થયો. તે અતિથિઓની સેવા કરવાને તુરત ઝુંપડીમાં દોડી ગયો.

ઝુંપડીમાં થોડીવાર વિશ્રામ લીધા પછી, પેલા પુરુષે સંન્યાસીને પૂછ્યું, "આપ અમને શા માટે અત્ર તેડી લાવ્યા છો, તે કહો.'' ત્યારે સંન્યાસીએ સામું પૂછ્યું, "પ્રથમ આપ કહો કે, આપ ક્યાંથી પધાર્યા છો?" તે અણજાણ્યા પુરુષે કહ્યું, "મહારાજ! એ વાત તો માફ જ કરો, હું તે કહી શકું તેમ નથી." સંન્યાસીએ તે સાંભળી કહ્યું, "ચિંતા નહિ, એ તો મેં સહજ પૂછ્યું છે. હું જાણતો જ હતો કે, તમે એ વાત કહેશો નહિ, પણ હું જાણું છું કે, તમે કોઇ સારા માણસ છો, ને છૂપાવેશે અત્ર આવ્યા છો." તે પુરુષે કહ્યું, "એ આપે કેમ જાણ્યું?" સંન્યાસી બોલ્યો, "આપે, આ કન્યા સાથે જે વાતચિત કીધી તેપરથી મેં અનુમાન બાંધ્યું છે. પણ આપ નિશ્ચિત રહો, આપના જેવી જ સુખી અવસ્થા એકવાર મારી પણ હતી ને આજે આ દશા ભોગવું છું. હું પણ છૂપે વેશે ફર્યો છું, પણ મેં મારો દેશ ત્યજ્યો નથી. પણ હશે, એ વાતની હાલ શી જરૂર છે? આપને હું પૂછું છું કે આપ છૂપા રહેવા માંગો છો?" તે પુરુષે કહ્યું "હા."

સંન્યાસીએ કહ્યું—"જો હરકત નહિ હોય તો અત્ર બેધડક સંકુચિત રહો. આ ઝુંપડી નિર્જન સ્થાન છે, ને તે જ માટે આપને હું અત્ર લાવ્યો છું." તે પુરુષે અતિ ગ્લાનિથી કહ્યું "મહારાજ! અમને આશ્રયરહિત જોઇ દયાથી, આપ અત્ર તેડી લાવ્યા જણાઓ છો; પણ અહિયાં રહેવાની મારી મરજી થતી નથી, કેમકે એથી આપને ભય આવશે. સાધુ પુરુષો પરોપકારી છે, પણ સુહૃદય જનોએ તેમના તેવા ગુણનો ગેરઉપયોગ કરવાનો નથી."

સંન્યાસીએ ધાર્યું કે, એ પુરુષ કોઇના અનુગ્રહની આશા રાખતો નથી, છતાં તે પોતાના ભલા સ્વભાવથી પુનઃ બોલ્યા, "આપ અમારા અશુભની ચિન્તા કરશો નહિ, અમારું કોઇ અશુભ કરી શકે તેમ નથી. તુમારા મનનો ભાવ હું જાણું છું, કે તમો કોઇની સંગે રહેવાને ઇચ્છતા નથી, પરન્તુ ભાઇ, તમે બીજા કુટિલો સાથે મારી તુલના

કરતા નહિ. હું સંન્યાસી છું, ને તમારા પિતાતુલ્ય છું. હું તમારી સંગે રહેવા ઇચ્છું છું, તમે નહિ. "માટે મારી ઇચ્છા પૂર્ણ કરો, ને મને કષ્ટ થાય તેમ ન કરો." પેલો પુરુષ સંન્યાસી તથા સાધુ સંતોનો મોટો ઉપાસક હતો, તેને ભય વ્યાપ્યો કે, સંન્યાસીની પ્રાર્થના માન્ય નહિ કરીશ ને તે કદાચિત્ શાપ દેશે તો ઘણું અનિષ્ટ થશે, તેથી મને કે કમને પણ સંન્યાસીના કહેવા પ્રમાણે ત્યાં રહેવાનું સ્વીકાર્યું.

પછી તે સંન્યાસીએ આ અતિથિઓની સારી રીતે પરોણા ચાકરી કીધી, ને આ અણજાણ્યો પુરુષ પણ ભય છતાં સંતોષથી ત્યાં રહ્યો. એ પુરુષ કોણ હતો ? તે આપણે આગળ જોઇશું.

સંન્યાસી પુત્ર અને શૈલબાળા બંનેને ત્યાં રહેતાં રહેતાં ઘણો સ્નેહ બંધાયો. એક દિવસે બંને બાળક સાથે રમતાં હતાં, ને અનેક પ્રકારની વાતો કરતાં હતાં. તેવામાં શૈલબાળા બોલી, " આ નીચે તો નદી છે, કેમ ? અમારું ઘર તો એવું નહોતું." સન્યાસીબાળે પૂછ્યું, "તમારું ઘર કેવું હતું ?" શૈલબાળા બોલી "અમારું ઘર જ નદીમાં હતું, ત્યાં હાથેથી પાણી લેતાં ને તરવા પડતાં, ને તેમાંનાં લાકડાનાં ઘરમાં રહેતાં, એ ઘરને હોડી કહે છે. તે નદીમાં ઘણીવાર ફરતી હતી." સંન્યાસીબાળે પૂછ્યું,—"તું કદી અમારા જેવા ઘરમાં રહી નથી?" શૈલબાળાએ કહ્યું, "નાજી" સંન્યાસીબાળે પૂછ્યું, "પણ આવું ઘર તેં કદી જોયું છે?" શૈલબાળા બોલી, "કેમ નહિ? એનાથી પણ મોટાંમોટાં ઘરો જોયાં છે તો એ શું બિસાતમાં છે ? અમારી હોડીમાં બેઠાં બેઠાં અમે અનેક ઘર જોતાં હતાં." સંન્યાસી બાળે પૂછ્યું "ત્યારે તેવાં ઘરો જોવાની તને ઇચ્છા થતી નથી?" શૈલબાળાએ કહ્યું, "ઇચ્છા તો થાય જ તો ! હું પિતાજીને નિત્ય કહેતી કે, ચાલો એ ઘર જોવા જઇએ, પણ પિતાજી ના પાડતા હતા." સંન્યાસી બાળે કહ્યું, "હવે પણ તેવાં ઘરમાં રહેવાની તને મરજી થાય છે કે ?" શૈલબાળાએ કહ્યું "હા, કેમ ન થાય ?" સંન્યાસીબાળ બોલ્યો, "ત્યારે પેલું ઘર છોડીને તું આ વનમાં કેમ આવી છું." કન્યાએ કહ્યું, "પિતાજી આવ્યા એટલે હું પણ આવી." સંન્યાસીબાળે કહ્યું, "ત્યારે તને આ ઝુંપડી ગમશે નહિ!" કન્યાએ કહ્યું, "જ્યાં પિતાજી રહેશે ત્યાં હું રહીશ, તેમાં મને આનંદ થાય છે." બાળકે પૂછ્યું, "ત્યારે તારા પિતાજી જાય તો તું પણ જશે ?" કન્યાએ કહ્યું, "એમાં શક શો ?" પછી તે બાળકે કહ્યું, "ચાલ, હું તને મારો મોર બતાવું. તે એક ગમત આપનારું રમકડું છે," એમ કહી તે બાળક શૈલબાળાને પોતાની સાથે તેડી ગયો. એ સંન્યાસી બાળકનું નામ દિલીપસિંગ હતું. ઝુંપડીની પાછળના બાગમાં બંને આવ્યા,

ત્યાં ઉડતા મોરો જોઇ શૈલબાળા બોલી, "વાહ! કેવાં સુંદર પંખીડાં છે! હુ એને પકડીશ," એમ બોલતી બોલતી તે મોર પકડવા દોડી; પણ તેના પગનો સંચાર સાંભળતાં મોર ઉડી ગયો. તે એક ઝાડપર જઇને બેઠો. દિલીપે કહ્યું, "એ તારાથી પકડાશે નહિ, પણ હુ પકડી તને આપીશ; તું દોડ નહિ;" પણ તે કન્યાએ તે વાત સાંભળી નહિ. તે દોડી ને દિલીપ પણ તેની સાથે દોડ્યો; પર્વતોપર ચાલવાનો મહાવરો નહિ હોવાથી શૈલબાળાને એક પથ્થરની ઠોકર લાગી, ને તે પડી જાત, પણ દિલીપે તેને પડતાં પડતાં પકડી લીધી, ને પૂછ્યું, "કંઈ વાગ્યું તો નથીને?" તે કન્યાએ માથું હલાવી ના પાડી ત્યારે દિલીપ ઘણો રાજી થયો; પણ શૈલબાળાએ ખીજવાઇને તે પથરાને ઉરાડી નાંખ્યો, ત્યારે દિલીપ હસ્યો.

પછી દિલીપે, "ચેટક! એ ચેટક! અહિંયા આવ," એમ મોરનું નામ લઇ બોલાવ્યો, કે તે તુરત પાસે આવ્યો. તે જોઇ શૈલબાળા આશ્ચર્ય પામી, ઘણું દુ:ખી થઈ બોલી, "એ તારી પાસે આવ્યો, પણ મારી પાસેથી કેમ નાશી ગયો? હવે હુ એને પકડીશ પણ નહિ." દિલીપ દુ:ખી થઇને બોલ્યો, "તું અજાણી છે, તેમ એ તને ઓળખતો નથી, તેથી ઉડી ગયો. હવે પંપાળ, રમાડ એ નાશી નહિ જશે." દિલીપના મોંપર વિષાદનું ચિહ્ન જોઇ શૈલબાળા બોલી, "એમ છે તો હુ રમાડીશ." પણ દિલીપે મોરને પકડી શૈલબાળાના હાથમાં આપ્યો, પણ મોરને અજાણ્યો હાથ લાગતાંજ તે પાછો પાંખ ફફડાવી ઉડી ગયો. શૈલબાળા ખીસ્યાણી પડી ગઈ, અને ગુસ્સામાં બોલી, "હવે તો એને હું કદી લઇશ નહિ." પછી દિલીપે મોરને હાથમાં લઈ, એક ટપ્પલ મારી કહ્યું. "ચેટક! તું કેમ ઉડ્યો? જા હવે હું પણ તને કદી લઇશ નહિ." એમ કહી તેને ઉરાડી મૂક્યો. મોર દૂર જઇને બેઠો ને ટ્હૂહૂ ટ્હૂહૂ કરવા લાગ્યો.

પછી શૈલબાળાને આનંદ પમાડવાને દિલીપે કહ્યું, "મારાં બીજાં પશુઓ તારે જોવાં છે?" એમ કહી શૈલબાળાને હરણ ઘોડા વગેરે બતાવ્યાં. ઘોડાને જોઇને શૈલબાળાએ પૂછ્યું, "આવા મોટા ઘોડા સાથે તું કેમ રમે છે?" દિલીપે કહ્યું, "હું એનાપર બેસું છું." શૈલબાળાએ કોઇ દહાડો ઘોડો જોયો નહોતો, તે આ વાત સાંભળીને આશ્ચર્ય પામી બોલી, "ત્યારે તું ચઢ, હુ જોઉં." તુરતજ દિલીપ ઘોડાપર બેઠો ને ઘોડાને આમ તેમ બે ત્રણવાર દોડાવ્યો. તે જોઇ શૈલબાળા ખુશી થઇને તાળીઓ પાડવા લાગી; અને ખુશી થતી થતી પોતાના પિતાની પાસે આવી તેને ગળે વળગી પડીને બોલી, "જૂઓ પિતાજી! દિલીપ ઘોડાને

કેવો રમાડે છે. તમે પણ ઘોડાને રમાડશો ? હું ઘોડાને રમાડું બાપા ?" એમ બોલતી કે તે ઝુંપડીમાંથી બહાર નિકળી દિલીપની પાસે આવી ત્યારે દિલીપ ઘોડાની લગામ ઢીલી કરી શૈલબાળા પાસે આવ્યો; ને તેને પૂછ્યું, "તારે બેસવું છે ? આ ઘોડો તને કશી પીડા કરશે નહિ." તે સાંભળી શૈલબાળા વ્યગ્રતાથી બોલી, "હાં હાં! હું બેસીશ; મને તું ચઢાવશે ?" દિલીપ ઘોડાપરથી નીચે ઉતર્યો ને શૈલબાળાને ઘોડાપર બેસાડી બોલ્યો, "હું તને પકડી રહું છું, નહિ તો તું પડી જશે. ઘોડાને ધીરે ધીરે ચલાવજે." એમ કહીને તેનો હાથ પકડ્યો ને ધીરે ધીરે ઝુંપડી આગળ ઘોડે બેસીને શૈલબાળા આવી, પોતાના પિતાને કહ્યું, "જુઓ પિતાજી! હું દિલીપના ઘોડાપર કેવી સારી લાગું છું," તેની તોતળી વાણી સાંભળી સંન્યાસી ને તે પુરુષ હશી મર્યા.



## પ્રકરણ ૫ મું

## શૈલબાળા ગઈ!



આવી ક્રીડામાં તે અણજાણ્યો પુરુષ ત્રણ ચાર વર્ષ પર્યંત તે ઝુંપડીમાં સુખરૂપ રહ્યો છે. પણ જેઓનાપર દુઃખ પડે છે તેઓને વિધાતા હરકોઈ પ્રકારે સંતાપમાં બાકી રાખતી નથી. આ અણજાણ્યો પુરુષ કોઇને પણ પીડા કર્યા વિના એકાંતસ્થળમાં વસેલો છે, તેવામાં અકસ્માત તેને ત્યાંથી નાસવાની જરૂર પડી.

સન્ધ્યાકાળ થઇ છે, ગગનમંડળમાં મેઘ છવાઇ રહ્યો છે, પૃથ્વીપર ચોમેર અંધકાર છે, ક્ષણ ક્ષણમાં વિજળી ચમકયા કરે છે, વરસાદનું ટીપું પડતું નથી. પણ તે પડવાનાં સર્વે ચિહ્નો જણાય છે, દિવાના તેજથી તે ઝુંપડીમાં અંધારું નહોતું. પાસેના ખંડમાં તે અણજાણ્યા પુરુષની નવ વર્ષની બાળકી રમતી હતી. સંન્યાસી અને તે અણજાણ્યો પુરુષ દરવાજાપર ઊભા રહીને વાતના ગપાં મારતા હતા.

સંન્યાસી બોલ્યો, "આકાશ ઘનઘોર થઈ રહ્યું છે. ને કાળી ઘટા છાઈ રહી છે. બેશક! હમણાં વર્ષાદ પડશે, અને તે પણ ઘણો જોરમાં પડશે." તે અણજાણ્યો બોલ્યો, "બાવાજી! હાં વૃષ્ટિ થયા પછી આ અન્ધકાર મટી જશે, પણ મારા હૃદયમાં જે અંધકારે વાસ કીધો છે, તે કોઇ પ્રકારે મટવાનો નથી." સંન્યાસી બોલ્યો, "મહાશય! તમે એવી ચિન્તા ન કરો! દુઃખ પણ આ મેઘઘટાની પેઠે આવે છે ને જાય છે. શું તમે એમ સમજો છો કે, તમારું દુઃખ અનંત છે ? ભાઇ,

આ સૃષ્ટિમાં નિયંતાએ દુઃખ જ નિર્માણ કીધું છે, તો પછી સુખ એ તો મનનું માની લીધું જ માનવાનું છે. સુખ સૃષ્ટિમાં છે જ નહિ, પણ જેટલું દુઃખ ઓછું તેટલું જ સુખ સમજો! જેમ જન્મ એ જ મૃત્યુ છે, તેમ જ દુઃખ એ જ સુખ પણ છે. આ લોકનું સુખ શું છે? તે અસ્થિર, ચંચળ, આશામાં નિરાશા ઉત્પન્ન કરનારું, મારું તારું કરાવનારું, મોહવશ રાખનારું અને પ્રિય વસ્તુના આવર્જન વિસર્જનના સંતાપવાળું છે. અવિદ્યાથી ઘેરાયલું જગત્ તેમાં સુખ શી વસ્તુને માને છે? જે મનુષ્ય દુઃખમાં સુખને ભોક્તા થાય છે તે મનુષ્ય આ લોકમાં તો નહિ પરંતુ પરલોકમાં તો સુખનો ભોક્તા થાય છે. તમારે નિરાશ થવાનું કારણ નથી. તમે તે કોણ? આ જગતમાં સુખ એક બિંદુ માત્ર નથી. શું તમે નળ, હરિશ્ચંદ્ર, રામ, યુધિષ્ઠિરના દુઃખનું વર્ણન સાંભળ્યું નથી? માટે ભાઇ, તમે ધૈર્ય ધરી, જે આવે તે સહન કરો. પ્રભુ સૌ સારું કરશે."

આ પ્રમાણે પરસ્પર વાતચિત ચાલે છે તેટલામાં મેઘ ગાજ્યો, ટપટપ પડતાં ટીપાંનો શબ્દ સંભળાયો, છહર છહર વરસાદ પડવા માંડ્યો. મેઘગર્જના ને વિજળીના કડાકાથી પૃથ્વી કંપવા લાગી. વિજળીની ચમકાચમકી આકાશમાં એક દિશાથી બીજી દિશા તરફ દોડવા લાગી. પૃથ્વી અંધકારમય જણાતી હતી, આકશ મેઘાવૃત હતું, વૃષ્ટિધારા અવિશ્રાંત હતી, તેથી ચોમેર ભય વ્યાપી રહ્યો હતો. પવનના સુસવાટા પૂર જોરમાં આવતા હતા, ને તેથી ઝુંપડીના દરવાજાપર વાછંટ આવવા લાગી: ત્યારે સંન્યાસીએ ઝુંપડીનાં બારણાં બંધ કીધાં; ને એક સ્થાનપર જઇને બંને બેઠા. પણ થોડી વાર થઇ નહિ, તેટલામાં તો કોઇ દરવાજો ઠોકતો હોય એમ અવાજ આવ્યો. સંન્યાસીએ બેઠા બેઠાં જ પૂછ્યું, "કોણ છે રે?" બહારથી ઉત્તર આવ્યો કે, "હું વટેમાર્ગુ છું, વરસાદ પુષ્કળ પડે છે અને રાત્રિ અંધારી ઘોર છે તેથી અગાડી જઇ શકતો ન હોવાથી, આશ્રય માટે પ્રાર્થના કરું છું." સંન્યાસીએ દરવાજો ઉઘાડ્યો, એટલે એક વૃદ્ધ પુરુષ ઝુંપડીમાં આવ્યો. તેનું સર્વાંગ જળથી તરબોળ થઈ ગયું હતું, તેના હાથ પગ ધ્રૂજતા હતા, ને શીતથી તેના હોઠ નીલવર્ણ થઇ ગયા હતા. વૃદ્ધાવસ્થામાં થોડી શરદી પણ ઘણું કષ્ટ આપે છે, ને જેઓના તનમાં શરદીનો વાસ થાય છે તેઓની દશા ઘણી માઠી થાય છે, તથાપિ ધન્ય છે, કૃષિકારોને કે તેઓ રાતદહાડો શીતળ જળમાં રહી, મનુષ્ય માત્રનું પોષણ કરવા અન્ન ઉત્પન્ન કરે છે. ઝુંપડીમાં આવ્યા પછી સંન્યાસીએ તે વૃદ્ધને કોરાં કપડાં આપ્યાં ને તે અગ્નિસમીપ બેસીને ટાઢ ઉરાડવા લાગ્યો.

પેલા અણજાણ્યા પુરુષે, જેવો તે વૃદ્ધને ઝુંપડીમાં આવતો જોયો કે તેના મનમાં ફાંસ્કો પડ્યો; એટલે તે આંખના ડોળા જ બહાર રાખી, મોંઢું માથું વસ્ત્રમાં લપેટીને એક ખૂણામાં લપાઇને બેશી રહ્યો. તેવા તોફાનમાં હાથ પગ સેકતાં સેકતાં તે વૃદ્ધને સંન્યાસીએ પૂછ્યું, "ભલા માણસ, આ કુસમયે તમે ક્યાં જતા હતા ?" વટેમાર્ગુએ કહ્યું, "બાવાજી, હું દિલ્લી જાઉં છું, કેમકે મહરા ધણી ચન્દ્રપતિ ત્યાં છે." સંન્યાસીએ પૂછ્યું, "પણ સુગમ માર્ગ મૂકીને આ વિકટ માર્ગે તમે કેમ આવ્યા?" વટેમાર્ગુ બોલ્યો "કામ ઘણી ઉતાવળનું હોવાથી આ રસ્તો લેવો પડ્યો છે." સંન્યાસીએ પૂછ્યું, "એવું તે શું ઉતાવળનું કામ છે ?" વટેમાર્ગુએ કહ્યું, "દુઃખની શી વાત કહું ? અમારા સ્વામી ચન્દ્રપતિનો વિવાહ થનારા છે !" સંન્યાસી બોલ્યો, "વાહ ! એમાં દુઃખ શું ? એ તો આનંદની વાર્તા છે." વટેમાર્ગુએ કહ્યું, "એ વાર્ત આપ જોગી જન શું જાણો ? શેઠજી, ગમે ત્યાંથી ગમે તેવા કુળની એકાદ કન્યા લાવશે, બે ચાર દહાડા થયા કે રાણીજી અમારાપર હુકમ કરવા તૈયાર થશે; ને જૂના નોકર જાણીને પણ જરાએ સંકુચિત નહિ થશે કે એવા નિમકહલાલ સેવકને અયોગ્ય હુકમ કેમ થાય ? શું એ અમ લોકોને મોટા દુઃખનું કારણ નથી ?" તે વટેમાર્ગુના દુઃખનું કારણ સાંભળી સંન્યાસી ખડખડ હસવા લાગ્યો; એટલે તે વટેમાર્ગુ કરુણાળ સ્વરે બોલ્યો, "ભલે મહારાજ ! તમે હસો, તમે જોગીઓને સંસારીઓના દુઃખની શી ખબર પડે ! પણ અમારું માન કોડીનું થઇ જશે કોડીનું ! આપને શું છે, કોઇની પરવા પણ છે ? પણ અમારે તો સઘળું ભોગવવાનું છે." સંન્યાસીએ હસવું દબાવીને પુનઃ પૂછ્યું, "પણ ભાઇ તમહરા શેઠ તો અજમેરના છે, ત્યારે તેઓનો વિવાહ દિલ્લીમાં કેમ થશે ?"

વટેમાર્ગુએ કહ્યું, "અમારા શેઠજી દિલ્લીશ્વરના પરમમિત્ર છે, ને મહારાજની એવી જ ઇચ્છા છે કે, દિલ્લીમાં બડી ધામધૂમથી, એક મુકરર કરેલી કન્યા સાથે લગ્ન કરવા. એમ સાંભળ્યું છે કે, તે કન્યા બાર વર્ષની છે; અતિ ફૂટડી છે, રૂપમાં તો રતિને પણ લજ્જા પમાડે, બુદ્ધિમાં સરસ્વતીથી પણ શ્રેષ્ઠ છે, વીરતામાં ચંડિકાથી સર્વોત્તમ છે, તેમ જ ક્ષમામાં પરમ ઉદાર છે ! અમારા શેઠજી તેને જોતાં જ મોહિત થઇ ગયા છે, એટલે હવે અમારો માનમર્તબો ઘટશે. ઘેર આવ્યા પછી તે રૂપવતી શું નહિ કરાવશે તે કેમ કલ્પી શકાય ?" સંન્યાસીએ પૂછ્યું, "દિલ્લીમાં ધામધુમ શી રીતની થવાની છે ?" વટેમાર્ગુએ જણાવ્યું, "ચારે દિશાના રાજાઓને નિમંત્રણ કરી બોલાવ્યા છે, અને ઘણા તો ત્યાં જઇ પણ પહોંચ્યા છે. માત્ર કાન્યકુબ્જપતિ જયચંદ મહારાજ આવ્યા નથી.

ચિતોડના સમરસિંગ તો સહપરિવાર પધાર્યા છે; પણ કમલાદેવી, રાજ-પટ્ટરાણીની નણંદ આવ્યાં નથી, તેથી રાજાજીને ઘણો ખેદ થયો છે." સંન્યાસીએ પૂછ્યું. "કમલાદેવી કેમ નહિં આવ્યાં?" વટેમાર્ગુએ કહ્યું, "જે ક્ષણથી તેઓનો પુત્ર કરણસિંગ ડૂબી મરણ પામ્યો છે, તે જ ક્ષણથી તેઓ કોઈપણ આનંદ ઉત્સવમાં ભાગ લેતાં નથી; તેઓ તો જીવતે છતે મૂવા જેવું દુઃખ ભોગવે છે." સંન્યાસીએ પૂછ્યું, "શું સમરસિંહનો કોઇ પુત્ર જળનિમગ્ન પણ થયો છે? એ બનાવ કેમ બન્યો?" તે સાંભળી વટેમાર્ગુએ અથેતિ વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી તે બોલ્યો, "હવે એ વાત કહેવાથી વિશેષ ફળે શું? ઊલટું તે વાતના સ્મરણથી વૃથા ખેદ થાય છે. આ સમારંભ વેળાએ, દિલ્લીશ્વર અમારા સ્વામીને 'કવીશ્વર'નું પદ આપવાના છે." સંન્યાસીએ આશ્ચર્યથી પૂછ્યું, "શું તમારા શેઠ તો કવિ પણ છે કે?" વટેમાર્ગુ વિશેષ આશ્ચર્યથી બોલ્યો, "કવિ? શું આપ આટલા પાસે રહો છો, તે છતાં એ વાત જાણતા નથી? દૂર દૂર દેશોમાં એમનું કવિ નામ પ્રખ્યાત છે, ને તમે તો જાણતા પણ નથી? વાહ! તેઓ અદ્વિતીય કવિ છે." સંન્યાસીએ કહ્યું, "એ વાતની મને ખબર નથી."

તે સાંભળી વટેમાર્ગુને બહુ કૌતક લાગ્યું, પણ મનમાં ધાર્યું કે આ સંન્યાસી કેવળ એક જ માર્ગી હોવાથી સંસારી વાતપર મન નહિ લગાડતો હશે ને આ વાત જાણવાથી વિમુખ રહ્યો હશે, તેથી તે બોલ્યો, "આ વિવાહ પ્રસંગે દિલ્લીશ્વર ચન્દ્રપતિને કવિ પદ આપશે. તે પછી પ્રત્યેક ક્ષુદ્ર મનુષ્ય પણ જાણશે કે, તેઓ રાજા નહિ પરંતુ કવિ છે, ને મહારાજાધિરાજ પૃથિરાજની આજ્ઞાથી તેમને કવિ ચન્દ્રના નામથી જ પીછાણશે. દિલ્લીશ્વર એમ માને છે કે, જગતમાં રાજાઓથી પણ કવિઓ શ્રેષ્ઠ છે, ને રાજાનો કીર્ત્તિચન્દ્ર કવિના કીર્ત્તિચન્દ્ર આગળ ઝાંખો છે." સંન્યાસીએ તે વાત ત્યાં જ પૂરી કરી પુનઃ પૂછ્યું, "પણ આ સમારંભમાં કાન્યકુબ્જાધિપતિ જયચન્દ્ર કેમ પધાર્યા નથી? એમ પણ સાંભળ્યું છે કે, જયચન્દ્ર ને પૃથિરાજ સગા પણ છે." તે વટેમાર્ગુએ કહ્યું, "કારણ બીજું શું હોય? લોભ અને સ્વાર્થપરાયણતા! સ્વર્ગવાસી દિલ્લીશ્વરે તેને રાજ્યગાદી નહિ આપી ને પૃથિરાજને આપી, તે જ વૈરનું કારણ છે. પૃથિરાજ ચક્રવર્તી રાજા થયા તેથી જયચન્દ્ર દ્વેષથી બળીને ભસ્મ થઈ જાય છે. વળી એવી પણ વાત ચર્ચાઇ છે કે, દ્વેષથી જયચન્દ્ર તેઓની સામા અધમ કાર્ય પણ કરવાને તત્પર થયો છે. જયચન્દ્રના પિતાએ, કોણ જાણે તેના કાનમાં કેવુંએ ઝેર રેડી મૂકયું છે કે, જેથી તે ગાદીએ બેઠો ત્યારથી જ દિલ્લીશ્વરનો દ્વેષ કરે છે, ને કલહનાં કારણ શોધે છે.'

આમ વાતચિત કરતાં તે વટેમાર્ગુની દૃષ્ટિ પેલા અણજાણ્યા પુરુષ પ્રતિ પડી. તેથી પૂછ્યું, "એ કોણ બેઠું છે?" સંન્યાસીએ કહ્યું, "એ મારો શિષ્ય છે." વટેમાર્ગુએ પૂછ્યું, 'ત્યારે આ બાળક બાળકી કોનાં સંતાન છે?" સંન્યાસીએ જવાબ દીધો, "બાળક મારો પુત્ર છે ને બાળકી આ શિષ્યની પુત્રી છે." વટેમાર્ગુ હસીને ટકોરતાં બોલ્યો, "એ પણ ઠીક, જોડી તો ઠીક મળી !" એ વખતે બહાર મેદાનમાં ઘૂરુર ઘૂરુર શબ્દ ઘુઘવાટો સંભળાવા લાગ્યો, જેથી ઝુંપડીમાં રહેનારાઓ નિરાંતે વાત કરી શકયા નહિ. કયાંથી ને કોનો શબ્દ આવે છે, તે તપાસવાને સંન્યાસીએ બારણું ઉઘાડ્યું, ને ઝપાટાભેર તે બંધ કરી દીધું; તે જોઇ વટેમાર્ગુએ અને પેલા અણજાણ્યા મનુષ્યે પૂછ્યું "એ શું છે? કેમ ભયથી ધ્રુજો છો?" સંન્યાસીએ કહ્યું, "વાઘ આવ્યો રે વાઘ! બારણાં મજબૂત બંધ રાખો." પણ વાઘનું નામ સાંભળતાં, દિલીપને ભય વ્યાપ્યો કે રખેને તેના હરણ અને ઘોડાને તે કમજાત મારી નાંખે. તે બોલ્યો, "પિતાજી! એ વાઘ ઘોડારમાં જઇને ઘોડાને તો નહિ મારે કે? અને કોઈ વટેમાર્ગુને તો નહિ ખાઇ જાય કે? ચાલો, ચાલો એ વાઘને આપણે જ પૂરો કરી નાખીએ." તે સાંભળી સંન્યાસી ઉઠ્યો ને ચૌદ વર્ષના દિલીપ સાથે વાઘને પૂરો કરવાને બહાર નિકળી પડ્યો. બંનેના હાથમાં તેજદાર તરવાર હતી. તે વેળાએ શૈલબાળા "દિલીપ! દિલીપ!" કહીને રડવા લાગી; પણ તેના રડવાનો અવાજ સંભળાય તે પહેલાં તો દિલીપ ઝુંપડીની બહાર નિકળી ગયો હતો. તે જતાં જતાં બોલ્યો, "તું ડર નહિ, હું હમણાં વાઘને મારીને આવું છું."

દિલીપ અને સંન્યાસીની સાથે પેલો વટેમાર્ગુ પણ મેદાનમાં આવ્યો. બીજો સમય હોત તો શૈલબાળાનો પિતા પણ સાથે જાત, પણ આજે તે ચિંતામાં લેવાઈ ગયો છે. તેથી તેનું આ વાતપર લક્ષ જ ન ગયું. તે મનમાં બોલ્યો, "બેશક કાલે સહવારના એ મને ઓળખ્યા વિના રહેશે નહિ. કેવી શરમની વાત છે કે, હું તેજસિંહ આવા ગુપ્ત વેશમાં, અરણ્યમાં રહીને મારો કાળ ગાળું છું! કેવી શરમની વાત છે કે, હું વિરલો ક્ષત્રિય બચ્ચો આમ સાધુ સંત જેવો એકાંતમાં રહું છું! પણ વિશેષ કેવી શરમની વાત છે કે, આ કલહમાં ઉમંગી માણસને માટે મારું મોઢું બતાવવું પડશે! જો આ કન્યા નહિ હોત તો હું આવી રીતે નહિ રહેત, આ જ ક્ષણે પ્રાણ ત્યાગ કરત, પણ હવે શું કરું? શું એ મને ઓળખશે? નહિ, નહિ, તેમ નહિ થવા દઉં. આજ રાત્રિના, સર્વે સૂતા હશે તે વેળા કન્યાને લઇને નાશી જઇશ." એટલામાં શૈલબાળા રડવા લાગી, તેથી તેના વિચારમાં ભંગાણ પડ્યું.

પિતાએ પૂછયું, "બ્હેન શું છે?" શૈલબાળા રડતાં રડતાં બોલી, "બાપુજી, દિલીપ વાઘને મારવા ગયો છે," તે સાંભળી તેજસિંહ તુરત ઉઠ્યો ને તેઓની સહાયતાને દોડ્યો.

સંન્યાસી અને દિલીપ મેદાનમાં આવ્યા, એટલે ઘૂ ઘૂ કરી ઘૂઘૂવાટો કરતો વાઘ દૃષ્ટિએ પડ્યો, તે ઝુંપડીથી થોડે દૂર ઉભો હતો ને મન્દ મન્દ ગર્જના કરતો હતો. તેને જોઇને સંન્યાસી તથા વટેમાર્ગુને પાછળ રાખી, તલવાર ફેરવતો દિલીપ આગળ ગયો. સંન્યાસીને વટેમાર્ગુએ કહ્યું, "મહાશય! વધો અગાડી, જોતા નથી કે આ બાળક શા હેતુથી અગાડી જાય છે તે?" સંન્યાસી બોલ્યો, "ફીકર નહી! આપણે દૂર હઇશું, તોપણ આ વાઘ, આ બાળકને કંઈ કરી શકવાનો નથી. એ ઘણો બળિયો છે. એણે એવા તો અનેક વાઘોને ધૂળ ચાટતા કીધા છે. વૃથા એના ઉત્સાહમાં અટકાવ કરવાની આવશ્યકતા નથી, માટે એને એનું કામ કરવા દો, ને શું થાય છે તે જુઓ." તે સાંભળી વટેમાર્ગુ તો ચકિત જ થઈ ગયો.

મનુષ્ય જોઇને વાઘ, ખાવાની આશાથી જીભ ચાટવા લાગ્યો, ને વિજળીની માફક વાઘ અકસ્માત્ કુદ્યો. દિલીપ સાવધ હતો, તેણે તલવારનો એક ઝપાટો મારી વાઘને દૂર ફેંકી દીધો., વાઘે બરાડ મારીને પર્વત અને આકાશ ગજાવી મૂક્યું. તે વાઘ ઘાયલ થવાથી વધારે ખીજવાયો, ને બીજાને મૂકીને દિલીપ તરફ કુદ્યો, ને તેને પકડવાની ઇચ્છાથી મોં વિકાસ્યું; એટલે સમયસુચકતાથી દિલીપે તેના મોંમાં નિપુણતાપૂર્વક તલવાર ખોશી દીધી. એ રીતે ઘાયલ ને લોહીલુહાણ થવાથી વાઘે ક્રોધાંધ થઈને, પાછાં હઠી તલવાર કાઢી નાંખી, ને બાજુએ સ્થિરતાથી, ઉભો રહી, ઘોર ગર્જના કરી. પછી આજુબાજુએ દૃષ્ટિ કીધી, પણ તલપ મારવાની કોઇપણ જગ્યા ન હોવાથી તે પૂછડી પછાડવા લાગ્યો, પછી નીચી ગર્દન કરી મોટો ઘુઘવાટો કરી પુનઃ કુદ્યો. એ વેળાએ સંન્યાસી ને વટેમાર્ગુ બંને દિલીપની ફીકર કરવા લાગ્યા, ને પોતાના હાથમાંથી તલવાર દૃઢતાથી પકડી તેની સાહે ગયા; પણ દિલીપ, એ જ ક્ષણે તેની તડપ ચૂકાવવાને જ્યાં ઉભો હતો ત્યાંથી પાછળ હઠી ગયો, પણ તેટલામાં વરસાદ પડવાને લીધે, ચીકણી માટીમાં તેનો પગ પડવાથી, તે સરકયો ને તે જમીનપર પડ્યો, એટલે વાઘનું ફાવ્યું, પણ જેવો વાઘ તેનાપર તડપ મારવા ધસે છે, તેવો જ સંન્યાસીએ તેની પીઠપરથી એવો સચોટ ઘા કીધો કે, તે બરાડ પાડતો પાછો હઠ્યો ને ઘા કરનાર તરફ ધસ્યો, એટલામાં તો દિલીપ ઉઠીને ઉભો થયો ને ઝટપટ દોડી, વાઘના પાછલા પગપર તલવારનો સચોટ ઘા કીધો. તે

આવતો હતો, એટલામાં રણક્ષેત્રમાં પડેલાં મુડદાંમાંથી કોઇના રડવાનો અવાજ તેના કાને પડ્યો. જ્યાંથી અવાજ આવતો હતો તે તરફ તે વળ્યો તો મુડદાંઓના ઢગલાની વચ્ચે એક બાર તેર વર્ષની બાળકી, "અહા! પિતાજી તમે મને છોડીને ક્યાં ગયા? હવે મારી રક્ષા કોણ કરશે?" એમ વિલપંતી ને શોચંતી તેની દૃષ્ટિએ પડી. તુરત જ કવિ ચન્દ્રે અનુમાન કીધું કે, "આ યુદ્ધમાં આ બાળકીનો પિતા મરણ પામ્યો છે. વળી વિચાર થયો કે, આ રણક્ષેત્રમાં આ બાળકી શી રીતે આવી હશે, ને એ આવી તો એની સાથે બીજું કોઇ કેમ નહિ આવ્યું હોય? શું એ એકલી જ હશે? એના કોઇ રક્ષક નહિ હોય? એનાં માતા પિતા કે સગાં સહોદર હોય તો એને આ ભયંકર સ્થાનમાં એકલી કેમ આવવા દે? રે હાય! આ સકુમાર કુસુમ કળિ કોના આધારથી હવે જીવિત ધારણ કરી શકશે? બાળકી! આજે અનાથ થઈ ગઇ? હાય! એ સર્વેના અનાથ થવાનું મૂળ અમે જ કેમકે આ ઘોર સંગ્રામ થયો નહિ હોત તો એ બાપડી અનાથ કેમ થાત? અને આ બાળકી નિરંતરની દુ:ખીયારી કેમ બનત?"

કવિ ચન્દ્ર ધાર્મિક, રસિક ને દયાળુ હતો. તેના હૃદયમાં આવો વિચાર આવતાં તે કંપિત થયો. પછી તે બાળકીની સ્થિતિ જાણવાનો ઘોડા પરથી ઉતરી ધીમે ધીમે તેની પાસે ગયો. ઘોડાનાં પગલાં સાંભળી રડતી બાળકીએ આવનાર પુરુષ પ્રતિ દૃષ્ટિ કરી. આ કલેવરોના ઢગલા વચ્ચે એક જીવિત મનુષ્યને જોઇ કવિ ચન્દ્રનું ઉદાસીન મુખમંડળ પણ પ્રફુલ્લિત થઇ ગયું. દૂરથી એ બાળકીની ઉમર પાંચ છ વર્ષની જણાતી હતી, પણ પાસે જતાં તેની ઉમર વધારે જણાઇ. તેનું મુખ નિહાળતાં તેના મનમાં સ્વાભાવિક જ એમ લાગ્યું કે, આ અણખીલી ગુલાબ-કળિ, કોઇવાર આ જગતનો સંતાપ હરી સૌને આનંદ અર્પશે.

કવિચન્દ્રે તેની પાસે જઇને પૂછ્યું, "હે બાળા! તું કેમ રડે છે? આ તારો કોણ છે? તું ક્યાં રહે છે? તારું કોઈ સગું કે વહાલું નથી?" બાળકીએ જવાબ દીધો, "એ મારા પૂજ્ય પિતા છે!"

આ બાળકી કોણ? એ પૂર્વાપર વર્ણન થયેલી શૈલબાળા છે. સંન્યાસીની પર્ણકુટીનો પરિત્યાગ કર્યા પછી એનો પિતા તેજસિંહ કેટલોક સમય દેશદેશાંતરમાં ભટકયો; અને કનોજનું યુદ્ધ થયું તેના થોડા સમય પૂર્વે, તે પડોસના એક પર્વતપર આવીને રહ્યો હતો. યુદ્ધનો આરંભ થયો તે જોઇ, આ અસાર સંસારથી કંટાળી, મૃત્યુની આશાથી તે યુદ્ધમાં ઉતર્યો. આજે તેની ઇચ્છા પ્રમાણે થયું છે, ને તે સ્વર્ગની અપ્સરાઓને વરવા માટે ઇન્દ્રસદનમાં ચાલ્યો ગયો. આજે તે આ ઘોર

રણક્ષેત્રમાં જયચન્દ્રના એક સૈનિકથી, તેનાં વક્ષઃસ્થળમાં ઘા લાગવાથી ઘાયલ થઇ પડ્યો છે. તેના હાથને શરીરના બીજા ભાગોમાં પણ ઘા લાગ્યા છે, તેનું આખું શરીર લોહીલુહાણ થઇ રહ્યું છે. પાસે તેની તેજદાર તલવાર પડી છે; પણ પાસે બીજું વસ્ત્ર જણાતું નથી. તેના બન્ને હાથ વક્ષઃસ્થળપર રહી ગયા છે, બન્ને નેત્ર અર્ધ મિચાઇ ગયાં છે ને હોઠ અડધા ઉઘડેલા છે, જે દુઃખથી કરમાયલું મોં જાણે ઇશ્વર-પ્રાર્થના કરતું હોય તેમ ખુલ્લું રહી ગયું છે. તે જાણે એમ સૂચવતું હોય કે મરણ સમયે પણ તે નિશ્ચિત નહોય અને કોઈ અગાધ ચિંતાથી પ્રાણ ત્યજતો હોય જે મોંઢેથી ઈશ્વિર નામ પોકારતો જ મરણ પામ્યો હોય! તેની ચિંતા, પોતાની પુત્રી વિના બીજા સંબંધે નહોતી; તેના અંગપર ભગવાં લુગડાં હતાં, તેના તેજમાં પણ તે દીપી રહ્યો હતો ને તેનું ક્ષત્રિય બળ પ્રકટ જણાતું હતું.

શૈલબાળાનો જવાબ સાંભળી, અને યુદ્ધને સમયે પણ ભગવાં પહેરીને લડનાર વીર પુરુષને નિહાળી, કવિ ચન્દ્ર સાનંદાશ્ચર્યમાં નિમગ્ન થઇ ગયો. તે ક્ષણેક રહીને બોલ્યો "બહેન, તું બાળક છતાં એકલી આ સમરાંગણમાં શી રીતે આવી છે? તને કંઇ ભય થયો નહિ?" શૈલબાળાએ પ્રતિઉત્તર આપ્યો, "ભાઇ, હું ભયને જાણતી હતી. આ મુડદાંઓના ઢગલાથી ઘણીએ ડરું છું, પણ શું ભયથી પ્રેમ બળવાન્ નથી?" આવી નાની બાળકીના મુખમાંથી આવા શબ્દો સાંભળી કવિ ચન્દ્ર તો ચકિત જ થઇ ગયો. તે બોલ્યો, "તું બાળક છે, ને આ ભયંકર સ્થાનમાં આવવાથી તને ઘણી વિપત્તિ પડશે, તેનો ખ્યાલ નહિ આવ્યો, એ આશ્ચર્ય છે. જ્યારે તારે આવવું હતું તો તારી માતાને કેમ નહિ સાથે તેડતી આવી? તેણે, તને એકલી કેમ આવવા દીધી?" શૈલબાળા બોલી, "મારે માતા કે કોઇ સગું નથી." કવિએ પૂછ્યું, "શું તારું કોઇ આશ્રય આપે એવું નથી?" ક્ષણવાર અબોલ રહી કવિએ પુનઃ પૂછ્યું, "તું ક્યાં રહે છે?" બાળકીએ આંગળીવડે પર્વત બતાવ્યો. કવિએ પૂછ્યું, "એટલે દૂર તારા પિતાના મરણના સમચાર તને કોણે કહ્યા?" તે બાળકીએ જવાબ આપ્યો, 'કહે વળી કોણ? પર્વતપર ઉભાં ઉભાં મેં મારા પિતાને પડતા જોયા અને તુરત જ પર્વતપરથી ઉતરી અહીંયાં આવી છું. દુર્ભાગ્યને યોગે મને ઉતરતાં એટલો બધો તો સમય ગયો કે, હું આવી ત્યારે પિતાજીએ પરલોકમાં વાસ કીધો હતો. જો મને આમ ખબર હોત તો તેની સાથે જ પર્વતપરથી ઉતરી આવત,' આટલું બોલતાં તો તે બાળકી, "હા! પિતાજી! અહા! પિતાજી!" એમ પોકાર કરી ચોધાર આંસુ પાડી રડવા લાગી. કવિએ પૂછ્યું, "તારા પિતા

યુદ્ધમાં આવ્યા હતા તે તને જણાવ્યું નહોતું?" શૈલબાળા બોલી "નહિ જી!" ત્યારે કવિએ પ્રશ્ન કીધો કે, "તેં કેમ જાણ્યું કે તે યુદ્ધમાં ગયા છે? ને તેં કેમ માન્યું કે અહિયાં યુદ્ધ થાય છે?" તે બાળા બોલી "યુદ્ધમાં તેઓ જશે તેવી વાત તો મને કોઇએ કહી નથી, પણ આજે યુદ્ધ થનાર છે, એ મને ખબર હતી. પંદર દિવસપર વાતમાં પિતાજીએ જણાવ્યું હતું કે કંઇ લડાઇ થાય તો ઠીક. પણ તેવી વેળાએ મારી તરફ દૃષ્ટિ કરીને રડતા હતા; ને હું પૂછતી ત્યારે કારણ કહેતા નહતા. પણ હું સમજતી હતી કે, પિતાજી, કારણવશાત્ મારે માટે દુઃખી છે. ગઇ કાલે મને એક પેટી આપીને કહ્યું, "વત્સ! હવે હું વૃદ્ધ થયો છું, પણ આવી અસહાય અવસ્થામાં મારું મૃત્યુ થયું તો તારી શી ગતિ થશે? મને ખાત્રી છે કે, હવે હું ઝાઝું જીવી શકીશ નહિ. બ્હેન, આ પેટીમાં તારા નિર્વાહ માટેનું દ્રવ્ય છે, તેમાંથી તને જ્યાં સુધી કોઇ સત્ય પુરુષ મળે નહિ ત્યાં સુધી ચલાવી લેજે. તું બાળક છે, દુનિયાના છળપ્રપંચની તને ખબર નથી, માટે દુષ્ટ મનુષ્યથી ડરતી રહેજે, ને તેનો સહવાસ કરતી નહિ. જ્યાંસુધી તારાં લગ્ન થાય નહિ ત્યાં સુધી તું કોઇ ભદ્ર મનુષ્યના આશ્રયમાં રહેજે, પણ જેના આશ્રયમાં રહે તેનો અસત્ અભિપ્રાય જાણતાં તત્કાળ તેનો ત્યાગ કરજે." આટલું બોલતાં તેઓ રડી પડ્યા. આજે પ્રાતઃકાળે ઉઠતાં તેઓ મારી નજરે પડ્યા નહિ, તેથી મને બહુ ભય વ્યાપ્યો. પણ તત્ક્ષણે મને આજના યુદ્ધની સ્મૃતિ થઇ. હું તુરત જ પર્વતના શિખરપર ચઢીને જોવા લાગી, તો જેવી મારા મનમાં આ શંકા હતી તેમ જ બન્યું." આથી વધુ તે બાળકી બોલી શકી નહિ. તેનો શ્વાસ બંધ પડી ગયો.

કવિ ચન્દ્રે પૂછ્યું, "તારે માટે તારા પિતાને આટલો બધો ભય હતો તે છતાં તેઓ યુદ્ધમાં કેમ ગયા?" તે બાળકી બોલી, "દેશમાં રહીને, દેશહિતાર્થે યુદ્ધમાં જવું, તેને ધર્મ સમજતા હતા. પણ પ્રાણ સમર્પણ કરવામાં અટકવું, એને તેઓ અધર્મ સમજતા હતા. શું તે મારે માટે અધર્મ કરે?" આવી વાતો સાંભળી કવિ ચન્દ્રના મનમાં તે બાળકીને માટે અતિ ઉચ્ચ ભાવ ઉત્પન્ન થયો ને માન્યું કે, તે કોઇ મહાકુળવાન્ બાળા છે, તેથી ઉત્સાહ ધરી વિશેષ પૂછ્યું, પણ તે બાળકી કંઇ વધારે વિગત જણાવી શકી નહિ. તે માત્ર પિતાનું નામ જ જણાવી શકી, પણ તેથી કંઇ કવિ ચંદ્રને વધારે સંતોષ થયો નહિ. પછી તેનું નામ પૂછ્યું, ને કહ્યું, "બાળા, હવે તું કયાં જવા ધારે છે?" બાળકીએ કહ્યું, "મને કંઇ રસ્તો જડશે નહિ તો પિતાજીની સાથે હું પણ જઇશ." કવિએ પૂછ્યું "બ્હેન, મારી સાથે આવશે?" બાળકીએ પૂછ્યું, "કયાં?" કવિએ

કહ્યું, "મારે ઘેર!" બાળકીએ પૂછ્યું, "ત્યાં કોણ છે?" કવિએ કહ્યું "ત્યાં તારાથી થોડીક મોટી એક યુવતી છે, તે તને બહેન તરીકે રાખશે." બાળકીએ કહ્યું, "એમ છે તો હું આવીશ, મને એક બીજો મનુષ્ય પણ બહેનની પેઠે ચાહતો હતો, તેવો જ કોઇ સજ્જન મેળવવાને હું આતુર છું." કવિએ પૂછ્યું, "તે કોણ હતો?" શૈલબાળાએ જવાબ દીધો, "તે એક બાળક હતો. અમે કેટલાક દિવસ સુધી તેની ઝુંપડીમાં રહ્યાં હતાં." ચંદ્રે પૂછ્યું, "તેનું ઘર ક્યાં છે?" બાળકીએ કહ્યું, "તે તો ઘણું દૂર છે. તે દેશનું નામ પણ મને ખબર નથી. કેટલાક દિવસ સુધી અમે ત્યાં સુખરૂપે રહ્યાં, પણ કોઇ કારણથી એકદમ રતોવે અમે નાશી આવ્યાં હતાં. તે બાળકનું નામ દિલીપ હતું. તેણે મને કહ્યું હતું કે, તું અમને છોડી જઇશ નહિ. પણ અમે ત્યાંથી નિકળ્યાં તે વેળાએ તો તે કંઇ જાણી શક્યો નહિ."

આ વાર્તા કહેતાં શૈલબાળાના મોંપર એક જૂદા જ પ્રકારનો દુઃખ-વ્યંજક ભાવ છવાઇ રહ્યો. ચન્દ્રે જાણ્યું કે, તે બાળકનું નામ દિલીપ છે ને આ બાળકીને તે ઘણો ચાહે છે. પછી તે બાળકીને લઇને કવિ ચન્દ્ર, પૃથિરાજના શિબીરમાં આવવા તૈયાર થયો. પણ ચાલતી વખતે તે નિર્દોષ બાળા પિતાને માટે ઘણું રડી, ત્યારે કવિ ચન્દ્રે તેને સારી રીતે સમજાવી સંતોષિત કીધી, ને જણાવ્યું કે, "હું બારોટ છું, તારો પિતા ક્ષત્રિય છે, તેથી મારા માણસો સાથે, હમણાં તેને અહિયાંથી ઉપડાવી અગ્નિસંસ્કાર કરાવીશ. તું ડરતી નહિ. હું તને પુત્રિપેરે પાળીશ." રસ્તે આવતાં બાળકીની વય પૂછી, ત્યારે તે બોલી, "મને તો કશી ખબર નથી, પણ પિતાજી કહેતા કે મારું વય બાર વર્ષનું છે," એમ વાત કરતાં તેઓ શિબીરમાં આવ્યા. તેને જોઇને પૃથિરાજે પૂછ્યું, "કવિજી! આપને આવતાં આટલી વાર કેમ થઇ?" પછી કવિએ શૈલબાળાનો સવિસ્તર વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી પૃથિરાજે કહ્યું, "કાલે આપણે દેશ જઇશું, તમારી શી ઇચ્છા છે?" કવિએ કહ્યું, "સ્વામિની જેવી ઇચ્છા! આપણો જય થયો છે ને શત્રુ કાજળ ચોપડીને નાઠો છે, તો હવે વિલંબ કરવાનું કારણ નથી." પૃથિરાજે કહ્યું "ત્યારે હવે છાવણી ઉઠાવો. તમારી અનુમતિ વિના મને નિશ્ચય થતો નહોતો, પણ હવે સૌને હુકમ કરો કે સૌ રાજાઓ પોતપોતાના લશ્કરને પાછા ફરવાની આજ્ઞા કરે. રાજાઓએ જે સંતોષ આપ્યો છે, તેઓનેર ઉપકાર દિલ્લી જઇ માનીશું."

બીજે દિવસે સર્વ સૈન્ય કનોજ છોડીને દિલ્લી તરફ પાછું ફર્યું. સર્વે રાજાઓ દિલ્લી પધાર્યા, પણ ચન્દ્રપતિ અજમેર ગયો; કેમકે તેને

જન્મભૂમિપર બહુ પ્રીતી હતી. તે માત્ર યુદ્ધ કે કોઇ તેવા જ કારણ-સર દિલ્લી જતો હતો. અજમેર ગયા પછી, પાછલા પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે પોતાની વિવાહિતા સ્ત્રી પ્રભાવતીને શૈલબાળા સોંપી. ત્યાં શૈલબાળા પ્રભાવતી સાથે અતિશય મૌજ કરતી હતી. ચન્દ્રપતિને ગુલાબ નામની એક બહેન પણ હતી. તે પૃથિરાજની પુત્રીની સખી હતી, તેથી તે દિલ્લી જ રહેતી હતી. પ્રભાવતી એકલી હતી, તેને શૈલબાળાનો સમાગમ થતાં તે બહુ આનંદ પામી.

## પ્રકરણ ૯ મું

### રંગમાં ભંગ!




જમેર પ્રાન્તની પડોશમાં થઇને યમુના નદી કિનારાને ચુંબન કરતી, ઘડીમાં ગેલ કરતી, લહરોમાં લહરિયાં લેતી, ધીમે ધીમે, પણ વેગથી વહે છે. તેના એક સુંદર તટના મથાળાપર અતિ સુન્દર રમણીય બગીચો આવી રહ્યો છે. ફુલોમાંથી સૌગંધિક બહેકાટ ચાલ્યો આવે છે, વૃક્ષો પવન સાથે ક્રીડા કરે છે, કાગડાઓનો સ્વર કદી કદી સંભળાય છે, ચાન્દની પ્રકાશી રહી છે, એ વેળાએ એક મંચપર બેશીને શૈલબાળા અને પ્રભાવતી નદીની શોભા જોતાં હતાં. ચન્દ્રિકાનો ઘોઘ નદીની રેતીપર પડતાથી ઝઘઝઘાટ થઈ રહ્યો છે. સધ્યા સમીરથી કમ્પિત વૃક્ષોમાંથી મૃદુ મધુરો નાદ, નદીના નાદ સાથે કલ્લોલ કરી રહ્યો છે. જેમ માતાના ખોળામાં બાળક ક્રીડા કરે છે, તેમ નદીમાં ફરતી હોડીઓ આમ તેમ ડોળી રહી છે ને તરંગમાળા સાથે ક્રીડા કરે છે.

જ્યાં આ બંનો સુકુમાર નવયૌવના બેઠી છે, તેની પડોસમાંનાં એક વૃક્ષની લાંબી ડાળી તેઓના મસ્તકપર છત્ર કરી રહી હતી. તેના પરનું ફૂલ લેવાને શૈલબાળા ઉઠી, ને એક ફૂલ પત્રસહિત તોડ્યું. હમણાં શૈલબાળા બાળ નહિ, પણ ખીલતા ગુલાબની સૌગંધિક કળિ બની રહી છે. હમણાં તે દિલીપની બાલ્યસખી નથી, તેજસિંહની નયનાનંદવર્ધક, ને પર્ણકુટીમાં રહેનારી ખીલતી કુસુમલતિકા પણ નથી. તેમ રણક્ષેત્રમાં કરુણાળ સ્વરે રડતી બાળકી પણ નથી. આપણે શૈલબાળાને છેલ્લી જોઈ હતી તેને આજ ત્રણ વર્ષ વીતી ગયાં છે. હમણાં તે અર્ધ વિકસિત મુદિત ગુલાબકળી જેવી અતિ સુન્દર દેખાય છે.

શૈલબાળા ફૂલ લઇને પ્રભાવતી પાસે આવી, ને તેના અંબોડામાં વેણી ગુંથવા મંડી પડી. કવીરત્ન ચન્દબારોટ અથવા ચન્દ્રપતિની

અર્ધાંગના પ્રભાવતીનું વય વીશ વર્ષનું છે. તેનું સૌંદર્ય શૈલબાળા પેઠે વિકસિત ગુલાબ પુષ્પ જેવું નથી, પણ ચન્દ્રમા જેવું મધુર છે. તે તેજસ્વી દેખાય છે, ને તેનું યૌવન ખીલી રહ્યું છે, ને તેના બહારમાં તે ડોલી રહી છે. એકવાર તેને જોવા માંડી, તો નેત્ર કદી પણ થાકતા નથી, તેમ મનને કદી પણ તૃપ્તિ થતી નથી, પણ અધિકાધિક તેને જોવાની જિજ્ઞાસા થાય છે. સામાન્ય રીતે સ્ત્રીઓની સામા ધારી ધારીને જોવામાં ખોટો ભાવ માનવામાં આવે છે, પણ પ્રભાવતી પ્રતિ દૃષ્ટિ કરવાથી મનુષ્ય વિકારી થતો નથી, પણ શાંત થાય છે. શૈલબાળા વિનોદી છે, હસવા રમવામાં આનંદ લે છે, પણ પ્રભાવતી ગંભીર છે, શાંત છે, ડાવકી છે; પણ બંનેને સાથે જોવાથી કોણ વિશેષ લાવણ્યવાળી છે, તેનો નિર્ણય કરવો કઠિન છે. શૈલબાળાએ વિનોદ માટે પ્રભાવતીના અંબોડામાં ફૂલ ગુંથવા માંડ્યાં. પહેલાં એક એક ફૂલ ગુથ્યાં, ફૂલ ખૂટી પડ્યાં, ને તેની ઇચ્છા પ્રમાણે વેણીનો તાલ આવ્યો નહિ. પ્રભાવતીને આવી રીત ગમતી તો નહિ, પણ અતિ આજ્ઞાનુસારી પ્રભાવતી શૈલબાળાને અપ્રસન્ન કરવામાં ઘણી પાછળ હતી. શૈલબાળાએ બીજાં ફૂલ તોડીને વેણી ને ચોટલો ગુંથ્યો પણ તેની ઇચ્છાનુસાર શોભા થઈ નહિ, ત્યારે પ્રભાવતીના ગળા ને હાથપર ફૂલોના ગજરા પહેરાવ્યા, ને પછી રાજી થઈ. પછી પ્રભાવતી સખી સાથે ગોઠડી કરવા લાગી. તે બોલી, "બહેન! આજે તો ફક્કડ બન્યાં. આવી શોભા તો કોઈ દહાડો બની નહોતી. આજે તો આકાશનો ચન્દ્ર ને પૃથ્વીનો ચન્દ્ર એક જ થયો છે!" એ સાંભળી પ્રભાવતી બોલી, "ઠીક બાઈ ઠીક! તું જોઇએ તેટલા ઓરીયાં વિતાડ! પણ મને તારી વાતથી ઘણું હસવું આવે છે! શું રોજને રોજ તું આવી વિટમ્બણા વીતાડશે? હું જ્યારે આવી તારી બાળચેષ્ટાને ના પાડું છું ત્યારે તું રડી દે છે! તો ઠીક, આજે હું તને ફૂલોની વેણી પહેરાવું."

શૈલબાળા બોલી, "હું કોને માટે શૃંગાર સજું? મારો શૃંગાર કોણ જોશે?" પ્રભાવતીએ હસીને કહ્યું, "કેમ, હું જોઇશ!" શૈલબાળાએ કહ્યું; "ના જી, તે સો નહિ બને, બસ હું તમને જ શણગારીને જોઇશ." "નહિ, નહિ, બહેન, તારાથી મને ના પડાશે નહિ, મને તારી વેણી ગુંથવા દે. તું કેમ, મારી જ ગુંથશે કે?" પ્રભાવતીએ કહ્યું. તે સાંભળી શૈલબાળાએ કહ્યું; "હા હા! તમને શૃંગાર કરવાનું તો મને કારણ છે!" "શું કારણ છે?" પ્રભાવતીએ પૂછ્યું. "નહિ કહું," શૈલબાળાએ જવાબ દીધો. "મારા સમ, તું નહિ કહે તો!" પ્રભાવતીએ કહ્યું. શૈલબાળાએ યથાર્થ વાત છૂપાવીને કહ્યું, "એમ છે તો સાંભળો. અત્યાર સૂધી મારા વિવાહ નથી થયા

તેથી હું દુઃખિયારી છું, તે તમે જાણતા નથી?" તે સાંભળી પ્રભાવતીના મુખનો રંગ બદલાઈ ગયો, તેને શું બોલવું તે સૂઝ્યું નહિ, પણ થોડી વારે તે બોલી, "તારી સાથે વાત કરવી તે પણ એક સંકટ છે," એમ બોલી તે મોં ફેરવી બેઠી. તે જોઇ શૈલબાળા બોલી; "અહોહો! રીસ ચઢી કે? ઠીક, ઠીક, ના, ના, લો પ્રિય સખી, હવે સત્ય વાત કહું. જ્યારે હું નાની હતી ત્યારે મને પેલા પર્વતપર રહેનારો સાધુનો છોકરો દિલીપ આ જ પ્રમાણે ફૂલોના અલંકારો પહેરાવતો હતો, ને તે જોઇને ખુશી થતો હતો. હમણાં તે જો મારી પાસે હતે તો હું પણ તેને એ જ પ્રમાણે ફૂલોના ગજરાથી શણગારતે અને જોતે. પણ તે નથી તો તમે!" એમ બોલતાં તે ખૂબ હસી. પ્રભાવતીએ કહ્યું, "વાહરે વાહ! એ તો હવે હું સમજી, સમજી! જાણે હું તારો દિલીપ! કેમ, એમ જ કેની? અલિ સખી! તું તેને નહિ ભૂલે? શું બાલ્યાવસ્થાનો ભાવ મનમાં આટલો બધો સુઘડ, સુંદર, સુઘટ રહે છે? એવું તો મેં આજે જ જાણ્યું! એ વાત તો તેં મને અગાડીથી કોઇ દહાડો કહી નહોતી." શૈલબાળાએ ઉત્તર દીધો, "શું મેં કહ્યું નથી કે તેની સાથે હું આમ ક્રીડા કરતી હતી તે?" પ્રભાવતીએ અનુમાનથી કહ્યું, "હા, તેં તો કહ્યું હતું, પણ—" શૈલે કહ્યું, "ત્યારે બીજું નહિ જાણો કે? તે પણ કહેવાની આવશ્યકતા હોય છે કે? ઠીક રે બાઈ ઠીક, તમે પણ મને ઠીક બનાવો છો!" પ્રભાવતીએ કહ્યું, "શું તારી સાથે મારી તુલના થઈ શકે? પણ એ દિલીપ કોણ જાણે ક્યાં હશે ને કોણ હશે તેના પ્રતિ આટલો પ્રેમ કેવો? હવે તું મોટી થઈ છે, સમજણી થા; અને તેની વાત મનમાંથી કાઢી નાંખ. એ ક્યાં ગયો હશે તેનો પત્તો છે? અને કદાચ તે આવે તો પણ તેની સાથે તારો વિવાહ કરું નહિ. તારો વિવાહ તો કોઇ રાજા મહારાજા સાથે થશે. તું હજી બાળક છે તેથી પ્રીતિ કોને કહે છે તે જાણતી નથી, અને તેથી જ દિલીપનો બાલ્યાવસ્થાનો પ્રેમ સંભારે છે. પણ જ્યારે તું પ્રીતિની નીતિ યથાર્થ જાણુશે ત્યારે તને તારી ભૂલ સહજ સમજાશે." એ સાંભળી લાંબો નિઃસાસો મૂકી શૈલબાળા બોલી; "દિલીપ સાથે મારો વિવાહ નહિ કરાવવો, તેથી તમે આમ કહો છો, અને તેનું કારણ શું તે હું જાણું છું. તે અણજાણ્યો ને કેવા કુળનો છે તે વાત આપણે જાણતાં નથી, એ જ કે કંઈ બીજું કારણ છે? પણ સખિ તે જેવો અજ્ઞાત કુળશીળ છે, તેવી હું નથી કે? તેને કોઈ યોગ્ય સ્ત્રી નહિ મળે તો પછી મને પણ યોગ્ય પતિ ક્યાંથી મળશે?" તેની વાત સાંભળી પ્રભાવતી દુઃખી થઈ બોલી, "પણ ત્યારે તું તારા જન્મનો વૃત્તાંત જાણતી નથી?" દુઃખિત થઇને શૈલબાળાએ ઉત્તર આપ્યો, "એ

વાત તે કેટલી ફેરા પૂછશો ? જ્યારથી હું આવી છું ત્યારથી તો પૂછ પૂછ કરો છો, ને મેં ઉત્તર પણ આપ્યો છે, હવે ફરી ફરી શું ? પણ હવે એ વાતને મૂકોની પડતી ! કંઇ બીજું ચલાવો. કહો તો તમારી એક સારી કવિતા બનાવું ?" પ્રભાવતીએ કહ્યું, "મનુષ્યની કવિતા કેવી ? ઇશ્વરની સ્તુતિ કે ગુણાનુવાદની કવિતા તે કવિતા. અલ્પપ્રાણી મનુષ્ય, જે જન્મ મરણનો ભોક્તા છે તેની કવિતા ગાવાથી ફળ શું ? મનુષ્યને મનુષ્યનો મોહ છે, ને તેને યોગે તે ઇશ્વરને ભૂલી મનુષ્યની કૃપાને ઇચ્છે છે. પરંતુ સુજ્ઞ મનુષ્ય પણ જ્યાં સૂધી દેહ અને ઇન્દ્રિય આદિ આ જગતના મિથ્યા પદાર્થમાં થયેલી સત્યતાની ભ્રાન્તિથી અને મનમાં દૃઢ ઠસેલી અહંબુદ્ધિનો ત્યાગ કરે નહિ, ત્યાં સૂધી કદી પણ તે સન્માર્ગપર છે ને સ્વકલ્યાણનો અધિકારી છે, એમ કહેવાશે નહિ. આ દેહ તો પડછાયારૂપ ને મિથ્યા છે, તેમાં કોઇએ પણ આસક્તિ રાખવી યોગ્ય નથી. સર્વ મનુષ્યે અહંભાવના ટાળવી જોઇએ, જેઓ અજ્ઞાની છે તેઓ જ દેહમાં હું મારૂં ને સારું નરતું માની બેઠા છે, પણ તે તો આ જન્મના દુઃખનું બીજ છે. માટે પ્રયત્ને કરીને પણ ક્ષણભંગુર દેહપ્રતિની મમતા દૂર કરવી જોઇએ. બાઈ, તું તો ગરીબ છે, તને તો સારું જ્ઞાન છે, કેમકે તું જ મને કહેતી હતી કે, માણસ આ મૃત શરીરને ભજે છે, તેથી તો પાપી રહે છે, ને કલેશને પામે છે, વ્યાધિનો ભોક્તા રહે છે અને તેના મનમાંથી દેહવાસના ટળે છે ત્યારે શુદ્ધ થાય છે, તો આ દેહપર તને શો રાગ ઉત્પન્ન થયો કે, તું દેહની કવિતા જોડવા તૈયાર–" વચમાં જ શૈલબાળા બોલી, "બસ, બસ, બહુ થયું, તમે તો જાણે સંસારથી કંટાળ્યાં હોય તેમ વિરાગ વિરાગ ઝંખી રહ્યાં છો, પણ બાઈ! એવી તમારી વાતથી તો હું સાધુડી થઈ જઈશ જો, સમજ્યાં ? માટે હવે એ વાત જવા દો, ને બોલો કંઈ બીજું ?" પ્રભાવતીએ કહ્યું, "ત્યારે કંઈ હરિ નામ ગા." શૈલે પૂછ્યું, "શું ગાઉ !" પ્રભાવતીએ કહ્યું, "પેલું ગીત, જે તું નિત્ય ગાતી હતી તે." શૈલબાળાએ કહ્યું, "હાં હાં, ઠીક, એ પણ ઘણું અચ્છું છે." એમ બોલતાં આલાપ સાથે ગાવાનો આરંભ કીધો.

રાગ ભૈરવી

બડો દિલદાર હમારોરે,
ઘટઘટ વ્યાપ્યો નેણમાં થાપ્યો, હમારે મન એ પ્યારોરે; બડો૦
નેહ ભરી નજરે નિહાળું છું જ્યારે, આસુડાં વહે જાણું ન્યારોરે; બડો૦
છેલ છબીલી એની સુરત જોઉ, હૃદય ઠારે પ્રકટ તારોરે; બડો૦
ભરમે ભૂલી એની નૂતન લીલા, ભરમે વિચાર્યું એ અકારોરે; બડો૦
પડદો તુટ્યો પ્રેમ જો વ્યાપ્યો, વિચારું વિચારું તો મારોરે; બડો૦

ધીરે ધીરે ગીતનો આરંભ કર્યો, તે છેક સપ્તમ સૂર સુધી ચઢાવ્યું. તેના મધુર લલિતમય સ્વરથી ઉદ્યાન, નદી, વૃક્ષ, પત્ર સર્વ મધુમય થઈ ગયાં ને નદીમાં પડેલી નૌકાઓ ડોલતી ને કૂદતી તેની સંગે તાલ ને નૃત્ય કરવા લાગી, અને ઝીણે ઝીણે સ્વરે વૃક્ષો ને પત્રો સુસ્વર પૂરતા હોય તેમ લાગ્યું. પવન પણ સૌગંધિક આવતો હતો, ને ચન્દ્રમા હસતો હોય તેમ અધિક અધિક પ્રકાશનો જણાતો હતો! તેનું ગાનું પૂર્ણ થયું કે, સૌ શોકમય થઈ ગયાં હોય તેમ, વાદળાં ઘેરાયાં. પછી પ્રભાવતી બોલી, "અલિ સખિ! તારું ગાવું અતિ ઉત્તમ છે, કંઈ બીજું ગા." "હવે બીજું શું ગાઉં?" શૈલબાળાએ પૂછ્યું, "તમારા નામની કવિતા જ ગાઉં! આપણા આ હૃદયમાં તો તમારો વિરાગ જરાએ ઠર્યો નથી." "ચલ છીન, નહિ બાળ," પ્રભાવતીએ કહ્યું, પણ તેપર શૈલે લક્ષ નહિ આપતાં તે બોલી:—

"સુમનહાર છે કંઠમાં, અતિ અપૂર્વ છબિ શોભ;
રમણીનું મહાભાગ્ય છે, ચન્દ્રે આસુડા લોભ."

એ સાંભળી ખીજવાઈને પ્રભાવતીએ બોલી, "બાઈ, તને રાત દિવસ કવિતા કવિતા જ સૂઝી છે." શૈલે કહ્યું, "જેના સ્વામી આવો રસિક કવિ, તેની સ્ત્રીને કવિતાપર અરુચિ! પણ હું જાણું છું કે, જે સાગરમાં રહે છે ને મોટમોટા તરંગ સાથે ક્રીડા કરે છે, તેની નજર તે નદી નાળાના જળ તરફ કેમ વળે? ને જ્યાં સુધી વૃષ્ટિ ન કરે ત્યાં સુધી મન પણ કેમ આનંદ પામે? જેને રાત દિન કોકિલનો સ્વર સુણ્યો હોય તે કાગડાની વાણીથી કેમ રીઝે? પણ કવિની પાસે રહીને તમે કવિ ન થયાં, એ પણ ચમત્કાર જ તો!" પ્રભાવતીએ કહ્યું, "હું તો નહિ થઈ તો નહિ, પણ તું તો થઈને? કવિની પાસે રહીને તું તો ઠીક કવિતા બનાવતાં શિખી!" શૈલે કહ્યું, "મરજી હોય તો બીજી કવિતા બોલું." એમ કહી શૈલબાળા ચરણ ગોઠવવા લાગી, એટલામાં તેની દૃષ્ટિ બીજી દિશા તરફ વળી. તે જોઈને તે દિશા તરફ પ્રભાવતીએ જોયું તો કવિ ચન્દ્ર ત્યાં આવતા જણાયા. તુરત પ્રભાવતીએ શૈલને કહ્યું, "હવે તારી કવિતા ઉંચી મૂક, ને મજાક કરવી રહેવા દે. એમના મોં આગળ કંઈ બોલી તો તારી દિલીપની કથા કહી દઈશ." શૈલે કહ્યું, "હાં હાં, તમારા પ્રાણનાથ અહિયા પણ આવ્યા. શું તમારા વિના એક ક્ષણ પણ એ એકલા રહી શકે કે? ચન્દ્ર પ્રભા વિના એકલો કેમ રહે?"

જો જો સખી આવે કંથ આ તારો, પ્રેમ વિચારો દિલમાં ઉતારો, જો જો
ચન્દ્ર પ્રભાવિન રહે ન કદિયે, પ્રભાએ ચન્દ્ર ચિત ઠારો, જો જો.
રવિ કીર્ણથી પંકજ પ્રફુલ્લે, ચન્દ્રપ્રભા પ્રીત ધારો, જો જો:
ચન્દ્ર જોઈ ચકોરી ટળવળે, જુઓ જુઓ પ્રાણનો પ્યારો, જો જો.

"ચલ ચૂપ !" એમ કહી શૈલને પ્રભાવતીએ પાછી હઠાવી ચૂપ કીધી; પણ તેથી તો શૈલ ઘણી ખુશી થઇ. તે હસતાં હસતાં બોલી, "એમાં વળી લજ્જા શાની છે ? પ્રભાવિના ચન્દ્ર કેમ રહે ? તેની શોભા જ શી ? એમાં શું ખોટું કહ્યું કે, હડસેલા હડસેલી ને ઠેલા ઠેલી ?"

ખુબ ખીજવાઇને પ્રભાવતીએ તેનું મોં બંધ કીધું, જે જોરથી શૈલે છોડાવ્યું, એટલામાં ચન્દ્રપતિ ત્યાં આવી પહોંચ્યો, એટલે બંનો જણ ચૂપ રહ્યાં. આજે ચંદ્રબારોટનું વદનકમળ હંમેશના જેવુ પ્રફુલ્લિત નહોતું. તેનું અંગ ભારે ભારે જણાતું હતું, તે જોતાં બંનોના મનની ખુશાલી એકદમ ઉડી ગઇ–રંગમાં ભંગ થઇ ગયો. ક્ષણેક પછી શૈલ બોલી, "આજે નિષ્કલંક ચન્દ્રમા કલંકિત કેમ ભાસે છે?" પ્રભાવતી પણ સ્વામિનીપ્રતિ દૃષ્ટિ કરી બોલી, "શૈલને તો હંમેશાં સૌની ઠઠોલી જ કરેવી ગમે છે, પણ તમારું મુખ જોઇ મને તો ઘણી ચિન્તા થાય છે. પૂછું છું કે, કંઇ અમંગળ વૃત્તાંત હશે ?"

ચન્દ્રપતિએ કહ્યું, "બેશક, તે જ વાત કહેવા આવ્યો છું." પ્રભાવતીએ ઉદાસીનતાથી ધીમે સ્વરે પૂછ્યું, "શું છે ?" ચન્દ્રપતિએ કહ્યું, "અમે કાલે દિલ્લી જઇશું. મહારાજે લખ્યું છે કે, યવન લોકોએ પાછી ચઢાઇ કીઢી છે." શૈલબાળાએ પૂછ્યું, "કેમ, મને જે વર્ષમાં તમે તેડી લાવ્યા હતા તે વર્ષમાં તો યવનો હારીને કાળે મોંઢે નાઠા હતા ને આજે કાળું મોં લઇને કયાંથી આવ્યા ?" ચન્દ્રપતિએ કહ્યું, "ભરતખંડના દુર્ભાગ્યને યોગે પાછા આવ્યા છે, એમ મને માન શૂકન થયા છે ! ! ઘણી દુઃખદ વાર્તા એ છે કે, મહારાજશ્રીના મસિયાઇએ આ પરાજય પામેલા યવનને નોતરું મોકલ્યું કે, આ સુવર્ણમય ભૂમિ લેવાની ઇચ્છા હોય તો પધારો. અને જ્યાં ઘરમાં ફૂટ પેસે ત્યાં જયવારો ન હોય. દૈવ ઘણું શોચનીય એ જ છે કે, જે, આર્યાવર્તના કમભાગ્યને યોગે આપણા રાજાઓમાં કલહ, કંકાશ, લોભ, માન, મિથ્યા આશા, વીરતાની ક્ષીણતા, ઐક્યની ઓછપ અને પરસ્પર શત્રુતાએ વાસ કીધો છે, ને તેમાં યવનોને ફાવવાની તક મળી છે. શાહબુદ્દીન ઘોરીનો પરાજય અને અપમાન થયું, તેમાં તેનું હૃદય બળતુ હતુ; પણ તેનું ફાવે તેમ નહોતું. હમણાં જયચન્દ્રે આશ્રય આપવાની વાતો બોલાય છે ને તે સત્ય પણ હશે, તેથી એ મૂર્ખ યવન મોટું સૈન્ય લઇને પૂર્વનું વૈર વાળવા આવે છે. કોનો જય થાય છે તે જણાશે. ક્ષત્રિય નારી નિઃસત્વ થઈ નથી." શૈલ બોલી; "તે વેળા સ્વાતંત્ર્ય ને જીવતદાન દીધું તે બહુ ખોટું કીધું. કપટી સાથે કપટી જ થવુ જોઇયેઃ ને શત્રુને લાગ આવ્યે છોડવો નહિ જોઇયે," ચન્દ્રપતિએ કહ્યું, "પ્રિયે, હું કાલે જ જઇશ, હવે

વિલંબ થાય તેમ નથી." એ સાંભળીને પ્રભાવતીનાં નેત્રમાંથી ડળક ડળક આંસું ગરી પડ્યાં. મહા શ્રમે અશ્રુનિવારણ કરી બોલી, "પ્રાણ! આપ સ્વદેશ રક્ષાર્થે પધારો છો, તેમાં હું વાંધો લઇશ નહિ; વીર પુરુષનું એ જ કર્તવ્ય છે. શુદ્ધ ચિત્તે ઇશ્વરની પ્રાર્થના કરું છું કે, આપનો વિજય થાઓ. તમારી સંગે કોણ આવે છે?" ચન્દ્રપતિએ કહ્યું, "વૃદ્ધ અનાથ," એમ બોલતાં બોલતાં ત્રણે મહેલ તરફ આવ્યાં, રાત્રિના સૌ સુઇ રહ્યાં. પ્રભાત થતાં ચન્દ્રપતિએ દિલ્લી તરફ કૂચ કીધી. સંન્યાસીની કુટીમાં જે વટેમાર્ગુ વરસાદથી ભિંજાયલો દાખલ થયો હતો, તે ચન્દ્રપતિનો સેવક અનાથ હતો. એ ઘણા વર્ષનો વિશ્વાસુ ને પ્રમાણીક સેવક હતો, પણ માનનો ઘણો તરસ્યો હતો, તે સ્વામી સાથે ગયો,

સૃષ્ટિ દુઃખમયી છે. સુખ સ્થિર રહેતું નથી, અને તે કયે ક્ષણે જાય છે તે કોઇ જાણતું નથી. ઘડીપર શૈલ ને પ્રભા ઉદ્યાનવિશે વિનોદમાં લીન હતાં. હમણાં તેઓ નિસ્તેજ છે. ચન્દ્રપતિના પ્રયાણવેળા બાવરી થઇ પ્રભાવતી મૂર્છા ખાઇ પડી, જેની આસબાસના શૈલ કરે છે. "પ્રાણ કયારે પાછા આવશો?" એમ બોલી, તે વિનવે છે. શૈલે પૂછ્યું, "વાહ બાઇ! વીરપત્ની વીર સ્વામીના મંગળ ટાંકણે રુદન કરે? છટ્!" પ્રભાવતી બોલી, "આ સમયે મને અમંગળ ભાસે છે," એમ કહેતાં તે પુષ્કળ રડવા લાગી. પ્રભાવતી કુમળી છે, કુલીન છે, ઉત્તમ પિતાની કન્યા છે, તે ચન્દ્રપતિને સ્વેચ્છાથી વરી છે, અગાધ પ્રેમી છે, નાજુક છે, છતાં શૂરી છે, છતાં પતિવિરહ કોને પજવે નહિ વારુ?

## પ્રકરણ ૮ મું

### અયોગ્ય માંગણી



ભરતખંડની દુર્દશાનો આરંભ કાળ ઇ. સ. ૧૧૯૩ વિક્રમ સંવત્ ૧૨૪૯માં છે. શાહબુદ્દીન ઘોરી દડમજલ ગીજનીથી ઉપડી ભરતખંડને કંપાવવાને, તેના રાજબીજનો અંત આણવાને, આ ભૂમિને નિસ્તેજ, નિઃસત્વ, નિર્ભાગ્યવતી, ઐકયતા વિનાની, ક્ષુદ્ર, પરવશ, ગુલામગીરીવાળી કરવાને લાહોરને રસ્તેથી ચાલ્યો આવે છે. પૃથિરાજ ચક્રવર્તી, કશી પણ સ્પૃહાવિના હાથોહાથ મળવાને આતુર છે. ચોમેરના સહાયક રાજાઓને પત્ર મોકલી, સાર્વજનીક હિતના યુદ્ધમાં સામેલ થવા માટે નિમંત્રણ પત્રો મોકલવાની તજવીજ ચાલી રહી છે. આમાંના એક દિવસે દિલ્લીના અંતપુરમાં રાજકન્યા ઉષાવતી, પ્રધાનપુત્ર વિજય-

સિંગ સાથે એકાંતમાં વાતચિત કરે છે. અર્ધરાત્રી થઇ છે, ચોમેર શૂન્યકાર છે, ભૂમિપર પણ શબ્દ થતો નથી, મનુષ્ય વ્યવહાર બંધ પડ્યો છે, માત્ર આકાશમાં તારા ઝળકે છે ને વૃક્ષો પવન સાથે અથડાવાથી શબ્દ કરી રહ્યાં છે. વચ્ચે વચ્ચે કંસારીઓનો અવાજ થાય છે. નિદ્રાદેવીનું રાજ્ય સર્વત્ર વ્યાપી રહ્યું છે. એ સમય, અંતઃપુરમાં રાજકન્યા ને મંત્રિપુત્ર શા કારણે, શો વિચાર કરતાં બેઠાં હશે? જ્યારે સર્વ નિદ્રા વશ થયાં છે, ત્યારે એક તરુણી, રાજકન્યા, પૃથિરાજની માનીતી, શાણી પુત્રી, તે પરપુરુષ, મંત્રિપુત્ર, તરુણ, રૂપાળો, દાસ તેની સાથે એકાંતમાં બેશી શી વાત કરે છે?

રાજકન્યા સુવર્ણજડિત પલંગપર બેઠી છે, ને મંત્રિપુત્ર વિજયસિંહ નીચે કીનખાબના ગાદી તકીયાપર બેઠો છે. રાજકન્યા સોળ વર્ષની સુન્દરી છે, ને તેના ગુણરૂપ લાવણ્યની પ્રશંસા ચોમેર થઇ રહી છે. જેમ ચન્દ્રથી કોઈ પણ પદાર્થ દીપ્તમાન જણાય છે, તેમ જ રાજકન્યાની રૂપકાન્તિની જ્યોતિ જેનાપર પડતી તે દીપ્તમાન જણાય છે. અપ્સરાને પણ લજાવે તેવા તેના કેશ, ખાંધપર થઇને છેક વક્ષઃસ્થળપર પડ્યા છે. અંગપર સફેત દુપટ્ટો ઓઢ્યો છે, જે જાણે ચાંદની મેઘની સાથે લપટાઇ ગઇ હોય, તેવું સૌંદર્ય આપે છે। કાનમાં બે કુંડળ ઝળકી રહ્યાં છે; અલકગુચ્છ જાણે મધુલોભથી ભ્રમર બેઠો હોય તેવો શોભે છે; તેના લાવણ્યથી આખું ગૃહ દેદીપ્યમાન્ જણાય છે. આવી રંભારૂપ રાજકન્યા આ વેળા વિચારસાગરમાં ગુંચવાઇ ને જરા પણ હસતી જણાતી નથી. તે જરાપણ બોલતી નથી. તે આંખ મિચીને પડી છે. જો કે તેના મોંહપર ઉદાસીનતાનો અંધકાર જણાય છે, તથાપિ તેના રૂપના પ્રકાશથી ચોમેર અજવાળું પ્રકાશે છે.

રાજકન્યા ને મંત્રિપુત્ર ચૂપ બેઠાં છે, કોઇપણ કશું બોલતા નથી. થોડીક વાર પછી ઉષાવતી બોલી; તે જાણે વીણામાંથી આલાપ સ્વર નિકળતો હોય તેવા સ્વરથી બોલી, "આપ શું કહેવા આવ્યા છો? તમે જાણતા નથી કે, આ અર્ધ રાત્રિ છે અને હું, એકાંતમાં છું? કોઇ આવે તો, કેવી અવસ્થા થાય? જે કહેવું હોય તે કહીને હવે પધારો." વિજયસિંહે કહ્યું, "સાંભળ્યું છે કે યવન પાછો આવે છે." વિજયના આ બોલવાપરથી, જો તેના બોલવાનો મર્મ ન સમજીએ તો એમ ભાસ કરવાનું હતું કે, તે ઘણો સુશીલ, નમ્ર ને સદ્‌ગુણી છે. પણ જો સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇશું તો તે હમણાં જે ભાવ દર્શાવતો હતો તે કૃત્રિમ હતો. તે સદ્‌ગુણી નહોતો. તે પોતાની સરલતાથી અનેક મનુષ્યોને ભૂલાવી નાંખનારો હતો. તેનું બોલવું સાંભળી રાજકન્યા બોલી, "જો તમે

એજ કહેવાને આવ્યા હો તો પાછા પધારો, હું એ વાત તો ઘણા દહાડા થયા જાણું છું." વિજયે કહ્યું, "ના ના, હું એટલું જ કહેવાને આવ્યો નથી, બીજું પણ–" ઉષાવતીએ પૂછ્યું, "શું?" વિજયે કહ્યું, "કદી આ ફેરે મહારાજ પૃથિરાજનો પરાજય થાય તો તમે શું કરશો?" સક્રોધ ઉષાવતીએ કહ્યું, "એ શું બોલ્યા? પિતાનો પરાજય થશે? રે, જયચન્દ્રનો પરાજય કરીને આવ્યા, ને થોડી જ બચેલી સેનાથી, તે જ વર્ષમાં એ મુસલ્લાઓને મારી હઠાવ્યા હતા, તે તમે ભૂલી જાઓ છો કે?"

જરાક શરમાઇને વિજય બોલ્યો, "પ્રભુ કરે ને આ વેળા પણ જય પામે! પણ લડાઇમાં જય પરાજય કોઇના હાથમાં નથી, તેથી કદી પરાજય થાય તો શું કરશો?" ઉષાવતીએ ગદ્ગદિત સ્વરથી કહ્યું, "તે તો હમણાં કેમ કહી શકું? પણ જે દશા પિતાજીની તે જ મારી, બીજું શું?" એ સાંભળી વિજયે ગંભીર મુદ્રાથી કહ્યું, "એમ બને? તમે એક તો સ્ત્રી, વળી રાજકન્યા, સુકુમાર, ખીલતા યૌવનવાળી, સંસાર વ્યવહારથી અણજાણ્યાં, તે આવાં કષ્ટ કેમ સહન કરી શકો?" ક્રોધથી ઉષાવતીએ જવાબ દીધો, "તમે કપટી છો, તેથી આવી આવી વાતો કરો છો, પણ પ્રથમ યવનો કેવા નાઠા હતા તે યાદ કરો. જો કે હું પુરુષ નથી, તથાપિ તમારાથી વિશેષ સાહસીક ક્ષત્રાણી છું, વીર પિતાની પુત્રી છું, વીર માતાની માનીતી છું, વીર પતિને પરણનારી છું, વીરતાથી ભરેલી છું. તમે મનમાં એવો વિચાર ન રાખો કે, હું કષ્ટ સહન નહિ કરી શકું. કદાપિ હમણાં જ કોઈ આવીને કહે કે 'તમારા મૃત્યુથી દેશ બચે છે,' તો તે જ ક્ષણે હું મરું છું કે નહિ તે તપાસજો. પણ હું માનું છુ કે, તમારા મનમાં સ્વદેશની રક્ષા પ્રાણથી અધિક નથી; તેથી જ આ પ્રમાણે બાયલી વાતો કરો છો! પણ હું તો દેશને પ્રાણથી અધિક સમજું છું, જાણ્યું?" ઉષાવતીનાં આ વાક્યો વિજયના કાળજામાં પેઠાં, કેમકે આગલા યુદ્ધમાં તે રણક્ષેત્રમાંથી નાશી આવ્યો હતો. તે વાત તેણે માત્ર રાજકન્યાને જ જણાવી હતી, ને ઉષાવતીએ આ સમયે તેને ટોણો સજ્જડ માર્યો, જેથી તેને ઘણો જ ચટકો લાગ્યો અને તેમાં પણ જે આશાથી તે નાઠો હતો તે આશા તો સફળ થઈ નહોતી. હમણાં તેને મનમાં તો ક્રોધ ઘણોએ ભરાયો, પણ જેમ તેમ તે દબાવી શાંતિથી બોલ્યો, "તમે આ વાત કહી મને સર્વદા ટોણો મારો છો, પણ એ વાત સત્ય નથી. મને સ્વદેશથી પ્રાણ અધિક વહાલો નથી; પણ માત્ર તમારા પ્રતિના પ્રેમને વશ થઇને જ રણક્ષેત્રમાંથી ચાલ્યો આવ્યો હતો. મરીશ તો તમારું મુખચંદ્ર કયાંથી દેખીશ? તે મનમાં આવવાથી હું ઘણો અશક્ત થઈ ગયો, ત્યારે જ તમારાં ચરણની

આશાએ પ્રાણાન્તિક રણક્ષેત્રનો ત્યાગ કીધો ને આવ્યો, ને તમારા મોંથી આવાં નિર્દય વાકય સાંભળવાં પડ્યાં છે. પણ જો હું એમ જાણતો હોત કે, તમો આ પ્રમાણે કરશો તો તો, મૃત્યુને સુખકર માની નિઃશંક રણક્ષેત્રમાં પ્રાણની આહુતિ આપતે." એ સાંભળી ઉષાવતીએ વિચાર્યું કે, આ ઠીક થયું નહિ; તેથી પુનઃ બોલી, "જો મારી વાતોથી તમને દુઃખ થતું હોય તો હવે પછી હું નહિ બોલીશ, પણ તમે જે કાર્ય કર્યું છે-તે ક્ષત્રિયવીર્યને લજાવે તેવું છે; કેમ કે શૂરવીર થઇને તમે રણક્ષેત્રમાં લડ્યા હોત તો હું તમને અત્યંત ચાહતે. અને મારે કોઇ ભાઈ નથી, તેથી તમારા મરણથી-વીર ભાઇના મરણથી જેમ રુદન કરત, તેમ જ રુદન કરત. પણ તેમાં મને ઘણો આનંદ થાત. હું કહેત કે, મારા ભાઇએ દેશરક્ષામાં પ્રાણ ત્યાગ કીધો, ધન્ય ઘડી! ધન્ય દહાડો! પણ ચિંતા નહિ. મેં તમારી ભૂલ સુધારી, તમને લજ્જિત કીધા છે તો હવેના પ્રસંગમાં તો તમે વીરત્વ દર્શાવશો જ."

વિજયે કહ્યું, "જો તમારા મુખથી સાંભળું કે, આ વેળા વીરત્વ દર્શાવવાથી તમે મારાપર પરમ પ્રસન્ન થશો, તો હું આનંદથી પ્રાણદાન પણ દઇશ. આપણે બાળપણથી સાથેનાં સાથે રહ્યાં છીએ, પણ તમે મને કોઈ વખતે પણ પ્યારથી બોલાવ્યો નથી, જો કે હું તમારે માટે સર્વસ્વ આપવા રાજી છું તો પણ—" ઉષાવતીએ ઘણા ધીમા સ્વરથી કહ્યું, "તમે મારાપર મિથ્યા દોષારોપ કરો છો. હું તમારા પ્રતિ પ્યાર રાખતી નથી? મેં તમોને અનેકવાર કહ્યુ છે કે, હું તમોને મોટા ભાઇ તરીકે ગણું છું, અને આજે પણ તેમ જ કહું છુ—!" વિજય વચ્ચોવચ બોલી ઉઠયો, "શું તમારા પ્રેમની સીમા હંમેશા સમાન જ રહેશે, ઠીક ઠીક; પણ ત્યારે મને વૃથા કષ્ટ કાં આપો છો? આ વેળા પણ યુદ્ધમાં વીરત્વ પ્રકાશ કરીશ, તોપણ તમે તો મારાં નહિ જ, એમ જ કેની?" ઉષાવતીએ ગભરાઇને કહ્યુ, "મેં ક્યારે તેમ કહ્યુ છે? હું તો એક જ વાત કહેતી આવી છું કે, એ વાત મનમાંથી કાઢી નાંખો. હવે આજે સાંભળો, હું સત્ય વાત કહું છું કે, તેવો પ્યાર હું તમારાપર કદી પણ કરીશ નહિ!" વિજયે ઠંડે કલેજે પૂછ્યું, "એમ જ કે? ત્યારે તમે શું કોઈ બીજાને ચાહો છો?" ઉષાવતીએ કહ્યું, "તે જાણવું તમારે જરૂરનું નથી." "કેમ?" વિજયે પૂછ્યું; "તે જણાવશો તો હવે પછી એવી વાતો કહી તમને પીડા કરીશ નહિ" અને ઉચ્ચ શ્વાસને સ્થંભિત કરી, ઉષાવતી શો ઉત્તર આપે છે તે જાણવાને થોભ્યો. ઉષાવતીએ અનિચ્છાથી, પણ ગંભીર સ્વરે ધીરે ધીરે કહ્યું, "હા હું કોઇને ચાહું છું, તમારે શું?" જે સાંભળતાં વિજયની આશાનાં વૃક્ષો મૂળસોત એકદમ તૂટી પડ્યાં.

પછી તે કંપિત સ્વરથી બોલ્યો, "કહેશો, તમે કોને ચાહો છો?" જે પ્રશ્ન સાંભળતાં જ ઉષાવતીના અંગમાં એક જૂદો રંગ પ્રગટ થયો. તે મનમાં બોલી, 'એ પૂછવાનો એ મૂર્ખને શો હક છે? એને કશો અધિકાર નથી, તેથી જવાબ દઇશ નહિ! બેશક, બીજાના પ્રેમની વાત જાણવાનો કોઇને અધિકાર નથી. ભાઇ, બાપ, મિત્ર કે, બન્ધુ!'

ઉષાવતી મને ચાહતી નથી, પણ અન્યને જ ચાહે છે, એવી શંકા ઘણો વખત થયાં વિજયના મનમાં ઉપજી હતી, તે આજે ખરી પડવાથી તેને વજ્રબાણ સમાન આઘાત થયો; ચિતોડાધિપતિ સમરસિંહના યુવરાજ કલ્યાણસિંહ સાથે ઉષાવતીનો વિવાહ સંબંધ થાય છે, એવું તેણે ઘણો વખત થયાં સાંભળ્યું હતું. તે વાતની પ્રતીતિ કરવાને અત્યારે તે આવ્યો હતો; અને સાથે સાથે રાજકન્યાનો તેના પ્રતિ પ્રેમ વળે, તેની પ્રાર્થના પણ કરવી હતી. તેના મનમાં એમ હતું કે, રાજકન્યા કલ્યાણસિંહ પ્રતિ અનુરાગિણી થાય નહિ તેવો યત્ન કરું. પણ પોતાના છેલ્લા પ્રશ્નમાં રાજકન્યાને નિરુત્તર જોઇને તે અધિક ઉત્તરની આશા કરી શક્યો નહિ. તે પોતે જ બોલ્યો, "હે મહાભાગ્યશાળી, તમારા પ્રેમને પાત્ર હું નથી તો યુવરાજ ઇન્દ્રસિંહ* કે રણવીરસિંહ તમારા પ્રેમને પાત્ર છે, અથવા ભાગ્યશાળી ભીમસિંહ† કે વિરાગવાન્ લક્ષ્મણસિંહ‡ કે કોઇ બીજો છે?" આ વેળા પણ ઉષાવતી નિરુત્તર જ રહી, ત્યારે વિજયસિંહ અધીર થઇ બોલ્યો, "વાહ, આ તે કેવો પ્રેમ ને કેવો આદર? મારી સમક્ષ પણ તેનું નામ દેવામાં તમને લજ્જા-સંકોચ-ભય પ્રેમની વિશુદ્ધિ વળગી છે કે?" રોષમય ઉષાવતી બોલી, "હે ભાઈ! તમારે જાણવું કે એમાંનું મારા પ્રણયને પાત્ર કોઇ નથી. હવે મને અધિક પૂછી શોકવાળી ન કરો. જો તમારો પ્રેમ મારાપ્રતિ શુદ્ધ હોય તો ચાલ્યા જાઓ." વિજયસિંહે વિચાર્યું કે, જ્યારે એ સર્વેમાંથી કોઇ તેના પ્રણયને પાત્ર નથી, તો બીજું કોણ? તે મૃદુસ્વરે બોલ્યો, "રણવીરસિંહ નહિ, ઇન્દ્રસિંહ નહિ, તો તમારે યોગ્ય બીજું કોણ છે? માત્ર કલ્યાણસિંહ! હં હં! તેને પોતાના હૃદયસ્થાનમાં ઠસાવ્યો છે કે?" કલ્યાણસિંહનું નામ સાંભળતાં રાજકન્યા ગભરાઇ. તેના મોંનો ભાવ બદલાયો, તેનું અંગ રક્ત થઇ ગયું, દૃષ્ટિ નીચી વળી, તે લજ્જા ધરતી જણાઇ ને મનોભાવ છૂપાવવાને ઓઢેલી ચાદર મોં પર ઢાંકી, કપાળપરનો પ્રસ્વેદ લૂછવા લાગી. તે ચાદર વિજયસિંહે ખેંચી લીધી તો તેનો પ્રત્યક્ષ ભાવ જણાઈ આવ્યો. તેના મનમાં જે આશાનાં અંકુર ફૂટ્યાં હતાં તે બળીને

---

* જેપુરનો કુંવર. † લાહોરનો દત્તક. ‡ ઘણી લઢાઈઓ જિતવાથી વૈરાગ્યવાન્ થયેલો કાશીનો રાજા, ઉતરતા વયનો હતો, પણ કુંવારો જ હતો.

ભસ્મ ગઈ ગયાં. તે તુરત જ ઉઠ્યો, ને કંઈ પણ બોલ્યા વગર મહેલ બહાર નિકળ્યો, ને લથડતે પગે ઘર તરફ ચાલ્યો. રાજકન્યા તેની આ વૃત્તિ જોઇ પ્રથમ તો વિચારશૂન્ય થઇ ગઇ; પણ જ્યારે તેનું આશ્ચર્ય કમી થયું ત્યારે પોતાની સખી ગુલાબને બોલાવી. ગુલાબનું વદન પણ અતિ ઉદાસ હતું, તેનાં નેત્ર રક્ત હતાં, તે પરથી જણાતું હતું કે, તે રડતી હશે; પણ રાજકન્યાનું ધ્યાન બીજા વિષયપર ચોટયું હતું, તેથી તેના તરફ જોયું નહિ ને બોલી, "સખી! મંત્રિપુત્રને તું ગુપ્તદ્વારથી અત્રે લાવી હતી, પણ જતી વખતે તો તેણે તને જરાપણ બોલાવી નહિ, તેનું કારણ શું? એની સાથે વાત કરવાને મેં પહેલે ઘરથી ના કહી હતી, કે એ સારો માણસ નથી, પણ તેં ઘણીકવાર એને લાવવાની ઘડભાંજ કીધી ત્યારે મેં હા પાડી હતી, પણ જોયું તેનું ફળ? એ ઘણો વિચિત્ર મનુષ્ય છે. એના મનની વાત મને માલમ હતી, તેથી જ મેં ના પાડી હતી. સારું થયું કે કોઇએ એને આવતો, જતો જોયો નથી, પણ હવે કોઇ વેળા એનું કહેવું સાંભળતી નહિ ને લાવતી નહિ." જા, ગુપ્તદ્વાર બંધ કર ને સૂઇ જા. વખત ઘણો થયો છે."

સત્યપ્રેમી.

## પ્રકરણ ૯ મું

### પ્રેમ મટી વૈર




વહારિક સંસારમાં બે પ્રકારનો પ્રેમ વસેલો છે, અકૃત્રિમ અને સ્વાર્થી. જે મનુષ્યનો પ્રેમ પ્રણયીજન સમીપ પ્રેમનું પ્રતિદાન પામતો નથી, પરંતુ ઉલટો નિષ્ઠુરતાનો ભોગી થાય છે, તથાપિ પ્રેમની વિશુદ્ધિ વિસરતો નથી, તે પ્રણયી પ્રત્યે નિષ્ઠુર ન થતાં તેનો પ્રેમ અધિકાધિક વૃદ્ધિગત થાય છે, હૃદયમાં અશુદ્ધ ભાવ ઉત્પન્ન ન થતાં, પ્રણયીનો અભ્યુદય ઇચ્છે છે, તે પ્રેમ અકૃત્રિમ છે; પરંતુ જે મનુષ્ય પ્રણયી જનના સુખસાધનનો હેતુ, આત્મ સુખાભિલાષ વિસર્જન નહિ કરતાં, સ્વાત્મસુખ હેતુ પૂર્ણ કરવા કઠોર હૃદયનો થઈ, પ્રણયીપ્રતિ અભાવ ઉત્પન્ન કરે છે, ને મનમાં નીચ સંકલ્પ કરે છે કે, 'તેનો પ્રેમ નથી તો ઠીક છે, હું જોઇ લઇશ; તે મને ત્યજી અન્યને કેમ ભજે છે, જોઇશ!' એવા વિચારથી પ્રણયી વ્યક્તિપ્રતિ નિષ્ઠુર થઇને તેનું અકલ્યાણ ઇચ્છે છે—તે પ્રેમ સ્વાર્થી છે. ઉચ્ચ પ્રણયી ને ઉચ્ચ પ્રેમવાળા વિરલા હોય છે. પરસ્પરનો સ્વાર્થ સંધાતાં વિક્ષેપ પડ્યો તો પરસ્પર એક બીજા પ્રતિ વૈરની લાગણીથી જોય છે. અકૃત્રિમ પ્રેમ વિરલ હોતો નથી; તેમ જ, જે

મનુષ્યના પ્રેમમાં કાર્યવશાત્ ભંગ થાય, અથવા માત્ર સ્વાત્મસુખાર્થે જે પ્રેમ કરે તેનો પ્રેમ પ્રેમ નામને પાત્ર નથી, પરંતુ કંઇ બીજુંજ નામ તેનું હોવું જોઇએ. તે જાણે કે, તે જેને ભજે છે, તે તો વળી અન્યને ભજે છે, એટલે તેનો પ્રેમ બદલાઇને ક્રોધ-વૈરમાં વસે છે. માટે એ સ્વાર્થી પ્રેમ ધિક્કારને પાત્ર છે.

વિજયસિંહનો પ્રેમ પાછલા વર્ગનો હતો. જ્યારે તેણે સાંભળ્યું કે, રાજબાળા અન્યવ્યક્તિ પ્રતિ પ્રેમ ધરાવે છે, અન્યને ભજે છે, તેના હૃદયસ્થાનમાં અન્યનો વાસ છે, તે મારાપર પ્રેમ કરતી નથી, પરંતુ અન્ય પુરુષપર આસક્ત છે, તે જ ક્ષણે તેના હૃદયમાં વૈર ને ક્રોધની દુષ્ટ ઇચ્છાએ વાસ કર્યો, એટલુંજ નહિ પણ રાજકન્યાનું અકલ્યાણ થાય તેવા વિચાર શોધવા માંડ્યા. ઘણા દિવસથી સંચિત કરેલું તેની આશાનું દ્રવ્ય ધૂળમાં ઢોળાઇ ગયું. તેના મનમાં એજ હતું કે, જો રાજકન્યા સંગ લગ્ન થશે તો કોઇ દિવસે દિલ્લીપતિ થઇશ-પૃથિરાજને કશું પુત્ર સંતાન નહોતું. પણ જ્યારે તેણે જોયું કે, એ સ્વર્ગ તો હવાઇ કિલ્લા હતા, અને મારી જગ્યાએ તો કલ્યાણસિંહ છે, એટલે તે બંનો પ્રતિ ધૂંધવાતા વૈર અગ્નિમાં બળવા લાગ્યો. તેના અંગમાં અગ્નિજવાળા પ્રકટી, ને વૈરના આવેશમાં તે બોલ્યો, “ઠીક, ઠીક! બસ, બસ! જોઇશ! એ તો કદી પણ થશે નહિ; હું મરીશ કે મારીશ, પણ એમ તો કદી થવા દઇશ નહિ.”

આવી રીતે વિચારમાં ધૂંધવાતો વિજયસિંહ પોતાને ઘેર આવ્યો. તેના ચાકરો તેની રાહ જોતા હતા, પણ તેઓ તરફ નજર સરખી પણ કીધી નહિ. ત્યારે પાછળ પાછળ જઇ એક ચાકરે કહ્યું, “રાજેશ્રી! આપને પિતાજી બોલાવે છે.” જરાક ઉભો, વિચાર કર્યો, પછી પોતાના બાપ પાસે ગયો. તેનો પિતા એંસી વર્ષનો વૃદ્ધ છે, સર્વાંગ કેશ શ્વેત થઇ ગયા છે, મુખ ઘણું ગંભીર છે, ને મોંઢાપરના લખલખાટથી સર્વના મનમાં આનંદ ઉત્પન્ન કરે છે. તેનો સ્વભાવજ સર્વને સદ્ભાવ ને ભક્તિ ઉત્પન્ન થાય તેવો છે. તેની મુદ્રા બાળચન્દ્રના જેવી છે. તેને જોતાં એમ લાગતું હતું કે, તરુણાવસ્થામાં તે એક મહાત્મા હશે, સુંદર હશે, વિરલો હશે. વિજયની મુખાકૃતિ ને વૃદ્ધ મંત્રીની મુખાકૃતિ સાદશ હતી. તથાપિ બંનોના સદ્ગુણમાં આકાશપાતાળ જેટલો તફાવત હતો.

પિતાના ઓરડામાં પ્રવેશ કરતાંજ વિજયસિંહે જોયું તો વૃદ્ધ મંત્રી સંગ્રામસિંહ અને મહારાજાનો એકાંતિક ભકત, રાજ્યકાર્ય કુશળ અમરસિંહ એક દીવા પાસે બેસીને કાગળો લખે છે. વિજયના આવતાં

તેઓએ પત્રો લખવા બંધ કીધા નહિ, પણ આંગળીની સાનથી વિજયને પણ ત્યાં બેસવાનું કહ્યું. થોડીવારે પત્રો પૂરા થયા, ત્યારે તેના પિતા બોલ્યા "ભાઇ, કયાં ગયો હતો? આજ સંધ્યાકાળથી તારી વાટ જોઉં છું, પણ ઘરમાં તું જણાયો નહિ. મારે કંઇક ગુપ્ત વાતચિત કરવી છે, ને તારું પણ જરૂરનું કામ પડ્યું છે." વિજયને પિતાનું કહેવું સાંભળતાં આશ્ચર્ય થયું, પણ વાત ઉડાવવા તે બોલ્યો, "પિતાજી, હું જેવો ઘરમાં આવ્યો ને તમો બોલાવો છો તેવું ચાકરે જણાવ્યું તેવો જ પાધરો અત્ર આવ્યો છું. શી આજ્ઞા છે?" પિતાએ કહ્યું, "તારે કંઇ અગત્યના કારણસર પ્રભાતમાં જ બહારગામ જવું પડશે; તું જલદીથી તૈયાર થા." બીજે જ દિવસે પોતાને દેશાંતર જવાનું થશે, તેથી વિજયને અધિક આશ્ચર્ય લાગ્યું. તે જોઇ અમરસિંહે કેટલાક કાગળો બતાવી કહ્યું, "આ કાર્યપત્રો ઘણા અગત્યના ને તે જૂદા જૂદા રાજાઓને સત્વર પહોંચાડવાનો છે, તેથી કોઇ અંગના માણસને મોકલવાની જરૂર હોવાથી, સંગ્રામસિંહે તમને શોધી કાઢ્યા છે. તમે જાણો છો કે, આપણાથી હારેલો શાહાબુદ્દીન ઘોરી ગર્જના કરતો આવે છે, તેની સામા થવા આપણા ખંડિયા તથા મિત્ર રાજાઓ પાસે સહાયતા મેળવવાને આ પત્રો તૈયાર કીધા છે. હજુ સુધી આપણે કશી પણ તૈયારી કરી નથી; કેમકે મહારાજાના મનમાં એમ હતું કે, અપમાન અને હારનાં ફળ એ દુષ્ટ યવન ભૂલી ગયો નહિ હોય, તેથી તે પાછો હઠશે. પણ આજે ખબર મળી છે તે પ્રમાણે તે દંડ મજલ વધ્યો આવ્યો છે, ને લડાઇના ભણકારા પાસે વાગે છે. આપણે એમ પણ ધારતા હતા કે, આપણું સૈન્ય પુષ્કળ છે, પણ યવનોનું સૈન્ય વિશાળ છે, તેથી સહાયતાની આવશ્યકતા છે. ડાહ્યા રાજાએ શત્રુને બળહીન જાણીને બેસી રહેવું એ ઠીક નથી, સાધારણ યુદ્ધમાં પણ સાવધ રહેવું જોઇએ, તો આ મોટો શત્રુ છે, ને તેમાં આપણા જ ક્ષત્રિયો તેને સહાયકારો છે એમ બોલાય છે, ત્યારે આપણે સર્વ પ્રકારની તૈયારી કરવી વધારે જરૂરની છે. આપણો શત્રુ તે શત્રુનો મિત્ર એ સ્વાભાવિક છે. કનોજના યુદ્ધ પછી આપણી થોડી સેનાએ પણ મુસલમાનને હરાવ્યા હતા, જેથી કદાચિત્ આ વેળા પણ બધી સેનાને સમરાંગણમાં લાવવી પડશે કે નહિ, એ સવાલ છે; પણ કાર્ય ચોકસ થવું જોઇએ. જયચન્દ્ર આપણો શત્રુ છે, અને શત્રુનો આજે એક દૂત ખબર લાવ્યો છે તે પ્રમાણે તે મુસલમાનને સહાય કરવા તત્પર છે. માટે તમારે આ પત્ર લઇને, આપણા માંડલીકો તથા મિત્ર રાજાઓ પાસે જવું ને તેઓ પોતપોતાનું સૈન્ય લઇને સહાયે આવે, તેની ગોઠ-

મનુષ્યના પ્રેમમાં કાર્યવશાત્ ભંગ થાય, અથવા માત્ર સ્વાત્મસુખાર્થે જે પ્રેમ કરે તેનો પ્રેમ પ્રેમ નામને પાત્ર નથી, પરંતુ કંઇ બીજુંજ નામ તેનું હોવું જોઇએ. તે જાણે કે, તે જેને ભજે છે, તે તો વળી અન્યને ભજે છે, એટલે તેનો પ્રેમ બદલાઇને ક્રોધ-વૈરમાં વસે છે. માટે એ સ્વાર્થી પ્રેમ ધિક્કારને પાત્ર છે.

વિજયસિંહનો પ્રેમ પાછલા વર્ગનો હતો. જ્યારે તેણે સાંભળ્યું કે, રાજબાળા અન્યવ્યક્તિ પ્રતિ પ્રેમ ધરાવે છે, અન્યને ભજે છે, તેના હૃદયસ્થાનમાં અન્યનો વાસ છે, તે મારાપર પ્રેમ કરતી નથી, પરંતુ અન્ય પુરુષપર આસક્ત છે, તે જ ક્ષણે તેના હૃદયમાં વૈર ને ક્રોધની દુષ્ટ ઇચ્છાએ વાસ કર્યો, એટલુંજ નહિ પણ રાજકન્યાનું અકલ્યાણ થાય તેવા વિચાર શોધવા માંડ્યા. ઘણા દિવસથી સંચિત કરેલું તેની આશાનું દ્રવ્ય ધૂળમાં ઢોળાઇ ગયું. તેના મનમાં એજ હતું કે, જો રાજકન્યા સંગ લગ્ન થશે તો કોઇ દિવસે દિલ્લીપતિ થઇશ-પૃથિરાજને કશું પુત્ર સંતાન નહોતું. પણ જ્યારે તેણે જોયું કે, એ સર્વે તો હવાઇ કિલ્લા હતા, અને મારી જગ્યાએ તો કલ્યાણસિંહ છે, એટલે તે બંનો પ્રતિ ધૂંધવાતા વૈર અગ્નિમાં બળવા લાગ્યો. તેના અંગમાં અગ્નિજવાળા પ્રકટી, ને વૈરના આવેશમાં તે બોલ્યો, "ઠીક, ઠીક! બસ, બસ! જોઇશ! એ તો કદી પણ થશે નહિ; હું મરીશ કે મારીશ, પણ એમ તો કદી થવા દઇશ નહિ."

આવી રીતે વિચારમાં ધૂંધવાતો વિજયસિંહ પોતાને ઘેર આવ્યો. તેના ચાકરો તેની રાહ જોતા હતા, પણ તેઓ તરફ નજર સરખી પણ કીધી નહિ. ત્યારે પાછળ પાછળ જઇ એક ચાકરે કહ્યું, "રાજેશ્રી! આપને પિતાજી બોલાવે છે." જરાક ઉભો, વિચાર કર્યો, પછી પોતાના બાપ પાસે ગયો. તેનો પિતા એંસી વર્ષનો વૃદ્ધ છે, સર્વાંગ કેશ શ્વેત થઇ ગયા છે, મુખ ઘણું ગંભીર છે, ને મોંઢાપરના લખલખાટથી સર્વના મનમાં આનંદ ઉત્પન્ન કરે છે. તેનો સ્વભાવ જ સર્વેને સદ્ભાવ ને ભક્તિ ઉત્પન્ન થાય તેવો છે. તેની મુદ્રા બાળચન્દ્રના જેવી છે. તેને જોતાં એમ લાગતું હતું કે, તરુણાવસ્થામાં તે એક મહાત્મા હશે, સુંદર હશે, વિરલો હશે. વિજયની મુખાકૃતિ ને વૃદ્ધ મંત્રીની મુખાકૃતિ સાદૃશ હતી. તથાપિ બંનેના સદ્ગુણમાં આકાશપાતાળ જેટલો તફાવત હતો.

પિતાના ઓરડામાં પ્રવેશ કરતાંજ વિજયસિંહે જોયું તો વૃદ્ધ મંત્રી સંગ્રામસિંહ અને મહારાજાનો એકાંતિક ભક્ત, રાજ્યકાર્ય કુશળ અમરસિંહ એક દીવા પાસે બેસીને કાગળો લખે છે. વિજયના આવતાં

તેઓએ પત્રો લખવા બંધ કીધા નહિ, પણ આંગળીની સાનથી વિજયને પણ ત્યાં બેસવાનું કહ્યું. થોડીવારે પત્રો પૂરા થયા, ત્યારે તેના પિતા બોલ્યા "ભાઇ, કયાં ગયો હતો? આજ સંધ્યાકાળથી તારી વાટ જોઉં છું, પણ ઘરમાં તું જણાયો નહિ. મારે કંઇક ગુપ્ત વાતચિત કરવી છે, ને તારું ઘણું જરૂરનું કામ પડ્યું છે." વિજયને પિતાનું કહેવું સાંભળતાં આશ્ચર્ય થયું, પણ વાત ઉડાવવા તે બોલ્યો, "પિતાજી, હું જેવો ઘરમાં આવ્યો ને તમો બોલાવો છો તેવું ચાકરે જણાવ્યું તેવો જ પાધરો અત્ર આવ્યો છું. શી આજ્ઞા છે?" પિતાએ કહ્યું, "તારે કંઇ અગત્યના કારણસર પ્રભાતમાં જ બહારગામ જવું પડશે; તું જલદીથી તૈયાર થા." બીજે જ દિવસે પોતાને દેશાંતર જવાનું થશે, તેથી વિજયને અધિક આશ્ચર્ય લાગ્યું. તે જોઇ અમરસિંહે કેટલાક કાગળો બતાવી કહ્યું, "આ કાર્યપત્રો ઘણા અગત્યના ને તે જૂદા જૂદા રાજાઓને સત્વર પહોંચાડવાની છે, તેથી કોઇ અંગના માણસને મોકલવાની જરૂર હોવાથી, સંગ્રામસિંહે તમને શોધી કાઢ્યા છે. તમે જાણો છો કે, આપણાથી હારેલો શાહાબુદ્દીન ઘોરી ગર્જના કરતો આવે છે, તેની સામા થવા આપણા ખંડિયા તથા મિત્ર રાજાઓ પાસે સહાયતા મેળવવાને આ પત્રો તૈયાર કીધા છે. હજુ સૂધી આપણે કશી પણ તૈયારી કરી નથી; કેમકે મહારાજાના મનમાં એમ હતું કે, અપમાન અને હારનાં ફળ એ દુષ્ટ યવન ભૂલી ગયો નહિ હોય, તેથી તે પાછો હઠશે. પણ આજે ખબર મળી છે તે પ્રમાણે તે દંડ મજલ વધ્યો આવ્યો છે, ને લડાઇના ભણકારા પાસે વાગે છે. આપણે એમ પણ ધારતા હતા કે, આપણું સૈન્ય પુષ્કળ છે, પણ યવનોનું સૈન્ય વિશાળ છે, તેથી સહાયતાની આવશ્યકતા છે. ડાહ્યા રાજાએ શત્રુને બળહીન જાણીને બેસી રહેવું એ ઠીક નથી, સાધારણ યુદ્ધમાં પણ સાવધ રહેવું જોઇએ, તો આ મોટો શત્રુ છે, ને તેમાં આપણા જ ક્ષત્રિયો તેને સહાયકારો છે એમ બોલાય છે, ત્યારે આપણે સર્વ પ્રકારની તૈયારી કરવી વધારે જરૂરની છે. આપણો શત્રુ તે શત્રુનો મિત્ર એ સ્વાભાવિક છે. કનોજના યુદ્ધ પછી આપણી થોડી સેનાએ પણ મુસલમાનને હરાવ્યા હતા, જેથી કદાચિત્ આ વેળા પણ બધી સેનાને સમરાંગણમાં લાવવી પડશે કે નહિ, એ સવાલ છે; પણ કાર્ય ચોકસ થવું જોઇએ. જયચન્દ્ર આપણો શત્રુ છે, અને શત્રુનો આજે એક દૂત ખબર લાવ્યો છે તે પ્રમાણે તે મુસલમાનને સહાય કરવા તત્પર છે. માટે તમારે આ પત્ર લઇને, આપણા માંડલીકો તથા મિત્ર રાજાઓ પાસે જવું ને તેઓ પોતપોતાનું સૈન્ય લઇને સહાયે આવે, તેની ગોઠ-

પણ કરવી. એ કાર્ય કરતાં ઘણી સંભાળની, ડહાપણની, દૃઢતાની, વિશ્વાસની અને ભેદની જરૂર છે, (કેમકે આપણી) ચોમેર મુસલ્લાઓએ પોતાનાં થાણાં ઘાલીને માર્ગ રોકયો છે, સાધારણ દૂતથી હાલનું આપણું કાર્ય થાય તેમ નથી, તેથી તમારે જ જવું ઠરાવ્યું છે. સાધારણ દૂત શત્રુના હાથમાં પડે તો કેમ બચવું તે જાણે નહિ, પણ તમે વિલક્ષણ હોવાથી તુરત બચી શકો. દૂતકાર્યમાં સાહસાદિ જે ગુણો જોઇએ તે સર્વ તમારામાં છે, માટે શ્રીમાન્ મહારાજે તમારી યોજના આ કાર્ય નિમિત્તે કીધી છે; તો હવે તમે તૈયારી કરો, ને માર્ગમાં જે જે સંકટો આવે તે વટાવી કાર્ય પૂર્ણ કરો." અમરસિંહનું બોલવું પૂરું થયા પછી તેના વૃદ્ધ પિતાએ કહ્યું, "પુત્ર! તું મારો પ્રાણ છે, પ્રાણથી પણ અધિક છે, પરંતુ દેશરક્ષા, દેશપ્રતિનો પ્રેમ તેથી પણ મને અધિક છે. દેશ રક્ષામાટે પુત્ર તો શું પણ આ પ્રાણ પણ અર્પણ કરવામાં હું વિલંબ કરું તેમ નથી. જો હું વૃદ્ધ ન હોત તો, તને આ કાર્યમાં નહિ પ્રેરત, હું પંડે જ જાત." આટલું બોલતાં ડોસાનાં નેત્ર અશ્રુનાં પૂર્ણ થઇ ગયાં; અને તૈયારી કરવાને પુત્રને વિદાય કીધો.

સંગ્રામસિંહનો વિજય એકનો એક પુત્ર હતો, ને તે વળી છેક પંચાવન વર્ષની ઉમ્મરે જન્મ્યો હતો, તેથી અધિક લાડકો હતો. વિજયસિંહને રાજકાર્યની ને યુદ્ધકાર્યની સંપૂર્ણ કેળવણી આપી હતી ને જો તે યુદ્ધમાં ઘૂમે તો નામ કરે તેવો હતો. પણ સ્વભાવે ભીરુ ને ડંસીલો હતો. પુત્રને મોકલ્યા પછી મંત્રીએ વિચાર કીધો, "અમરસિંહજી, પુત્રને મોકલવાનો ઠરાવ કીધો છે, પણ જે કાર્યમાં એ જાય છે તેમાં જીવવા કરતાં મરવાનો સંભવ વધારે છે. જો એ મરણ પામ્યો તો મારે કોઇ નથી; આ વૃદ્ધાવસ્થામાં મારું કોઈ નથી, એ પુત્ર જ એકલો છે. જો એ પાછો નહિ આવ્યો તો હું કેમ જીવિત ધારણ કરી શકીશ? એમ બન્યું તો મારી શી દશા થશે?" ડોસાને એમ વિચાર તો થયો, પણ દેશપ્રત્યે પરમ પ્રીતિ હોવાથી પુનઃ તે બોલ્યો "પણ દેશ, આ મારી માતા, મારી ભૂમિ! એ યવનના હાથમાં પડે? હાય! હાય! થઇ જ ચૂકયું તો, પછી પુત્ર ને કલત્ર શું કામનાં? નહિ, નહિ, અમરસિંહજી, હું દેશને માટે સર્વસ્વ ત્યાગ કરવાને તૈયાર છું. શાબાશ પુત્ર! આ મારું ધન અને આ શરીર પણ આપવા તૈયાર છું. દેશની રક્ષા કરવાને માટે હજુ પણ મારા હાથમાં તલવાર લાવો. તમને બતાવીશ કે કેટલા યવનોનાં કાળજાં ચીરું છું. તલવાર, તલવાર, મુસલમાનોને મારો, કાપો, ઝબ્બે કરો, શિર ઉડાવો, બસ, મને બીજું કશું જોઇતું નથી. પુત્ર કોણ, એ આજે નહિ તો કોઇ દહાડો પણ મરશે, જન્મ્યું તે જશે ને

ખીલ્યું તે ખરશે! પણ તે ફોકટમાં જ! અને આ તો દેશના કલ્યાણ માટે, સ્વદેશના રક્ષણ માટે, આપણી સ્ત્રીઓના અભિમાન માટે, રક્ષણ માટે, બાળકોની વિપત્તિ ટાળવા માટે, અનેક સ્ત્રીઓના સૌભાગ્ય માટે અને બાળકોને પિતા વિના ટળવળતા ન કરવા માટે જે લુણ આજે ઘણાં વરસો થયાં ખાઇએ છિયે તેના બદલા માટે મરશે! ધન્ય ઘડી! ધન્ય દહાડો! શું યવનો આવીને આપણા ધર્મનો ધ્વંસ કરે, ને સ્ત્રિયોની લાજમર્યાદા નહિ લૂટે? તેના કરતાં શું એક પુત્રની કિંમત ઘણી છે? વધારે છે? જે મનુષ્યે આ દેવભૂમિપર અવતરી, દેશમાતાની સેવા કરી નથી, દેશનું તલમાત્ર પણ કલ્યાણ કીધું નથી, એક દહાડો પણ જેણે હાથમાં શમશેર પકડીને શત્રુનાં કાળજાં વિંધ્યા નથી, શત્રુસ્ત્રીનો સૌભાગ્ય ઉતરાવ્યો નથી, રણસંગ્રામમાં કાયરતા બતાવી છે, ક્ષત્રિય નામને લાંછન લગાડ્યું છે, તે પુરુષ નહિ પણ પથ્થર જન્મ્યો છે. મારું ભાગ્ય છે કે, મારો પુત્ર દેશ કલ્યાણાર્થે સ્વાત્માર્પણ કરવા તત્પર છે, ને મને ધન્ય છે કે તેવા કાર્યમાં યોજવાને મહારાજશ્રીએ આજ્ઞા કરી છે.”

આ પ્રમાણે વિજયના પિતા વિચાર કરતા હતા ત્યારે વિજય પલંગપર પડ્યો પડ્યો આળોટતો હતો. તેના મનમાં હતું કે નિદ્રા, સર્વ ચિન્તાનો ત્યાગ કરાવશે, પણ અનેકવાર પાસા ઘસ્યા છતાં નિદ્રાદેવીએ કૃપા કીધી નહિ. પિતાનું દિવ્ય મુખ જોતાં તે ક્ષણભર ઉપાવતી, કલ્યાણસિંહ સૌને ભૂલી ગયો, પણ એકલો પડતાં તેની પાછી સ્મૃતિ થઇ. પણ જેમ જેમ તે ચિંતા, તે વિચાર, તે વૈર, તે દુષ્ટ ઇચ્છા, તે હિંસક વિચારો દૂર કરાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો ને નિદ્રાદેવીને આરાધવા લાગ્યો તેમ તેમ રોષ કરીને—જાણે એ પાપીને સુખ નહિ જોઇયે, એને એ જ ચિતાના અગ્નિમાં જળવા દેવો જોઇએ—એમ વિચારી દૂર જઇ હઠીલી થઇ બેઠી. રાજકન્યા સાથેના વિચાર તેના મુખ આગળ સાક્ષાત્ ખડા થયા, તે બળું બળું થવા લાગ્યો, ઉઠ્યો, બેઠો, ફર્યો, બારીએ ગયો. બસ, તેના મનમાં વૈરના જ વિચાર ખૂંચવા લાગ્યા. શું કરું, ક્યાં જાઉં, વૈર વૈર! ‘હે પાપિણી રાજકન્યા, તેં મારો પરિત્યાગ કીધો, ને ચિતોડના યુવરાજ કલ્યાણસિંહપર મોહ કીધો? તને જોઇશ, તેનાં ફળ ચખાડીશ,’ એમ તે બકવા લાગ્યો. તેનો અવાજ સંભળાવાથી ચાકરો પણ આશ્ચર્ય પામ્યા કે “એ શું હશે! કંઈ ગાંડા તો થયા નથી?’ પણ કોઇની પૂછવાની હિમ્મત ચાલી નહિ. થોડીકવાર ઓરડામાં આમ તેમ ફર્યા પછી, તે પાછો શય્યામાં પડ્યો, પણ તે તો આ વેળા કાંટાસમાન ખૂંચતી જણાઇ. પુનઃ તે શય્યામાંથી ઉઠી ફર્યો, બાગમાં ગયો, ને વિચારવા લાગ્યો કે, “આ પાપિણીને કેવા પ્રકારે દંડ દઉં?” ફરતાં ફરતાં તે બાગમાંના

એક સંચપર બેઠો, ચિત્ત સ્થિર કરી વૈર લેવાના વિચાર શોધવા લાગ્યો, તેટલામાં તે એકાએક હર્ષિત થઇ ઉઠી ઉભો થયો.

તેના મનમાં વિચાર આવ્યો કે, જ્યારે હું રાજકન્યાના ઓરડામાંથી બહાર નિકળ્યો, ત્યારે દરવાજાપર કોઇને મેં ઉભેલું જોયું, પણ ચિત્તની અસ્થિરતાથી મેં પાછું ફરી નહિ જોયું. બેશક તે ગુલાબ હશે. પણ તે ગુપચુપ ઉભી રહીને શું સાંભળતી હશે? વિજય જ્યારે બારણે નિકળ્યો, ત્યારે ગુલાબ પુરુષજાતિની નિંદા કરતી હતી, ને તેને નિંદા કરવાનું કારણ પણ હતું. તે વિજય ને રાજકન્યા વચ્ચે વાતચિત સાંભળીને મનમાં બળી ગઇ, કેમકે તે વિજયને શુદ્ધ પ્રેમથી ચાહતી હતી. આ સૃષ્ટિનો એક અજબ નિયમ છે કે "એક બીજાને ભજે છે. ત્યારે બીજો ત્રીજાને ને ત્રીજો વળી ચોથાને ભજે છે' ગુલાબ વિજયને ભજે છે, વિજય ઉષાવતીને ભજે છે, ઉષાવતી કલ્યાણસિંહને ભજે છે.

વિજયે આ વેળાએ વિચાર્યું કે. ગુલાબનો મારાપ્રતિ શુદ્ધ પ્રેમ હોવાથી તેને હાથમાં લઇને, કંટકરૂપ કલ્યાણપર વૈર લઉં ને ઉષાને નિરંતરની દુઃખિયારી કરું. આ વિચાર તેના મનમાં એવો સજ્જડ બેઠો કે, તેની ઘટના સજ્જડ રમી રહી ત્યારે તે એકદમ હર્ષ પામ્યો. તે તાત્કાળ ઉઠ્યો ને હિતાહિતનો વિચાર કર્યા વગર જ, વિજળીને વેગે પાછો રાજમહેલ તરફ આવ્યો, ને એક ગુપ્ત દ્વાર મારફતે તે બાગમાં પેઠો.

ગુલાબ ક્યાં સૂતી હતી, ક્યાં ફરતી હતી, તે સર્વ વિજયને ખબર હતી. તેમ જ કયે રસ્તે જવું સલામત છે, તે, તે ઘણી સારી રીતે જાણતો હોવાથી, અંધારામાં ને અંધારામાં જ્યાં ગુલાબને સૂવાનો ઓરડો હતો ત્યાં આવ્યો ને ઉભો રહ્યો. કોઇ બોલતું ચાલતું તો નથી, તેની તપાસ કરી. જળજંપ્યું હતું, પણ તે ઓરડામાં શી રીતે જવાશે તેનો વિચાર કરતો હતો. તેટલામાં કોઈ મનુષ્યનાં પગલાંનો અવાજ ના કર્ણપર અથડાયો. તે પ્રતિ દૃષ્ટિ કીધી ને મનમાં શંકા થઇ કે કોઈ પહેરેગીર હશે તો શું જવાબ દઇશ? તેથી ભયભીત થઇને એક વૃક્ષની ઓથમાં લપાઇ ગયો. જ્યારે તે મનુષ્ય ધીમે ધીમે તેજ વૃક્ષ નજીક આવ્યું ત્યારે વિજયે જોયું કે તે તો ગુલાબ હતી.

વિજયસિંહના જવા પછી ગુલાબ શય્યામાં પડી, પણ તેને ઉંઘ આવી નહિ. તે મનમાં વિચારતી હતી કે, આ મંત્રિપુત્ર કેવો ગાફલ છે, કે જે રાજકન્યા તેને ચાહતી નથી, તથા તેને ધિક્કારે છે; તેની પાસે પ્રેમ માગે છે; ને હું જે તેને ચાહું છું, તથા તેના પ્રતિ પ્રેમ કરું છું, તેને શિરોમણિ કરવા તત્પર છું. તેની તે અવગણના કરે છે?

મુજ પ્રતિ દૃષ્ટિ પણ કરતો નથી. આવી ચિન્તાથી તે શય્યા તજી શીતળ વાયુની લહરીઓનો સ્વાદ લેવાને બાગમાં આવી ફરતી હતી.

જે હેતુથી વિજય આવ્યો તે સિદ્ધ થવાથી ગુલાબને જોઇ તે ખુશી થઇ ગયો, ને તેની તરફ વળ્યો; અને કોઇ પુરુષને અંધારામાં પોતા તરફ આવતો જોઇ ગુલાબ ભયભીત થઇ, નાસવા લાગી; પણ તેટલામાં જ વિજય બોલ્યો, "ના ડર! ના ડર! નાસે છે શું કરવા, પ્યારી? એ તો હુ તારો વિજય છું. નાસવાથી તો મારી તરફ વહેલું ભય આવશે." એ અવાજ સાંભળતાં જ ગુલાબ ઉભી રહી ને પાસે આવી. જોકે તે જાણતી નહોતી કે, તે કેવા કારણસર આવ્યો છે, તોપણ તેનાપ્રતિ તેનો શુદ્ધ પ્રેમ હોવાથી, તેનાં વચનામૃત સાંભળતાં તે અહ્લાદિત થઈ ગઈ. પરન્તુ તે ભાવ છૂપાવી બોલી, "આટલી મોડી રાત્રે તમે અહિયાં કેમ આવ્યા છો?" 'ત્હારે માટે." વિજયે કહ્યું. ક્રોધિત થઇ ગુલાબ બોલી, "ચાલો, એવી જૂઠી, ઠગવાની, લલચાવવાની, ભૂળામે ફસાવવાની વાત કરતા નહિ. આ વખત કાંઇ મજાક કરવાનો નથી." વિજયે કહ્યું. "કેમ પ્યારિ! હું મજાક કરૂં છું? નહિ, નહિ, સત્ય જ કહું છું." ગુલાબે કહ્યું, "મારું એવું શું કામ પડયું, કે આવી માઝમ રાત્રે, ચોરને વેશે, આ રાજમહેલમાં આવ્યા?" વિજયે કહ્યું, "પ્યારી! હું કાલે પ્રભાતમાં પરદેશ જઇશ." ગુલાબ બોલી, "એ જ કે? પણ પ્યારી પ્યારીના સંબોધનથી મને બોલાવતા નહિ, હું તમારી પ્યારીએ નથી ને વહાલી પણ નથી, સીધી વાત હોય તે કહો."

વિજયે જોયું કે, આ જગ્યા વાત કરવા માટે યોગ્ય નથી, તેથી તે ગુલાબને તેડીને એક સઘન વૃક્ષની ઘટામાં ગયો. પછી ગુલાબને કહ્યું, "હું તને એક વાત પૂછવા આવ્યો છું, તે કહેશે?" ગુલાબ બોલી, "જાણતી હઇશ ને કહેવા જોગી હશે તો કહીશ. તમે રાજકન્યા માટે બોલો છો નહિ? પણ મોઢામોઢ થવા પછી હવે પૂછો છો શું? તે તો યુવરાજ કલ્યાણને ચાહે છે, હવે તમે તેની આશા છોડી દો. વ્યર્થ આશામાં ગોથાં ખાશો."

ગુલાબ પાસે, આ માઝમ રાત્રે વિજયને આવવાનાં જે કારણો હતાં તેમાંનું એ પણ એક હતું. તેના મનની શંકા ખરી પડી કે, રાજકુંવરી કલ્યાણપર રીઝી છે, ને તે વાત અનાયાસે જાણવામાં આવી, ત્યારે તે બોલ્યો, "નહિ રે નહિ, હુ તે વાત જાણવા માંગતો નથી. મારે તો તારી સાથે કામ છે." તે સાંભળી ગુલાબ આશ્ચર્ય પામી બોલી, "મારી સાથે, કામ છે? શું કામ છે?" વિજયે કહ્યું, "હાં હાં, તારી સાથે.

આજે તું દ્વારપર શું બકતી હતી? મારા પ્રેમને પાત્ર કોણ છે? તું જ તે છે કે?" ગુલાબે જાણ્યું કે, હું જે દરવાજાપર બોલી તે એણે સાંભળ્યું છે, તેથી લજ્જિત થઇ, નીચું માથું કરી ઉભી રહી. ક્ષણેક વિચાર કરીને ધીમા સ્વરથી તે બોલી, "જ્યારે સઘળું સાંભળ્યું છે, ત્યારે હવે પૂછો છો શું?" "ત્યારે તો મારૂં અનુમાન સત્ય છે," વિજયે કહ્યું, "તું મને યથાર્થ શુદ્ધ પ્રેમથી ચાહે છે?" ગુલાબે તરુડાઇને કહ્યું, "હું શુદ્ધ પ્રેમથી ચાહું છું કે નથી ચાહતી, તે જાણવાથી તમને શો લાભ? તમે તો મને ચાહતા નથીની? તમારા મનમાં તો બીજી રમણી રમી રહી છે, તો પછી મને પૂછવાથી શું ફળ?" વિજય બોલ્યો, "નહિ, નહિ, હું તને શુદ્ધ પ્રેમથી ચાહું છું." તે સાંભળતાં જ ગુલાબનું વદનકમળ હર્ષથી ખીલી રહ્યું; પણ ક્ષણમાં તો તે પાછું કરમાયું. સૂર્યોદય સાથે મેઘ ઘેરાયો; દીવો પ્રકાશીને હોલાઈ ગયો. તેના મનમાં શંકા થઇ કે, "આ શું બોલે છે? જે થોડા વખતપર રાજકન્યા માટે ગાંડો ઘેલો બન્યો હતો તે આ અલ્પ સમયમાં બીજીને ચાહે છે? ચાહશે? પ્રીત કરશે? કપટ તો કરતો નથી? મને ફસાવતો તો નથી? ચલિત પ્રેમવાળો એ છે કે શું? તેમ હશે તો તે શું બીજીને પોતાનું હૃદય ખુલા દીલથી આપશે? કદી આપશે તો તે એક ક્ષણને માટે કેમ નહિ? એમ મનમાં બોલ્યા પછી તે પ્રકટ બોલી, "અને વિજયસિંહજી! એ તમે શું બોલો છો? શું તમે મને ચાહો છો? હમણાં તો રાજકન્યાપર રીઝ્યા હતા ને આ જ ઘડીએ મને ચાહો છો? છટ એ હું નહિ માનું, તમારો પ્યાર ચલિત છે, વિજળી જેવો છે, અસ્થિર છે. તમે આજે મને ચાહો છો તો કાલે બીજીને ચાહશો કેમ નહિ?"

વિજયે જોયું કે, ગુલાબ સહજમાં છેતરાય તેવી નથી. તે પણ મહાસમર્થ ચંદ કવિની બહેન છે, તે આમ છેતરાશે નહિ. તેથી તાલતલાવટ કરી, અતિ ગંભીર સ્વરે, જાણે રડતો હોય તેમ બોલ્યો, "કેમ, તમે પણ મારા પ્રેમને ધિક્કારો છો? હાય! મારૂં કેવું દુર્ભાગ્ય છે, કે જે મને પૂર્ણ સદ્ભાવથી ભજે છે તે પણ આજે મને ધિક્કારે છે, મારા પ્રતિ સંશય કરે છે, મને તરછોડે છે, રે મને પજવે છે. રે હું કેવો દુઃખી છું? મારો કોઈ સાથી નથી, ઓ ગુલાબ! પ્યારી ગુલાબ! તું સુવાસમય છતાં આટલા કાંટા કેમ રાખે છે? જ્યારે રાજકન્યાએ મારા પ્રેમનો તિરસ્કાર કીધો ત્યારે પણ હું શું તેને ચાહું? અને જે મારા તરફ પ્રેમ કરે તેને તરછોડું? મેં આજે તમારી તરફનો મારો પ્રેમ બતાવ્યો, તે શું અપરાધ થયો? રે! રે! અબળા જાતિનાં હૃદય જ કઠોર છે, તે પુરુષને પીડા રૂપ જ છે;" એમ બોલતાં તેની આંખો

સજળ થઈ ગઈ. સરલહૃદય, ગુલાબ, તેની આ ચાતુરી, કૌશલ્ય, છળકપટ, તાલતલાવટ સમજી નહિ. તેણે ધાર્યું કે, વિજય પણ તેના જેવોજ સરલચિત્તનો છે. સ્ત્રીજાતિમાં આ એક ખાસ ગુણ છે કે, જ્યારે તેની સ્તુતિ કરનાર કોઈ પાઠકગણ સમીપ રહીને સમજાવે છે, એટલે તે સહજમાં તેના સપાટામાં ફસી પડે છે. તેનું હૃદય કુમળું છે, તે વિશ્વાસનીય છે, સરલહૃદયા છે, પ્રેમ જોતાં પ્રેમ દેનારી છે, સુન્દરી હોવાથી સુન્દર વિચારવાળી છે, રમણી હોવાથી રમણ કરાવનારી છે, ધૂર્ત વાતો સમજી શકે તેવી તેનામાં શક્તિ નથી, કપટીને ઓળખી શકતી નથી, લુચ્ચાને પીછાણી શકતી નથી. તેવી જ ગુલાબ છે. તે એકનિષ્ઠ, ભદ્ર, વિચારવંત છતાં આજે ભૂલી, ને ધૂર્તના કપટવેશમાં ફસાઇ.

વિજયનાં વચનો સાંભળી, તેનું કરુણાળ હૃદય દ્રવિત થયું. રાજકન્યાએ તેનો તિરસ્કાર કીધો હતો તે તેણે નજરો નજર જોયું હતું, ને માન્યું કે હવે વિજય રાજકન્યાને ચાહશે નહિ, તેથી ભૂલાવામાં પડી. તે બોલી, "વલ્લભ! વીરપુત્ર! સુજના પ્રાણ! તમે જે બોલ્યા છો તે સત્ય છે, ને મારાથી આડુંતેડું જે બોલાયું હોય તે ક્ષમા કરો." એ સાંભળતાં વિજય હરખાયો, કેમકે તેની મનોકામના શીતળ થતી તેણે જોઈ; અને ગુલાબ સમજી કે તેણે પ્રેમ દાખવ્યો, તેથી તે હરખાયો છે. પણ વિજયના મનમાં તો જૂદીજ ઘટના છે.

પણ એટલામાં રંગમાં ભંગ થયો. કોઈ પહેરેગીરનાં પગલાં સંભળાયાં, એટલે ગુલાબે કહ્યું, 'સત્વર નાસો, નહિ તો પકડાઈ જઇશું.' વિજયે કહ્યું, "ઠીક, હમણાં તો હું જઇશ, પણ કાર્ય કરી પાછો આવીશ ત્યારે તને મળીશ," એમ કહેતો તે, ચાલ્યો ગયો. તેને કોઇએ જોયો નહિ. પહેરેગીર ગુલાબની પાસે આવ્યો પણ, તે કંઈ બોલ્યો નહિ. તેણે ધાર્યું કે, ઘામને લીધે ગુલાબ હવા ખાવા બેઠી હશે.

વિજય તો ઘેર જતાં આનંદમાં તરવા લાગ્યો. તેના આનંદનું કારણ ગુલાબે તેની પ્યારી–ગૃહિણી થવાનુ સ્વીકાર્યું તે નથી, પણ રાજકન્યા ને કલ્યાણસિંહપર વૈર લેવાનો જે ઘાટ તેણે ઘડ્યો હતો, તેમાં વિજય મળવાની આશા તેના મનમાં હવે દૃઢ થઇ હતી. તે ઘડી ચપકો સૂતો ન સૂતો, એટલામાં તો ખુલ્લી બારીમાં પ્રકાશ આવ્યો. પ્રભાત થયું. નિદ્રા ઉડી ગઇ. પ્રભાતનો શીતળ સુખદાયક પવન અંગનો સ્પર્શ કરવા લાગ્યો, એટલે એક તો શીતળ સમીરથી અને બીજું તો નવીન ઉત્પન્ન થયેલી વૈર લેવાની આશાથી તેનું અંગ પ્રફુલ્લિત થઇ ગયું. તે ઉઠ્યો ને પિતાએ ખાસ સોંપેલા કાર્ય માટે અશ્વારુઢ થઇ નિકળી પડ્યો.

આજે તું દ્વારપર શું બકતી હતી? મારા પ્રેમને પાત્ર કોણ છે? તું જ તે છે કે?" ગુલાબે જાણ્યું કે, હું જે દરવાજાપર બોલી તે એણે સાંભળ્યું છે, તેથી લજ્જિત થઇ, નીચું માથું કરી ઉભી રહી. ક્ષણેક વિચાર કરીને ધીમા સ્વરથી તે બોલી, "જ્યારે સઘળું સાંભળ્યું છે, ત્યારે હવે પૂછો છો શું?" "ત્યારે તો મારૂં અનુમાન સત્ય છે," વિજયે કહ્યું, "તું મને યથાર્થ શુદ્ધ પ્રેમથી ચાહે છે?" ગુલાબે તરૂડાઇને કહ્યું, "હું શુદ્ધ પ્રેમથી ચાહું છું કે નથી ચાહતી, તે જાણવાથી તમને શો લાભ? તમે તો મને ચાહતા નથીની? તમારા મનમાં તો બીજી રમણી રમી રહી છે, તો પછી મને પૂછવાથી શું ફળ?" વિજય બોલ્યો, "નહિ, નહિ, હું તને શુદ્ધ પ્રેમથી ચાહું છું." તે સાંભળતાં જ ગુલાબનું વદનકમળ હર્ષથી ખીલી રહ્યું; પણ ક્ષણમાં તો તે પાછું કરમાયું. સૂર્યોદય સાથે મેઘ ઘેરાયો; દીવો પ્રકાશીને હોલાઈ ગયો. તેના મનમાં શંકા થઇ કે, "આ શું બોલે છે? જે થોડા વખતપર રાજકન્યા માટે ગાંડો ઘેલો બન્યો હતો તે આ અલ્પ સમયમાં બીજીને ચાહે છે? ચાહશે? પ્રીત કરશે? કપટ તો કરતો નથી? મને ફસાવતો તો નથી? ચલિત પ્રેમવાળો એ છે કે શું? તેમ હશે તો તે શું બીજીને પોતાનું હૃદય ખુલા દીલથી આપશે? કદી આપશે તો તે એક ક્ષણને માટે કેમ નહિ? એમ મનમાં બોલ્યા પછી તે પ્રકટ બોલી, "અને વિજયસિંહજી! એ તમે શું બોલો છો? શું તમે મને ચાહો છો? હમણાં તો રાજકન્યાપર ફીદા હતા ને આ જ ઘડીએ મને ચાહો છો? છટ એ હું નહિ માનું, તમારો પ્યાર ચલિત છે, વિજળી જેવો છે, અસ્થિર છે. તમે આજે મને ચાહો છો તો કાલે બીજીને ચાહશો કેમ નહિ?"

વિજયે જોયું કે, ગુલાબ સહજમાં છેતરાય તેવી નથી. તે પણ મહાસમર્થ ચંદ કવિની બહેન છે, તે આમ છેતરાશે નહિ. તેથી તાલ-તલાવટ કરી, અતિ ગંભીર સ્વરે, જાણે રડતો હોય તેમ બોલ્યો, "કેમ, તમે પણ મારા પ્રેમને ધિક્કારો છો? હાય! મારૂં કેવું દુર્ભાગ્ય છે, જે મને પૂર્ણ સદ્‌ભાવથી ભજે છે તે પણ આજે મને ધિક્કારે છે, મારા પ્રતિ સંશય કરે છે, મને તરછોડે છે, રે મને પજવે છે. રે હું કેવો દુઃખી છું? મારો કોઈ સાથી નથી, ઓ ગુલાબ! પ્યારી ગુલાબ! તું સુવાસમય છતાં આટલા કાંટા કેમ રાખે છે? જ્યારે રાજકન્યાએ મારા પ્રેમનો તિરસ્કાર કીધો ત્યારે પણ હું શું તેને ચાહું? અને જે મારા તરફ પ્રેમ કરે તેને તરછોડું? મેં આજે તમારી તરફનો મારો પ્રેમ બતાવ્યો, તે શું અપરાધ થયો? રે! રે! અબળા જાતિનાં હૃદય જ કઠોર છે, તે પુરુષને પીડા રૂપ જ છે;" એમ બોલતાં તેની આંખો

દેખવામાં આવે છે. તે સ્થિર નથી, પરંતુ ક્ષણમાં બાળ, ક્ષણમાં તરુણ ને ક્ષણમાં વૃદ્ધ, અને અંતે માટી સાથે મળી જનારો છે. તેને અહંકારવૃત્તિથી નિત્ય માની તેમાં ગોથાં ખાય છે, તેથી તેને સદસત્ વિચાર વિવેક થતો નથી. આ દેહને જેઓ અનિત્ય માને છે, ને અહંકારવૃત્તિને તજે છે તેજ પરબ્રહ્મને પામે છે—કહો કે પરબ્રહ્મરૂપ થાય છે. મનુષ્ય જ્યારે આત્માને શોધે છે, વિચારે છે, તેને જાણે છે ત્યારે શુદ્ધ વિવેકને પામે છે, ને અનિત્ય દેહપ્રતિનો પ્રેમ ત્યજી તેને માંસરકતનો લોચો સમજી, તેનાપ્રતિનો અહંકાર તજે છે, ને, ત્યારે જ તે સન્માર્ગે વળેલો ગણાય છે ને ત્યારે જ તેના માયિક વિકારો નાશ પામે છે. પરમ કલ્યાણકારકનું મુખ્ય સાધન તો સર્વથા આ જ છે કે, મનને જિતી અહંકારનો ત્યાગ કરવો. પણ મૂઢ મનુષ્ય અવિદ્યાનો નાશ કરી આત્માને શોધવા પ્રયત્ન કરતો નથી. અવિદ્યા વધવાથી વાસના વધે છે, ને વાસના વધવાથી વિષયો પ્રતિની લલુતા વધે છે, ને વિષયો પ્રતિ લલુતા વધવાથી પુનઃ વાસનાને પુષ્ટિ મળે છે, તેનું પ્રબળ વિશેષ થાય છે, ને તેથી સંસારના રગડામાંથી આ જીવ છૂટી શકતો નથી. એ સર્વનું કારણ દેહાભિમાન છે. સંસારના રગડામાં રગડોળાવાનું કારણ સર્વથા ત્યજવામાં આવે તો, બીજાં બંધનો કદાચ પ્રારબ્ધયોગે ભોગવવાં પડે, તોપણ તે ભોગવી છૂટ્યા પછી અવિકારી થઇ, દુઃખરૂપને સર્વ સુખના હણતા અહંકારને મારે તો જ આ જીવ મુક્તિને પામી શકે છે. પણ અહંકાર સાથે મૈત્રી રાખનાર મનુષ્યને, અવિદ્યાના યોગે, વાસના ને વિષયોમાં લીન થઇ રહેવું પડે છે; અને તે મુક્ત થઇ શકતો નથી, ને તે આત્માને પણ ઓળખી શકતો નથી, ને તેથી જ તે ક્ષણભંગુર સુખદુઃખમાં રાગી વિરાગી થઇને સુખ દુઃખનો ભોક્તા થાય છે. મનુષ્ય જ્યાં સૂધી અહંકારરૂપી પિશાચના પંજામાંથી મુક્ત થતો નથી ત્યાં સૂધી સત્યસ્વરૂપના જાણવાથી વિમુખ રહે છે, ને શીતળતાવાળો નિર્મળો સદાનંદ અને સ્વયંપ્રકાશક થઇ શકતો નથી. તમોવૃત્તિને યોગે મનુષ્યમાં અહંકારની ભાવના સ્થાયી થાય છે, ને તેથી તે 'હું' અને 'મારું' કલ્પી બેઠા છે, ને તેની જ સત્યપ્રતીતિ થવાથી તે માયાથી મૂકાતો નથી; ને એ કારણથી તે પરબ્રહ્મના નિર્મળ ભાવને પામી શકતો નથી. આ શરીરમાં સત્વ, રજ ને તમરૂપી ઝેર ભરેલું છે. જેમ ઝેર પીધેલો મનુષ્ય નીરોગી ગણાતો નથી, તેમ જ આ ત્રણ ઝેર જ્યાં સૂધી મનુષ્યના મનમાં ભરેલાં છે, ત્યાંસૂધી મનુષ્ય આરોગ્ય ભોગવી શકતો નથી. એ ત્રણ ઝેરનું મારણ અહંકારનિવૃત્તિ છે, અહંકારની નિવૃત્તિથી અહંકારના પ્રેરેલા સૈનિકોના સંહારથી ને આત્મતત્ત્વના વિચારથી જ મનુષ્યને

મુક્તિનું દ્વાર દેખાય છે. પ્રથમ તો મનુષ્યે એ અહંકારને વિચારવો–મારવો–સંહારવો–છેદવો જોઇએ. પણ તેમ નહિ થવાથી જ આ આત્મા જે ચૈતન્ય ને સુખરૂપ છે તેને જન્મ, જરા ને મરણનું દુઃખ ભોગવાવે છે; તેને જ યોગે તે પુત્ર કલત્રના જન્મ મરણથી સુખી દુઃખી થાય છે, હાનિથી ખેદને પામે છે. આ સંસારમાં આવવાનું કારણ પણ અહંકાર જ છે, નહિ તો તું–જે આત્મા–તે સર્વદા એકરૂપ, વ્યાપક, ચૈતન્ય, આનંદબોધ, નિર્દોષ અને નિર્વિકારી છે, તેને જન્મ શો? એ અહંકારના સંહાર માટે વિજ્ઞાનરૂપ શસ્ત્ર ધરવું જોઇયે, અને અહંમમત્વનો શિરચ્છેદ કરવો જોઇએ, તો પછી જ્ઞાનનું ચક્રવર્તી રાજ્ય સ્થિર થશે, ને પછી યથેચ્છ સુખનો ભોક્તા આ જીવ થશે. પણ એક વેળા અહંકારનો નાશ કીધા પછી પુનઃ વિષયવૃત્તિને માર્ગ આપવો નહિ, નહિ તો તે પુનઃ અહંકારનો આદર કરશે, ને તેને વશ થતાં પુનઃ પ્રાણી, અહંકારની કુટીલ જાળમાં ફસાશે. આ દેહ કંઇ જ નથી, તેમાં મમતા શી? તેનો ગર્વ શો? મનુષ્યે જાણવું કે આ દેહ ને તેમાંનો આત્મા જૂદો છે. એ આત્મા જ નિત્ય છે, સત્ય છે, અવિકારી ને ચૈતન્ય છે. એમ જો માનવામાં આવે ને દેહને અનિત્ય, અસત્ય, વિકારી, જડ છે એમ માનવામાં આવે તો જ દેહની વાસના ટળે ને આત્માપ્રતિ પ્રતીતિ બેસે, ને ત્યારે નિરંતરનો અહંકાર ટળી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય. સંસારરૂપ બંધનનો ત્યાગ કરવા માટે વાસના, દેહાભિમાનરૂપ અહંકારને ભસ્મીભૂત કરવા જોઇયે; અને મનમાંથી વાસનાને સદાને માટે મારી કાઢવી જોઇયે. કેમકે ચિંતનથી તથા બહારની ક્રિયાથી વાસના વધે છે, અને તે વધતી જતી વાસના સંસારમાં લપટાવે છે, તેટલા માટે હરેક વ્યક્તિએ ત્રણે કાળમાં, ત્રણે અવસ્થામાં એ પરમશત્રુ વાસનાને હઠાવવા માટે–તેની સહાયક ચિતન–ક્રિયા તથા બહારના વ્યવહારનો નાશ કરવા તત્પર થવું જોઇયે.

“મનુષ્યે પ્રથમ ક્રિયા તો બંધ કરવી. ક્રિયા બંધ પડવાથી ચિતનનો નાશ આપોઆપ થશે, ને ચિતનનો નાશ થવાથી વાસ્તના શબવત્ થઇ પડશે, અને વાસનાનો નાશ થયો કે, મોક્ષ સમીપ છે–તે પ્રાપ્ત સહજે થાય છે, ને તે જીવાત્મા જીવનમુક્તિને પામે છે, અર્થાત્ અહંકારાદિ ઇન્દ્રિયોની પ્રબળ વાસનાનો લય કરી, પરમ પ્રબળ બ્રહ્મજ્ઞાનની વાસનાનો ઉદય થયો, એટલે સર્વ અસત્ પદાર્થની વાસના, જેમ સૂર્યોદય થવાથી અન્ધકારનો નાશ થાય છે તેમ નાશને પામશે. આટલા માટે જ જ્ઞાની પુરુષો કહી ગયા છે, ને વેદની શ્રુતિ પણ ભણે છે, કે જિજ્ઞાસુએ ઇશ્વરને, આત્માને, દેહને, દેહથી ઉત્પન્ન થતા અનર્થોને

વિવેકથી જાણવા, ને તેમાં પ્રમાદ રહિત રહેવું, પરમ સ્વરૂપ જાણવામાં પ્રમાદ સમર્થ શત્રુ છે, તેનાથી મોહાદિ અનેક અનર્થો પોષણને પામી બળવત્તર થયાથી અનેક પ્રકારના બંધનમાં પડવું પડે છે. પણ જગતની વાસના ત્યજી, અદ્વૈતની વાસના ઉત્પન્ન થવાથી, ને તેથી પ્રાપ્ત થતા આનંદથી, માયાનાં બંધનો આપોઆપ નાશ પામે છે."

બીજા સંન્યાસીએ પૂછ્યું, "પણ વાસના દૂર કરવી, એ પ્રજ્ઞાનું કાર્ય છે, ને પ્રજ્ઞા જેમ મનુષ્યને દોરે છે તેમ તેનો પ્રેરેલો તે દોરાય છે."

"સત્ય છે," સુખાનંદે કહ્યું; "એ સત્ય છે, ને તેથી જ પરમાત્મા જે અવધ્ય અને નિર્વિશેષ છે તેમાં બુદ્ધિ–પ્રજ્ઞા, હું, તું, તે, આ, એમ નિરાળી કલ્પના કરે છે–જો કે જીવ જે પોતે જ બ્રહ્મ છે તે અવિદ્યા, તેના તત્ત્વને યથાર્થ જાણતો નથી. એ યથાર્થ જાણનાર તો તે જ છે કે, જે શાંત, જિતેંદ્રિય પરમપુરુષ, સમાધિનિષ્ઠ અને ક્ષમાનો પુંજ પુરુષ હોય અને તે જ અવિદ્યારૂપી અન્ધકારને હાંકી શકે છે. એવો પુરુષ બ્રહ્મવેત્તા છે જ ને તેને જ પ્રિય, અપ્રિય, સુખ દુઃખનો વિચાર કે સ્પર્શ થતો નથી. અહંકારને લીધે જ સ્થૂલ શરીરના સંબંધી જનો સુખદુઃખ, શુભ અશુભ, લાભ હાનિ, શોક હર્ષ પામે છે, પણ જેણે અહંકારને ભસ્મીભૂત કીધો છે તેને કશુંએ નથી. એવો જ્ઞાની પુરુષ નિર્ધન કે શ્રીમંત નથી, તેને શત્રુ મિત્રથી ભય કે સંતોષ નથી, ભોગની તૃષ્ણા રહેતી નથી, સમ દૃષ્ટિની જ સાથે તેની મૈત્રી છે, એવો સંસારી કે વૈરાગી આત્મા અનાત્માના વિવેકથી સ્વસ્વરૂપનો દુર્લભ અનુભવ પણ યથાકષ્ટે સંપાદન કરી, જીવન્મુક્ત થઇ વિચરે છે તેને, તું કહે છે તેમાંનું કંઇ જ નથી. પ્રાણી જે ભોગવે છે તે મનની ઉત્પન્ન કરેલી વાસનાને જ યોગે છે. એ વાસના, આત્મજ્ઞાનના શોધનના વિવેક રહિત હોવાનું ફળ છે, તે તેને ભોગવવું પડે છે. મુમુક્ષુજને શ્રદ્ધા, ભક્તિ ને ધ્યાનનું સેવન કરવું, જેમાં મચવાથી અવિદ્યા–અજ્ઞાનપણાએ માનેલો આ મારો દેહ તેના બંધમાંથી છૂટે છે, અને–"

એટલામાં દિલીપ જાગ્યો ને બૂમ પાડી, "બાપુજી! આપ કયાં છો?" સુખાનંદે બૂમ મારી કહ્યું, "દ્વારપર છું, અત્ર આવ," દિલીપસિંહ તુરત આવ્યો ને વાત અહિંયાથી જ અટકી.

બીજો સંન્યાસી યાત્રાળુ હતો. તે એકાદ બે દિવસ રહી, સંન્યાસીનો ઉપકાર માની, વિદાય થયો. તે જ દિવસથી સંન્યાસીનું આરોગ્ય બગડવા માંડ્યું. તેને જ્વર લાગુ પડ્યો. તે કાળરૂપ જ્વર હતો. સંન્યાસીએ અનેક સંકટો તથા સુખદુઃખ ભોગવ્યાં હતાં, ને માત્ર દિલીપસિંહ વગર અન્યપ્રતિ તેને યત્કિંચિત્ પ્રેમ નહોતો. પણ અંતકાળ

વેળાએ તે પ્રેમ પણ ઉઠાવી લીધો, ને શુદ્ધ બ્રહ્મમાં તે લીન થવા લાગ્યો. પણ તેના હૃદયમાં હજીએ એક કંટક ખૂચ્યા કરતો હતો. આવા જ્ઞાની પુરુષને અંતકાળે કંટક શો?

રાત્રિ ગંભીર અને નિઃશબ્દ છે, ને ચન્દ્રના ઉદય વિના પૃથ્વી ભયંકર લાગે છે, ચોમેર ઘાડું અંધારું વ્યાપી રહ્યું છે, આસપાસના પર્વતશૃંગો ડરામણા ને ભયંકર લાગે છે, ઉલૂકનો કઠોર શબ્દ ને તમરાનો ટમટમાટ વચ્ચેવચ્ચે સંભળાય છે, તે વિના અન્યતો સ્વર કે શ્વાસ સંભળાતો નથી. પ્રાણીમાત્ર ઘોર નિદ્રામાં પડેલાં છે—કહો કે એક જાતના મૃત્યુવશ છે. પણ પર્ણકૂટીવાસીઓએ નિદ્રાદેવીને આરાધી નહોતી. દિવો ઝળઝળાટ બળ્યા કરતો, તેથી જણાય છે કે એક સ્થાનપર સંન્યાસી જ્વરથી દીર્ઘ શ્વાસ લેતો પડેલો છે. બીજા સ્થાનપર ઉદાસીન ચેહેરે, નિઃસત્વ થઇને, બે પગવચ્ચે માથું નમાવીને દિલીપ બેઠો છે. તે પાંચ દશ મિનિટને અંતરે સંન્યાસી પ્રતિ દૃષ્ટિ કરે છે, ને પૂછે છે કે, "બાપુજી, કંઈ જોઇએ છે?" સંન્યાસી ના પાડે છે એટલે રોવા જેવું મુખ કરી દિલીપ પાછો બેસે છે. પુત્રનો પ્રેમ—તેમાં પણ અનાથ પુત્રનો પ્રેમ—પિતાપર પરમ છે, તેથી પિતાની નહિ મરજી છતાં તે કષ્ટે પણ તેને ઔષધ આપતો હતો. સંન્યાસી માત્ર જળ જ માંગતો હતો, ને ઔષધની ના પાડતો હતો. હમણાં દિલીપનું વય બાવીસ વર્ષનું હતું, ને તેની કાન્તિ અતિ લાવણ્યમય હતી. સંસારના સુખદુઃખનું તેને જરાએ ભાન નહોતું, પણ આજે તેનું સુખ વિષાદથી પૂર્ણ ને મ્લાન હતું. પિતાના મંદવાડથી તે કંપતો હતો, ને મારું શું થશે તેનો વિચાર કરતો હતો. વચ્ચે વચ્ચે દીવાનો ગુલ પાડતો હતો, તેવામાં સંન્યાસીએ કહ્યું, "જળ," એટલે દિલીપે મોંમાં જળ રેડ્યું. પછી દિલીપે કહ્યું, "ઔષધનો સમય થયો છે માટે તે લેશો." સંન્યાસીએ કહ્યું, "ભાઇ, હવે ઔષધ નકામાં છે, તેની જરૂર નથી." દિલીપે કહ્યું, "આપ એમ કેમ બોલો છો? આપના પરલોક જવાથી આ અનાથ સંતાનના શા હાલ થશે, તેનો આપને વિચાર નથી?"

એકદમ ચમકી, ગભરાઇને શય્યાપરથી બેઠો થઇ સંન્યાસી બોલ્યો, "બચ્ચા, હું તારો પિતા નથી, તું મારો સંતાન નથી, માટે હવે પિતાના નામથી આ પાપી પ્રાણીને ન બોલાવ. આજ દિન સુધી તો મેં સન્તાન તરીકે તને પાળ્યો ને ઉછેર્યો છે, મારી ઇચ્છા તૃપ્ત થઈ છે. પણ હવે તને ભ્રમમાં રાખવો યોગ્ય નથી." દિલીપે વિશેષ ભયભીત થઇ કહ્યું, "આજ આપ આટલા બધા જ્ઞાનશૂન્ય કેમ થયા કે મને પુત્રને પણ વિસરી ગયા?" સંન્યાસી બોલ્યો, "નહિ, બાપુ.

નહિ, હું જ્ઞાનશૂન્ય નથી, પણ જ્ઞાનશુદ્ધ છું. જ્યારે તું યથાર્થ વાત જાણશે ત્યારે તને સત્યની પ્રતીતિ થશે. પણ થોડુંક પાણી આપ." દિલીપે પ્રેમથી પાણી પાયું, ને બોલ્યો "પિતાજી, ધૈર્ય ધરો, મને વાત સાંભળવાની જરૂર નથી, તમારું આરોગ્ય વિશેષ બગડશે તેનો મને ભય છે. હવે સુઈ જાઓ."

સંન્યાસીએ કહ્યું, "પાણી પીવાથી હું શાંત થયો છું. હવે મને કશી અડચણ કે પીડા નથી. પણ હવે તું વાતમાં મને અડચણ કરતો નહિ નહિ તો હું શક્તિહીન થઈ જઈશ. હું બોલું તે તું સાંભળ. હું ચિતોડના એક શ્રીમાન્ બ્રાહ્મણનો સંતાન છું. મારા પિતા પુષ્કળ ધન સંચિત કરીને મરણ પામ્યા, ને હું પણ વેપારમાં પુષ્કળ કમાયો હતો; પણ દૈવયોગે એકાદ બે વેપારમાં પુષ્કળ ખોટ આવ્યાથી મારું સર્વ ધન તણાઈ ગયું. હું ઘરબાર વિનાનો, અનાથ થઈ પડ્યો. જરા જળ." દિલીપે પાછું જળ પાયું, ને કહ્યું, "હવે બસ કરો પિતાજી! આપ મારા જન્મપિતા નથી એ મેં માન્યું, પણ તમો સુઓ તો ઠીક." સંન્યાસીએ કહ્યું, "નહિ, તેમ નહિ બને. તને જરાએ વિશ્વાસ નથી, પણ મારા તરફની પ્રીતિથી તું મને બોલતાં અટકાવે છે." જો કે સંન્યાસીથી બોલાતું નહોતું, ને તેનો આત્મા પરબ્રહ્મસંગે ઐક્યમાં રમણ કરતો હતો, તથાપિ તેણે પુનઃ બોલવાનો પ્રારંભ કીધો. "તત્પશ્ચાત્, જાણે આ દુઃખ ઓછું હોય તેમ નવું દુઃખ ઉપસ્થિત થયું. મારો એક જ પુત્ર, મારા પૂર્વ જન્મના પ્રારબ્ધના સંગથી, મારો સંગ ત્યજી સુરલોક સિધાવ્યો, ને તેના શોકમાં ગૃહિણીએ દેહનો ત્યાગ કીધો. હું સદ્સદ્વિવેકની ઊણપને લીધે, અને માયાના આવરણમાં લપટાયેલો હોવાને લીધે, ગાંડોતૂર થઇ વન ને નગરમાં રઝળવા લાગ્યો. પણ મારા કોઇ પુણ્યના પ્રતાપથી એક સદ્ગુરુનો સમાગમ થઇ ગયો." આટલુ બોલતાં તો સંન્યાસીનો શ્વાસ ઘણો વધી ગયો, તેનાથી બોલાયું નહિ. દિલીપના નેત્રમાં પિતાતુલ્ય સંન્યાસીનો દુઃખપ્રદ વૃત્તાંત સાંભળતાં અશ્રુ ભરાઇ આવ્યાં. થોડીવારે પુનઃ સંન્યાસીએ બોલવા માંડ્યું; "તે ગુરુએ મારા હૃદયમાં, શલ્ય પેરે ખૂચતી ને અનેક કષ્ટ પમાડતી માયાનો નાશ કરાવ્યો, અને મહા મોહરૂપી ઝુડના મુખમાં ગળી જવાને લીધે આત્માને અનાત્મા માની, બુદ્ધિની અનેક અવસ્થાઓમાં પીડાતો ને દુઃખી થતો હતો, ને વિષયોરૂપી વિષથી ભરેલા આ અપાર સંસાર-સાગરમાં ગળકાં ખાતો ભટકતો હતો તેમાંથી, જેમ વાદળાને તિરોહિત કરી સૂર્ય પ્રકાશે છે, તેમ જ અહંકાર, દુર્બુદ્ધિ, માયા, મમતા ને તૃષ્ણાને તિરોહિત કરી, આવરણ શક્તિ ને વિક્ષેપ શક્તિથી મોહિત થઈ, આ આત્માને દેહ માની હું જે પીડાતો હતો તેને તેમાંથી મુક્ત કર્યો તે સદ્-

ગુરુને પ્રણામ! પ્રણામ! ધન્ય ભાગ્ય! કે સદ્ગુરુના પ્રતાપથી આજે જીવન્મુક્ત થઇ વિચરું છું. રજ્જુમાં સર્પની ભ્રાંતિ હતી તે નાશ પામી ને તે દિવસથી હું સંસારમાંએ નહિ ને સંતમાંએ નહિ તે પ્રમાણે અદ્વૈત બ્રહ્મમાં લીન થઇ પવિત્ર સ્થળોમાં ફરતો હતો. એક દિવસ અંધારી રાત્રિના વરસાદના ઝપાટાઓ વચ્ચે; પાસેની નદીના તીરપર હું ભટકતો હતો ને બ્રહ્મનું સ્તવન કરતો હતો, તેવામાં તીરના એક સ્થાનપર એક બાળકને મૃતપ્રાયઃ પડેલો જોયો, પણ મૃતક જાણીને હું સંકુચિત નહિ થયો. મેં તેને, દયાથી ઉઠાવ્યો ને જોયું તો તેનામાં શ્વાસ હતો, જીવિતનો અંત આવ્યો નહોતો. તેથી અતિશય આહ્લાદિત થયો કે આજે મારે હાથે એક જીવની રક્ષા થઇ. પછી મેં તે બાળકને સંજ્ઞાન કરવાના ઉપાય આરંભ્યા, ને તેમાં હું પાર પડ્યો. તે જ તું બાળક છે, હે દિલીપસિંહ, તે જ તું! જળ."

દિલીપે જળ આપ્યું. તે પછી સંન્યાસી બોલ્યો, "જે વસ્ત્રભેર તું જળમાંથી મને મળ્યો છે તે વસ્ત્રો મેં સંચકી રાખ્યાં છે, કે જેથી તું કોઇ દહાડે તારા માતાપિતાની શોધ કરી શકે. તું મળવાથી મને મારા પુત્રનું સ્મરણ પુનઃ થયું. તારામાં હું મમતાથી નહિ, પણ દયાથી લપટાયો; ને મેં તને પાળ્યો, ઉછેર્યો, તારી સંગ રહ્યો. આજે તને જ નહિ, પરન્તુ આ માયાથી આવરણ થયેલા જગતને, હું નિરંતરને માટે તજી અવિનાશી લોકમાં પધારું છું." આટલું બોલતાં બોલતાં તો સંન્યાસી નિસ્તેજ થઇ પડ્યો. તે વધારે બોલવામાં અશક્ત થઇ પડ્યો. દિલીપે રડતાં રડતાં બોલ્યો, "પિતાજી, વહાલા પિતાજી, હવે આપ બોલો નહિ, આપ મારા પિતા જ છો. આપ જો કે મારા જન્મદાતા નથી, તોપણ મારા પિતા તો છો જ! આપે આ વૃત્તાંત કહ્યો તે પૂર્વે જેવા પ્રેમથી હું, આપપ્રતિ જોતો હતો તેનાથી વિશેષ પ્રેમથી હમણાં જોઉં છું, કે મારા માતાપિતાએ જે કંઈ કર્યું હોય તેનાથી વિશેષ આપે કર્યું છે." સંન્યાસીએ કહ્યું, "વત્સ, જો કે મને આ સંસારની માયા લેશ પણ નથી, તથાપિ દયાથી તારી તરફ મેં એક અન્યાય કીધો છે, કે તારાં માતાપિતા કોણ છે તે શોધવાનો મેં યત્ન કીધો નહિ." "આપ મારા યથાર્થ પિતાને નહિ જાણતા હતા?" દિલીપે પૂછ્યું. "નહિ," સંન્યાસીએ જવાબ દીધો; "પણ મેં જાણવાને પ્રયત્ન પણ કીધો નહિ; જો યત્ન કીધો હોત તો કદાચ શોધી શકત. પણ તને બીજા કોઇ લબાડના—કેમકે અપુત્રવાન્ મનુષ્ય છળકપટથી પિતા થવા નિકળે તો તે કેમ જણાય? હાથમાં સોંપવાની મારી ઇચ્છા થઇ નહિ. તારા કંઠમાં એક કવચ છે, તેથી તારા પિતાના કંઇ પણ ભાળ મળત, પણ મેં તેવો વિચાર જ

કીધો નહિ. જો તું તારા પિતાના ઘરમાં હોત તો ઘણો સુખી હોત." દિલીપે પૂછ્યું "તે આપે કેમ જાણ્યું?" કંઇક શંકા થઇ હતી કે અમુક વ્યક્તિ તારો પિતા હશે, પણ "પાણી! પાણી!" દિલીપે પ્રેમથી પાણી પાયું. સંન્યાસીનુ મરણ નિકટ હતું, તેનો આત્મા બ્રહ્મમાં લીન થતો જતો હતો, તે બોલ્યો, "સુવર્ણ કવચમાં તારું યથાર્થ નામ છે. ચિતોડ!—" આટલું બોલતાં તેનો શ્વાસ બંધ થઇ ગયો ને તેનો આત્મા આ માયીક સંસારનો ત્યાગ કરી અમાયીક અવિનાશી સુખ ભોગવવાને બ્રહ્મલોક પ્રતિ સિધાવ્યો. દિલીપે જોયું તો તે હમણાં શબ પાસે બેઠો છે. પિતાની આ અવસ્થા જોઈ તે મૂર્છાગત થયો.

જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે વિલાપ કરવા લાગ્યો, "આહા! પિતા, તમે મને છોડી ગયા! રે મારાં યથાર્થ માતાપિતાએ તો મારી સંભાળ લીધી નહિ, પણ આજે તમે પણ મને તજી ગયા! હું કોનો આશરો શોધીશ? હે, બાપુજી! આપ જરાક તો બોલો! મને માર્ગ તો બતાવો, હું ક્યાં જઇશ? મને કોણ લાડ લડાવશે? કોણ પાળશે?" એમ રડતાં તેનાં નેત્રનું જળ સુકાઈ ગયું, પછી તેણે વિચાર કર્યો કે, હવે હું એકલો તેનો કેમ સંસ્કાર કરીશ? આ વાતથી તે ઘણો મૂંઝાયો. તે ઉઠયો ને એક સ્વચ્છ સફેદ વસ્ત્ર, પિતાતુલ્ય સંન્યાસીના શબપર ઓઢાડ્યું; ને અંત્યેષ્ટિ ક્રિયા માટે પર્ણકુટી બહાર આવ્યો; ને પર્વતપર એક યોગ્યસ્થાનમાં ચિતા રચી, શબને લેવાને પાછો કુટીમાં આવ્યો. પણ શબ ઘણું ભારે હોવાથી તે ઉંચકી શક્યો નહિ. બે ત્રણવાર પ્રયત્ન કીધો, પણ તે શબ ઉચકી શકાયું નહિ. તે થાકી ગયો, ત્યારે વિચાર્યું કે, પ્રભાતમાં કોઈ ઉત્તમ મનુષ્યને શોધી લાવી એમની ક્રિયા કરીશ. એ ને એ જ વિચારમાં, પ્રભાતના શીતળ સમીરની લેહમાં તે ઉંઘી ગયો.

## પ્રકરણ ૧૧ સું

### ચંદ અને દિલીપ



મધ્યાહ્ન થયા છે, ને સૂર્ય કકડીને તપે છે. ચાલતા મનુષ્યના શરીરપરથી પ્રસ્વેદનાં ટીપાં ટપકે છે. કામાર્થી મનુષ્યને તો કાર્ય કરવાનું હોય છે. તેઓને તાપ કે ટાઢ કશાની પણ દરકાર રહેતી નથી. આ વેળાએ અજમેરનો મહાશય ને જગતનો ચન્દ્ર, ચન્દ્રપતિ એક સેવક સાથે ઘોડા દોડાવતો દિલ્લી તરફ સિધારે છે. તેનું શરીર પસીનાથી ગરકાવ થઈ ગયું છે—ઘોડો પણ થાકી ગયો છે ને સ્વાર પણ

થાકી ગયો છે. ત્યારે ચન્દ્રપતિના સેવક અનાથે કહ્યું "કવિવર! એ પેલો પાસે એક સંન્યાસીનો આશ્રમ છે, ત્યાં ચાલો. ત્યાં થોડીવાર વિશ્રાંતિ લીધા પછી આપણે ચાલીશું. ત્યાં જળ વગેરેની સોઇ ઠીક છે." કવિ ચન્દ્રે પૂછ્યું, "તે આશ્રમ કયાં છે? અનાથે આંગળીથી પર્વતની એક દિશા બતાવી. એટલે બંનો તે તરફ ચાલ્યા. થોડે ચાલતાં આશ્રમ દેખાયો. થોડી મીનીટમાં બંનો કુટી આગળ આવ્યા. કુટીનું બારણું ખુલ્લું હતું. અનાથના હાથમાં ઘોડાની લગામ સોંપી કવિ ચન્દ્રે કુટીમાં પ્રવેશ કીધો. મુખ્ય ઓરડામાં એક બાજુએ કોઈ માણસ સુતેલું જણાયું, પણ ઘરધણીની આજ્ઞા વગર તેના આશ્રમમાં મુકામ કરવો, એ યોગ્ય નહિ લાગવાથી તેને ઉઠાડવાની કવિએ ચેષ્ટા કરી. ઘણી પ્રાર્થના કીધી, પણ કોઈ જાગ્યું નહિ. કવિએ કહ્યું, "મહારાજ, સ્વામીજી! હું પથિક છું, થોડો કાળ આપની કુટીમાં વિશ્રામ લેવા દેશો?" પણ કશો ઉત્તર મળ્યો નહિ.

થોડીવાર ઉભા રહી, મોટા ઘાંટા કાઢી કવિએ પૂછ્યું, તો પણ કશો જવાબ મળ્યો નહિ. સ્વામીની નિદ્રા ઉડી નહિ. ફરીથી ચન્દ્ર કવિ મોટેથી બોલ્યો, "મહાશય! એક પથિક શ્રાંત થવાને લીધે વિશ્રામ-સ્થળ મેળવવાની પ્રાર્થના કરે છે, આપ ઉઠો." તેમના બોલવાથી કુટીમાં મોટો અવાજ થયો ને પર્વત પણ ગાજ્યો, પણ સ્વામીની નિદ્રા ઉડી નહિ. તે કેમ ઉડે? તેઓ તો નિરંતરની નિદ્રામાં પડ્યા છે તો કેમ ઉઠે? કવિ ચન્દ્રે વિચાર્યું કે, આ તે કેવી ઉંઘ! કંઈ ચિરકાલની તો નિદ્રા નથી આવી? એમ વિચારી તેમના મોંપરનું વસ્ત્ર ખેંચ્યું તો મુખ અને નેત્રની ચેષ્ટાપરથી જણાયું કે, તે તો મુડદાને ઉઠાડવાને હાંકો પાડતા હતા. એટલામાં ઘોડાને થાનપર બાંધી અનાથ પણ કુટીમાં આવ્યો, પણ કવિએ દરવાજા પરથી જ તેને બહાર જવાનું કહ્યું ને પોતે પણ બહાર આવ્યા.

પ્રભાત થતાં જ દિલીપ જાગ્યો ને પિતાને અગ્નિસંસ્કાર કરવા માટે કોઈ મનુષ્યને શોધવા નિકળી પડ્યો હતો, પણ બપોર લગણમાં કોઈ મનુષ્ય મળ્યું નહોતું. જેવો ચન્દ્રપતિ કુટીમાંથી બહાર નિકળ્યો, તેવો તેણે દિલીપને ત્યાં આવતો જોયો. તે રડતો રડતો આવતો હતો. દિલીપને જોઇ, અનાથ બોલ્યો, "ઠીક, ઠીક, આ તો તે જ બાળક છે, પણ હમણાં તો તે ઘણો મોટો થયો છે રે? મેં એને અત્ર નહિ જોયો હોત ને અન્ય સ્થાનપર જોયો હોત તો પિછાણતે પણ નહિ." દિલીપે તો અનાથને તુરત જ ઓળખ્યો. પાસે આવ્યા પછી અનાથે પૂછ્યું; "દિલીપ! તારા પિતા સંન્યાસી કયાં છે ને તેના શિષ્ય પણ કયાં છે?" ચન્દ્રપતિએ પૂછ્યું; "તમે જ આ કુટીના માલીક છો કે? તમારી આજ્ઞા

વિના અમે, અંદર ગયા તે માટે ક્ષમા કરજો. અમે વટેમાર્ગુ છીએ ને વિશ્રામની આશાએ અત્ર આવ્યા છીએ," દિલીપે કવિ ચન્દ્રના બોલવાપર લક્ષ ન આપ્યું, પણ તે અનાથ,સાથે બોલ્યો "હા! આજે તે દહાડો નથી કે જ્યારે તમો આવ્યા ત્યારે જે મનુષ્યો હતા તે હોય! રે! શિષ્ય તો તેની કન્યાને લઇને કંઇ દિવસ થયા ચાલ્યા ગયા છે, ને હાય! કાલે પિતાજી પણ સ્વર્ગલોકની જાત્રાએ ગયા છે, હવે તો એકલો હું જ છું," આટલું બોલતાં તે ચોધાર આંસુ પાડતો રડવા લાગ્યો, ને તેનો સમાયલો શોક, પાછો જાગ્રત થયો.

થોડીકવાર વાતચિત કીધા પછી, તે ત્રણેએ મળીને સંન્યાસીને ચિતાપર સુવાડ્યો ને દિલીપસિંહે પોતાનું લાલન પાલન કરનાર પિતાને અગ્નિસંસ્કાર કરી છેલ્લી પોક મૂકી, ને ત્રણેએ પાસેના ઝરામાં સ્નાન કીધું તથા પછી પાંછા કુટીમાં આવ્યા.

દિલીપને જોતાં કવિ ચન્દ્રના મનમાં કેટલીક શંકા ઉત્પન્ન થઇ હતી. તેને વિચાર થયો કે, આ તરુણ, રાજભવનનો સ્વામી થવાને યોગ્ય છે, તે આ કુટીનો સ્વામી ક્યાંથી? બેશક, એ કંઇ ભદ્ર કુલોત્પન્ન પુરુષ છે, ને ગુપ્તવેશમાં અત્રે વસેલો હશે. હું એને ઓળખતો નથી, એ મને પણ ઓળખતો નથી, તો થોડીક વાત કરું કે, જેથી એ કોણ છે તે જણાય. પછી તેઓએ પૂછ્યું, "મને લાગે છે કે, તમો ગુપ્તવેશમાં અત્ર રહ્યા છો. આ સ્થાન કંઇ આપનું મૂળસ્થાન નહિ હોય? આપ અત્ર કેટલાં વર્ષ થયાં રહો છો?" દિલીપ બોલ્યો, "મહાશય! હું બાલ્યાવસ્થાથી જ અત્ર વસું છું." "તો શું આપનો જન્મ પણ અત્ર થયો છે?" કવિએ પૂછ્યું. "નાજી, મારું જન્મસ્થાન ક્યાં છે, તેથી હું અપરિચિત છું:" દિલીપે ઉત્તર આપ્યો. ચન્દ્રે પૂછ્યું "તો શું આપના પિતા સંન્યાસીએ તે આપને કહ્યું નથી?" દિલીપે જવાબ દીધો, "તેમના મોથી મેં જે સાંભળ્યું છે, તે પરથી જાણું છું કે મારા સત્ય પિતા તેઓ નહોતા, પરંતુ પારમાર્થિક પિતા હતા. અસહાય અવસ્થામાં હું તેમને મળવાથી, મને લાવ્યા ને સંતાનતુલ્ય મારું લાલન પાલન કીધું છે. એથી વિશેષ હું કશું જાણતો નથી." કવિ ચંદ્રે આશ્ચર્યથી પૂછ્યું, "ત્યારે સંન્યાસી આપણા યથાર્થ પિતા નથી?" "નહિ જી," દિલીપે ઉત્તર આપ્યો. "ત્યારે આપના યથાર્થ પિતા કોણ?" ચંદ્રે પૂછ્યું. "તે મને પણ માલમ નથી," દિલીપે કહ્યું; "તેમ મને જાણવાનું સાધન પણ નથી. પિતા મૃત્યુ સમયે મને કહેતા હતા, પણ શ્વાસ બંધ થવાથી તેઓ બોલી શક્યા નહિ." ચન્દ્ર કવિએ માન્યું કે, એથી વધારે પત્તો મળી શકે તેમ નથી. કવિએ થોડી વારે પુનઃ પૂછ્યું, "સંન્યાસીના

મરણથી તમો એકલા થયા છો?" "હા જી," દિલીપે કહ્યું. ત્યારે ચન્દ્રપતિએ કહ્યું, "જો કે મને કહેતાં સંકોચ થાય છે, તથાપિ કહું છું કે જ્યારે અત્ર તમારું કોઈનથી તો અહિયાં શા કારણસર હવે રહેશો?" દિલીપે કહ્યું, 'એનો તો મને પણ બહુવાર થયા વિચાર થયા જ કરે છે, પણ ક્યાં જાઉ?' કવિ ચન્દ્રે સહર્ષ કહ્યું, "જો તમારી ઇચ્છા હોય તો મારી સાથે દિલ્લી ચાલો." તે તરુણ તેને સમ્મત થયો ને પૂછ્યું, "પણ ત્યાં જઇ મારે શું કરવું?" કવિએ કહ્યું, "જે આપની ઇચ્છા હોય તે કરજો. જો યુદ્ધ કરી શકો તો હવે થનારા યુદ્ધમાં સેનાપતિ પદ પણ કુશળતા દર્શાવ્યાથી મળી શકે." દિલીપ, થનારા યુદ્ધ માટે કંઈ પણ જાણતો નહોતો, તેથી કવિએ સવિસ્તર વર્ણન કીધું ત્યારે દિલીપે કહ્યું, "હું અસ્ત્રવિદ્યા તો જાણતો નથી, પણ અસ્ત્ર ધારણ કરી શકું છું; ને જેટલું જાણું છું, તેથી મને યુદ્ધમાં ભય નથી." એમ વાતચિત કરતાં દિલીપે કવિ ચન્દ્ર સાથે દિલ્હી જવાનું નક્કી કીધું.

કવિ ચન્દ્રે પૂછ્યું, "આપનું નામ શું છે?" દિલીપે કહ્યું, પિતાના ઘરનું ને જન્મનું નામ તો માલમ નથી, પણ હમણાં તો મને દિલ્લીપસિંહ કહે છે." એ નામ સાંભળતાં કવિને આશ્ચર્ય થયું. તેણે વિચાર્યું, "આ જ તે દિલીપ!" કવિને જે આશ્ચર્ય થયું તે દિલીપે જોયું, તેથી તેનું કારણ પૂછ્યું, પણ કવિએ કંઇ ઉત્તર આપ્યો નહિ. પછી થોડી વારે પૂછ્યું, "આપના આશ્રમમાં કોઇ બાળકી, તેના પિતા સાથે રહેતી હતીને?" દિલીપ વ્યગ્ર થઇને બોલ્યો, "હા હા, કેમ તેનું શું છે? કેટલાંક વરસ સુધી આ સ્થાનમાં તેઓ રહ્યાં હતાં. તેને તમે ક્યાંથી જાણો છો?

મૌન જોઈ બોલ્યો, "કેમ, ભાઇ, સેનો વિવાહ થાય, તેથી તમને કંઇ સંતાપ છે કે?" દિલીપે મનનો ભાવ છુપાવી કહ્યું, "વાહજી! આપના મનમાં એવો વિચાર જ, કેમ આવ્યો?" ચંદ્રે કહ્યું, "મારા મનમાં એમ લાગ્યું કે, બાલ્યાવસ્થાની પ્રીતિ ઘણી હોય તો એમ થાય જ! એમાં આશ્ચર્ય શું છે!" દિલીપ કંઈ શરમાઇને બોલ્યો, "જો આપની વાત સાચી છે, તો પ્રીતિ થવાથી શું થયું? આટલા દિવસમાં જો તેનાં લગ્ન થયાં હશે, તો પછી પરસ્ત્રીનો વિચાર શો?' ચન્દ્રે કહ્યું, "તેના આશ્રયદાતા વિચારે છે કે, અજ્ઞાતકુળશીલનો વિવાહ ક્યાં ને શી રીતે કરવો?" દિલીપે કહ્યું, "તેમાં હરકત શી છે? શૈલબાળા તો તે જાણતી હશે જ! ને તેનો વિવાહનો વિચાર પણ હશે." "નહિ, નહિ, તે પણ હમણાં વિવાહિતા થવાને ના પાડે છે," કવિએ ઉત્તર આપ્યો. તે સાંભળી દિલીપ ઘણો રાજી થયો.

બીજે દિવસે પ્રભાતના કવિએ દિલીપને પૂછ્યું, "કેમ ચાલશોની?" દિલીપે હા પાડી, ત્યારે કવિએ પૂછ્યું કે, "સાથે શું લેશો? જે લેવાનું હોય તે લઇ લો, હવે આપણે ઉપડીશું." પછી દિલીપે સંન્યાસીના કહેવા પ્રમાણે પોતાનાં જળમાંનાં કપડાં બાંધી લીધાં, ને કવિએ કહ્યું, "જે લેવાનું હતું તે લીધું, અત્ર બીજું કંઇ લેવા જોગ નથી. એક બીજી પ્રિય વસ્તુ છે તે લઇશ, પણ તે તો કુટીની બહાર છે." કવિએ પૂછ્યું, "તે શું છે?" દિલીપે કહ્યું, "મારો ભીમ!" કવિએ આશ્ચર્યથી પૂછ્યું, "ભીમ શું?" દિલીપે હસીને કહ્યું, "તે મારો ઘોડો છે.' એમ વાત કરતા ત્રણે જણ બહાર નિકળી, દિલીપ ભીમપર સ્વાર થયો, ને ત્રણે જણ દિલ્લી તરફ ચાલવા લાગ્યા.

ઘોડાઓ થબડક થબડક ચલ્યા જતા હતા, આકાશ નિર્મળું હતું ને માર્ગમાં કોઇ વટેમાર્ગુ દેખાતો નહોતો, તાપ તો કહે મારું કામ, એમ ત્રણો જણ ચાલ્યા જાય છે. જ્યારે મધ્યાહ્ન થયા ત્યારે કવિએ કહ્યું, "દિલીપ! મેં દિલ્લી જવાનો વિચાર માંડી વાળ્યો છે, પણ આજે હું ગુપ્તવેશથી યવનની છાવણીમાં જઇશ, ને ત્યાં શું બને છે તેની તપાસ કરી દિલ્લી આવીશ. તેમાં મને ઘણો વિલંબ થશે નહિ. તમે હમણાં દિલ્લી જાઓ, ત્યાં મારો મિત્ર પૃથિરાજ તમારી સારી રીતે પરોણાગત કરશે. તેમનાપરનો એક પત્ર લખી આપું છું લો." એમ કહી એક પત્ર લખી દિલીપને આપ્યો ને તેને દિલ્લી વિદાય કીધો. અનાથને પાછો અજમેર મોકલ્યો ને ચંદ્રપતિ યવનની છાવણીમાં ગુપ્તવેશે પ્રવેશ કરવાને ચાલ્યો. ત્રણે જણ ત્રણ પંથે પડ્યા.

# પ્રકરણ ૧૨ મું

## માતૃદ્રોહી કે દેશદ્રોહી



શતદ્રૂ નદીના નિર્મળ જળના તટપર શ્વેત અને કાળા રંગના તંબુઓની હારની હાર લાગી રહી છે, ઘોડાઓ પણ હણહણી રહ્યા છે, ને અનેક અફ્ગાન સિપાઇઓ નિશ્ચિતતાથી પડ્યા છે. તંબુઓની હારની વચ્ચે એક ઘણો ઉંચો તંબુ છે, જેનાપર મહંમદ પેગંબરનો લીલો વાવટો ઉડી રહ્યો છે. સેવકો ઘોડાની સંભાળ લે છે, ને પોતાના ધણીની શી આજ્ઞા થાય છે ને કાલે મુકામ ક્યાં ઉપડવાનો છે, તેનો વિચાર કરે છે. કોઇ ઠેકાણે સિપાઇઓ ઇશ્કબાજીની ગઝલો ગાઇ રહ્યા છે, કોઇ સ્થળે પરીઓની વાતો ચાલી રહી છે, કોઇ સ્થળે "કીદર હે જાનેમંદ"ની વાતો ચાલે છે, કોઇ સિપાઇ 'અલ્લાહ બિલ્લાહા'ને યાદ કરે છે, ને કોઇ કોઇ દિલરુબાની યાદમાં એક તારો તંબુરો વગાડી ગમ્મત મેળવે છે અને કોઇ યુદ્ધમાં જય થશે તો મોટી લૂટ મળશે, તેવી આશાથી માશુકને રાજી કરવાના વિચારમાં ગુલતાન બન્યા છે. એ સમયે શાહબુદ્દીન ઉર્ફે મહમ્મદ ઘોરીનો તંબુ કાર્યમંત્રીઓથી ભરાય છે.

દિલ્હીપર સ્વારી લઇને મહમ્મદ ઘોરી આવ્યો છે. તેને વિચાર થાય છે કે, બે વાર પરાજય પામીને નાઠો ને જો હિંદુઓમાં ફૂટફાટ નહિ હશે તો કદાચિત્ આ ત્રીજી વેળા પણ પરાજય થશે. તેથી તેણે પોતાના આપ્તમંડળને આ વખતે આમંત્રણ કીધું. સૂર્યનારાયણ અસ્તાચળપર પધારે છે, વાયુની ઉષ્ણતા મટી છે, ને શીતળ સમીર વાહે છે, તેવામાં બનીઠણીને, વાતોના ગપાટા મારતા, મૂછપર હાથ દેતા, ધીમે ધીમે, સર્વે મુસલમીન અધિકારીઓ આવ્યા; ને પોતપોતાને થાનકે બેઠા. શાહબુદ્દીન ૪૦ વર્ષનો યુવાન્ છે, તેની કાઠી મજબૂત છે, મોં ભરેલું છે પણ અંગ સૂકું છે, બાહુની પિંડીઓ ઘણી કઠણ છે, તેના મોંપર સાહસનું ચિહ્ન પ્રકટ દેખાય છે. તે છેક કાળો નથી તેમ તેને ગોરો કે ઘઉંવર્ણો પણ કહેવાશે નહિ. એક ખુરસીપર તે બેઠો હતો. સર્વે અધિકારીઓ આવ્યા પછી તે આ પ્રમાણે બોલ્યો.

મહમ્મદ—જો તર્કીબ યા બંદિશ બાંધી ગઇ હૈ, ઉસ્સે સમઝ પડતા હૈ કિ ઇસ મર્તબઃ હમ લોગ જરૂર ફતેહયાબ હોંગે. આખિરી મર્તબઃ કે જંગસે બખૂબી જાહિર હો ગયા હૈ કિ બામુકાબિલ ઔર બાઇમાનકી લડાઇમેં ઇન હિંદુઓકો શિકસ્ત દેના હર્ગિજ આસાન નહીં

હૈ. બલ્કિ જો બંદિશ હમ લોગોને બાંધી હૈ, ઇસ્સે ઇસ મર્તબઃ ફતહયાબકી ઉમ્મેદ પાઇ જાતી હૈ.'

એ ભાષણ સાંભળી સભાસદવર્ગ સૌ મહમ્મદ ઘોરીના વિચારને એકમત થયો ને સૌ બોલ્યા, "જી, હાં હજૂર ! બજા ફરમાતે હે; હજુરકી બંદિશસે બેશક, જંગમેં ફતહયાબી હોંગી."

મહમ્મદ ઘોરી:–"હિન્દુ લોગ, જૈસે ઔર ઇલ્મકે ઉસ્તાદ હૈ વૈસેહી રિયાજી ઔર નજૂમ વગૈર હમેંહી મહારત ઔર કમાલ રખતે હૈ, વૈસેહિ દુનિયવી કારખાનીમેં અકસર નિહાયત બેવકૂફ દેખ જાતે હૈ. વે મુતલક નહીં જાનતે કી દગાબાજી કરને ઔર મૌકે જૂઠ બોલનેસે કયા કયા ફાયદે હાસિલ હોતે હૈ, યહાં તક કી અગર ઉનકે જાનપરભી નૌબત આજાવે તાભી વે જૂઠ નહીં બોલતે. ખૈર, ઇસે તો દકિનાર કીજિયે, યહ બેવકુફી દેખિયે કિ જંગમેં ભી વે સબ બ્રાઇમાન લડતે હૈં. બાવજુદ દગેબાજી કે અગર કોઇ સખ્સ બાઇમાન લડના ચાહે તો હર્ગિઝ ઉનપર ફતહયાબી હાસિલ નહીં કર સકતા. દેખો હઝરત શિકન્દરશાહભી પારસ વગૈરહ મુલ્કોકો ફતહ કરને પરભી હિન્દુઓ કે રાજા પુરુકે સાથ બાઇમાન લડનેકી હિમ્મત ન કર સકે. ઉન્હોંને ભી લાચાર હોકર ઇન્હેં સાથ દગેબાજીકે શિકસ્ત દી થી. ઔર અગર હમ ભી ફતહ પા સકતે હૈ તો સિર્ફ ઇસી દગેબાજી ઔર બાન્દિશકી મદદસે."

મીરમ્યાનુદ્દીન:–"વલ્લાહ જાને તાઅજ્જુબ હૈ કી એ બેવકુફ હિન્દૂ લોગ જંગકે મેદાનમેં ભી ઇમાનકી દુમ બાંધે ફીરતે હૈ, તબ તો બેશક ફતહયાબી હમે હાંસિલ હોગી. હમ લોગ હિન્દુ જૈસે બેવકુફ નહીં હૈ. ઇસ લિયે હમ લોગોંકો ખુદાકા શુક્ર ગુજાર હોના મુનાસિબ હૈં."

મહમ્મદ ઘોરી:–"હમ લોગોંકે સાબિક પાદશા હો જો બહર કે પાર હો. ફકત પચાસિહી બર્ષકે અંદર પશ્ચિમ દેશમે ભી પચાસ વર્ષ કે અપના કબ્જા કર લીયા હૈ; ઔર કુરાન શરીફકા સાદિક મજહબ ફૈલાયા થા. પસ અગર વે ઇન બહાદુર હિન્દુઓસે તીન સૌ બરસ ભી બાઇમાન જંગ કરતે રહતે તો કોઇ ભી બંદિશ યા ઉસ્તાદી હિન્દુસ્તાન કે ફતહયાબીમેં, કામ ન, આતિ. કુચ યહ નહીં, કી આખિરી મર્તબઃ ફક્ત હમ્હી લોગોંને શિકસ્ત પાઇ, નહીં, હાં હિન્દુઓસે જંગ શરુ હોનેકે પેશ્તર તબસે લેકર ઇતને રોજ તક ફિર કભી હમ લોગ ઉન્હે શીકસ્ત ન દે સકે. ઇસી લિયે કહતા હું કિ ઇન ઇમાનદાર ઔર બેવકૂફ હિન્દુઓકે માનિન્દ હમ લોગોંકા જંગમેં શિકસ્ત દેના કોઇ આસાન બાત નહીં હૈ. બાવજૂદ કિ હિન્દુ લોગ દુસરે બાતોમેં હમસે જ્યાદાતર અકલમંદ હૈ તો હમ હમ લોંગકી ચાલાકી કો વે હર્ગિઝ નહીં પા સકતે, વે લોગ ઇમાન કે

૭

ઇસકદાર પા બન્દ હૈ, કિ હમ લોગોંકે દગેબાજી કે સાથ લડને પર વે સબ હર્ગિઝ ઇમાન ન છોડેંગે. ઇસલિયે બહુત જ્યાદા મુમુકિન હૈ કે ઇસ મતલબઃ હુમ્હીં લોગ કૃતહયાબા હૈ. ઇન્હી સબ આશાઓસે ઇસ બાર હમ લોક યહાં આયે હૈં."

કુતબુદ્દીનઃ—"જનાબને જો કયહાં વો રાસ્તહી ઔર દરોબસ્ત હૈ. ઇમાન ન છોડનેસે યે સબ હિન્દુઓ આપોઆપ શિકસ્ત પાયેગા."

એટલામાં એક પહેરેગીરે આવીને કહ્યું, "ગરીબપરવર, ખુદાવિંદ! એક હિન્દુ આવ્યો છે, ને તે હજૂરની મુલાકાત લેવા ઇચ્છે છે. અમે તેને દૂત—જાસુસ ધારીને પકડ્યો છે."

મહમ્મદઃ—"અગર વહ ગોઇન્દા હૈ તો ઉસે કેદ કર રક્ખો, યહાં લાનેકી કોઇ જરૂર નહીં હૈ."

પહેરેગીરઃ—"ખુદાવંદ, કેદી કહે છે કે હું જાસુસ નથી."

મહમ્મદઃ—"અગર વહ દરહીકત ગોઇન્દા હૈ તો બતલાવેગા ક્યોં? ફિર ચાહે વહ ગોઇન્દા હો યા ન હો, હમ લોગોકો અપને મતલબ નિકાલનેકે લિયે હિન્દુકી સકલ કોમ ગિરફતાર કરના જરૂર હૈ. તુમ જાવ, ઉસે નજરબન્દ કર રક્ખો.'

એટલું સાંભળવા છતાં પણ પહેરેગીર ગયો નહિ, ત્યારે તે પુનઃ બોલ્યો "ઔર કયા બાત?"

પહેરેગીરઃ—"કેદી કહે છે કે, મને પકડી કેદખાને મોકલવાથી આપનું કદી પણ કલ્યાણ થવાનું નથી, પણ ઉલટું નુકસાન થશે."

મહમ્મદ—(સક્રોધ) "કયા! ઉસકે ખૌફસે હમ લોગ અપની કા... ગુજારીસે બાજ આવેંગે? ઉસેં કૈદ કરનેંસે હમારા કયા નુકસાન હોગા?"

પહેરેગીર—"તે કહે છે કે, તેથી આપને યુદ્ધમાં જય મળશે નહિ."

મહમ્મદ—"જંગસે? ઉસ્સે કયા રિશ્તા હૈં?"

પહેરેગીર—"તે કહે છે કે, હું આપને યુદ્ધમાં વિજય કરાવી શકું."

મહમ્મદ—"ક્યોં કર?"

પહેરેગીર—"તે તો તેણે કહ્યું નથી, પણ તે કહે છે કે તેનું વર્ણન હજુરની રુબરુ કરીશ. અમે તેને ઘણો ડારો દીધો ત્યારે એટલું જ કહ્યું છે. હવે હુકમ હોય તો હજૂરમાં લાવું."

ક્ષણભર મહમ્મદ ઘોરીયે વિચાર કરી, પહેરેગીરને તે કેદીને લાવવાનો હુકમ આપ્યો, એટલે તુરત જ તેણે તે હિદુને હજૂરમાં ઉભો કીધો. એ વિજય હતો. મહમ્મદ ઘોરીએ એક આસનપર વિજયને બેસાડ્યો, ને પુછ્યું, "આપકા આના યહાં કિસ ગર્જસે હુઆ?"

વિજય–"આપનાપર ઉપકાર કરવા."

મહમ્મદ–"આપ હિન્દુ હોકર હમ મુસલ્લિમાન લોગોંકા ફાયદા પહુંચાને આયે હૈ યહ ક્યોંકર મુમકિન હો સક્તા હૈ? આપ ઉપકાર કિસે કહતે હૈ?"

વિજય–"ખુદાવંત, આપ જાણો છો કે, દિલ્લી જિતવું, ને યમલોકમાં જવું, એ બેનો બરાબર છે. એ આપના હવાઇ કિલ્લા જ છે. ગઇ વેળા આપ દૈવસંયોગથી જ બચી ગયા, પણ આ વેળા તો કદી પણ બચાવાના નથી. દિલ્લી જિતવા ગયા પછી જીવતા પાછા ફરવું, એ તો આશા જ રાખતા નહિ."

મહમ્મદ–"ઇસકો તો હમ લોગોં મંજૂર કરહી કર આયે હૈ. ક્યા હમ લોગોંકો ખૌફ દિખલાનેકે લિયે આપ યહાં આયે હૈ?"

વિજય–"જી, નહિ! જે એ વિપત્તિથી આપને બચાવે તેને હું જાણું છું, ને તે વાત કહેવાને હજુરમાં આવ્યો છું."

મહમ્મદ–"યહ કૌન હૈ? આપ? તો આપ કૌન હૈ"

વિજય–"હું કોણ છું, તે જાણવાથી આપને શું ફળ છે? હું ગમે તે હોઉં; પણ મારી સહાયતાથી આપને જય થાય તે કંઇ થોડી વાત નથી."

મહમ્મદ–"બગૈર વા કફીયત હાંસિલ હુવે મ ક્યોંકર જાનૂં કિ આપ મેં કિસ કદર તાકત હૈ? અગર આપહીપર ફતહયાબી યા શિકસ્ત મુકદમ હૈ તો બગૈર પેસ્તર શિનાખ્ત હાંસિલ હુવે હમ લોગ હર્ગિઝ આપપર એતકાદ નહીં કર સકતે."

વિજયે જોયું, કે નામ જણાવ્યા વગર છૂટકો નથી, તથાપિ મહમદ ઘોરી શું કહે છે, તે જાણવાને કે બોલ્યો "જો હું મારું નામ હિ જણાવું તો?"

મહમ્મદ–"તો આપ હમ લોગોંકે કૈદી હૈ."

તે સાંભળી વિજયનું મોઢું ઉતરી ગયું, તે લાલ થઇ ગયો, ને ક્રોધથી સગર્વ બોલ્યો, "ત્યારે આપ મારું નામ જાણવા જ ચાહો છો? એમ જ કે? તો જાણો કે હું દિલ્લીશ્વરના મંત્રીનો પુત્ર વિજયસિંહ છું." તે સાંભળતાં જ, એક સભાસદ અધિકારી બોલી ઉઠયો, "ઠીક ઠીક, વજીરના પુત્ર એ જ વિજયસિંહ છે, હું એમને પિછાણું છું, કેમકે જ્યારે હું એલચી થઈ દિલ્લી દરબારમાં ગયો હતો ત્યારે મારે એમની સાથે મિલાપ થયો હતો. એ સભામાં આવ્યા ત્યારના જ મેં ઓળખ્યા હતા, પણ નામ નહિ યાદ આવવાથી મુગો રહ્યો હતો." તે એલચીના કહેવાથી મહમ્મદની ખાત્રી થઇ કે, એ મંત્રિપુત્ર છે, ને મનમાં વિચાર્યું કે, એની સહાયતાથી અવશ્ય જય મળશે, તેથી એને સંતુષ્ટ કરવાની

તેને લાલચ થઇ. દુર્બલપર પ્રભુત્વ બતાવવા ને પ્રાર્થના કરનારનો પણ નિર્દય રીતે દ્રોહ કરવામાં મુસલમીન લોકો ઘણા ચતુર હોય છે. તેમ જ ક્ષમાવન્ત મનુષ્ય નિકટ નમ્ર થઈ સ્વાર્થ સાધવામાં પણ નિપુણ હોય છે. મહમ્મદ ઘોરીએ જોયું કે, વિજય કંઈ કરી શકશે એટલે તેનો ગર્વ ગળી ગયો ને વિનીત સ્વરથી તે બોલ્યો.

મહમ્મદ–"મુઆફ કીજિયેગા, મૈંને ફકત આપકી વાકફીયત હાસિલ કરનેકે લિયે હમ સખ્ત કલામોંકા ઇસ્તિયામાલ કિયા થા. મૈં સમજતાહૂં કિ આપ હર્ગિઝ કૈદ હોનેસે ખૌફ નહીં ખાતે!"

તે સાંભળી વિજય મનમાં હસ્યો કે, ચતુરે ચતુરાઈ ચલાવી. મહમ્મદ ઘોરીનું કપટ ચરિત્ર સમજવા છતાં, તેના વિનીત સ્વરથી સંતુષ્ટ થઇને કોઇપણ પ્રકારે મહમ્મદ ઘોરીને જય આપવવા તે ઉત્સુક થયો.

મહમ્મદ–"અચ્છા, કહિએ આપ હમ લોગોંકી મદદ ક્યોંકર કર સકતે હૈં?"

વિજય–"આપ શું એમ જાણો છો કે એક વિધર્મી મનુષ્ય સ્વાર્થ શૂન્ય હોઇને જ આપના મંગળ માટે અત્રે સુધી આવે?"

મહમ્મદ–"નહીં! યહ બાત દિલમે નહીં આતી. અગર હમ લોગોંકા ફાયદા કરકે આપભી કુછ મુઆબજેકી ઉમ્મેદ કરેં તો મૈં સમજૂં!"

વિજય–"તો, ઠીક, આપને આ યુદ્ધમાં યશ મળે તો આપ શું આપશો?"

મહમ્મદ–"આપહી કહિયે, આપ ક્યા ચાહતે હૈં?"

વિજય–"સિંહાસન."

મહમ્મદ–"તો ફિર હમ લોગોંકો જંગસે ક્યા ફાયદા હોગા? ક્યા આપ ખ્યાલ કરતે હૈંકી બહુતસે લોગોંકા ખૂન બહાનાંહી હમ લોગોંકી મુરાદ હૈ?"

વિજય–"જી, નહિ! પ્રથમ તો આપને એ લાભ છે કે, જય મળવાથી પૂર્વના અપમાનનો બદલો મળશે, અને બીજો એ લાભ કે, પુષ્કળ દ્રવ્ય લઇને આપ દેશ જશો. પણ મારી સહાયતા નહિ હશે તો એમાંના કોઇની આશા નથી."

મહમ્મદ–(હસીને) "ઇસ મર્તબઃ હમ લોગ હિંદુઓકે ફૌજકી બનિસ્બત કિસ કદર જ્યાદા લાયે હૈ, એ ક્યા આપ નહીં જાનતે? ઔર ફિરભી એસા કહતે હૈ? ઇતની ફૌજપરભી બગૈર આપકી મદદ, હમ જંગમેં ફતહયાબી હાંસિલ ન કર સકે યહ વાત કાબિલએતકાદ નહીં હૈ."

વિજય–"આપની પાસે દિલ્લીશ્વરથી દશગણી પણ વધારે સેના હશે, તથાપિ મારી સહાયતા વગર આપને જય મળશે, એ અસંભ-

વિત જ છે. પરંતુ આપને મારી સહાયતાની ઇચ્છા નહિ હોય તો હવે હું વિદાય થઇશ." (એમ બોલીને તે ઉઠ્યો ત્યારે).

મહમ્મદ–"ખૈર! ફર્જ કિયાકી આપના કહેના સચ હૈ, ઔર અગર હમ લોગભી આપસે મદદ લેનેમેં તયાર હોં તો કયા તખ્ત કે સિવાય ઔર કિસી તૌર આપ રાજી નહીં હો સકતે?"

વિજય–"નહિ ખુદાવિંદ!"

તે સાંભળતાં મહમ્મદ ઘોરીનું મુખ રક્ત થઈ ગયું ને કપાળપર પસીનો વળ્યો. તેણે વિચાર્યું કે, નરમ થવાથી કામ થઈ શકશે નહિ, તેથી તે ક્રોધિત થઈ બોલ્યો.

મહમ્મદ–"અગર જબ આપકી ખ્વાહિશ પૂરી કરનેમેં હમ લોગ રાજી નહોગે તો શાયદ આપકી મદદ હમ્હીં લોગોંકો કરના હો, ક્યોંકી ઇસ બખ્ત આપ હમ લોગોંકે હાથ હૈ, કુછ હમ લોગ આપકે કબ્જેમેં નહીં. અગર આપ હમારી મદદ નહિ કરતે તો હમ પૃથિરાજકે પાસ પહલા ભેજેંગે કિ આપ હમારી મદદ કરને આયેથે. ઉસ હાલતમેં ફીર આપ અપને મુલકમેં ન જા સકિયેગા. આપભી બગૈરા ખ્યાલ કર દેખિયેકિ બગૈર હમ લોગોંકી મદદ કિયે ઔર કિસી તૌર આપ રિહાઇ નહીં પા સકતે."

ઘોરીનું તે બોલવું સાંભળી વિજય ઘણો ગભરાયો, કેમકે તે આ શત્રુને હાથ હતો. જે મનુષ્ય બીજાની હાનિ કરી પોતે સુખ મેળવવા ઇચ્છે છે તે ધોબીના કૂતરાની ગતિને પામે છે. ક્રોધ, હિંસા અને લોભને વશ થયેલા, વિજયને શાહબુદ્દીન ઘોરીનું એ વચન સાંભળતાં ચાલવાની પણ શક્તિ રહી નહિ. તે મનમાં બોલ્યો, "જો હું અહિયાં આવ્યો જ નહિ હોત તો ઠીક થાત, અથવા મને પિછાણ્યો નહોત તોએ ઠીક હતું. કદાચ કાફર મને મહારાજા પાસે મોકલે તો મારે પલકમાં જ મરવું પડે." પછી તે સુકાતે મોંઢે બોલ્યો, "ઠીક છે, ખુદાવિંદ જેમ ઠીક લાગે તેમ આપ કરો. આપ ના પાડો છો તો હું જઇશ." મહમ્મદે પણ જોયું કે, ડરાવ્યાથી પણ વિજય પાછો હઠે તેમ નથી, ત્યારે તે બોલ્યો કે, "યહ તો સચ હૈ, ખૈર! આપ રાજા હોંગે! અબ કહિયેકે આપ ક્યોંકર ઔર કયા મદદ હમ લોગોંકી કર સકતા હૈ?"

વિજય–"હું યુદ્ધમાં સેનાપતિ થઇશ, ને યુદ્ધ વેળાએ મારા સૈનિકો દૂર રહેશે, જેથી આપ જય મેળવી શકશો."

મહમ્મદ–"યહ તરકીબ તો ઉમ્દા નહીં."

વિજય–"તો કોઈ પણ નવીન ઉપાય શોધી આજથી પન્દર દિવસમાં ખુદાવિંદને જણાવીશ. પણ આપની વાતનો વિશ્વાસ શો?"

મહમ્મદ–"મેં મંજૂર કરતા હું."

વિજયે વિચાર્યું કે અહિયા ફસ્યો છું, તેમાંથી હાલ તો જેમ તેમ કરતાં છૂટવું જોઇએ, કેમકે જો આ વેળા એની વાતપર અવિશ્વાસ બતાવીશ તો જીવતો ઘેર જવા પામવાનો નથી; બાકી "મુસલમાન લોકોનું ઔર મંજૂર." એ તો ઠીક જ છે. કદાચ એ લોકો મારી વાત મહારાજાને જણાવે તો પણ માર્યો જઇશ. એ સર્વ વાતનો વિચાર કરીને નમ્રતાથી બોલ્યો, "ત્યારે આપે સર્વ વાત અંગીકાર કરી" મહમ્મદે કહ્યું "હાં, મંજૂર હૈ, અગર જંગમેં ફતહથાબી હાસિલ હોગી તો આપ બેશક આઇન્દકે' લિયે રાજા હોંગે, લેકિન અગર આપ ઇસ કામમેં ગફલત કરેંગે આ ધોખા દેંગે તો મેં બેશક આપકો સજા દુંગા. ઔર આપકી યહ ધોખાં બાજી રાજા કે રુબરુ જાહિર કરુંગા." આટલું બોલી મહમ્મદે મનમાં વિચાર કીધો કે, "જ્યારે આ મૂર્ખે પોતાના અન્નદાતા સાથે દગલબાજી કરી છે, તો એની સાથે દગલબાજી કરવામાં હું કંઈ અલ્લાહનો ગુનેગાર થઇશ નહિ. રાજ્ય મેળવ્યા પછી વિજય સિંહાસન માગે છે, ફટ્ ! ધિક્ક ! એને તો એના ફળનું–પરાક્રમનું મોટું ઇનામ મળશે, જેનાથી વધારેની આશા એ કદિ પણ રાખશે નહિ."

વિજય–"હું હમણાં રજપૂતાણામાં સર્વ રાજાઓને મળીને દિલ્લી જાઉં છું. આજથી પંદર દિવસપર દિલ્લીની પડોસની ઉત્તર દિશાની ડાબી બાજુએ આવેલા પર્વતપર આપનાં મનુષ્યોને મોકલજો, ને મેં કેવી યુક્તિ સિદ્ધ કીધી છે તે આપને જણાવીશ, પણ હવે આપ ધીમે ધીમે આગાઢી વધતા જાઓ."

મહમ્મદ-"તો ક્યાં રાજપૂતાનેકે તમામ રાજા મદદકે લિયે આયેંગે?"

વિજય–"હમણાં તો એ સર્વેએ જણાવ્યું છે કે આવીશું, પણ વાતમાં મેં કરામત કીધી છે, ને તેઓને એમ જણાવ્યું છે કે, આવો તો ભલા ન આવો તો ભલા. તેઓની મદદની અમને 'અપેક્ષા' નથી; લશ્કર હોય તેટલું ઠીક, તેટલા માટે જ આ પત્ર મહારાજશ્રીએ મોકલ્યો છે. મારી વાતપર તેઓને દૃઢ વિશ્વાસ બેઠો છે, એટલે ખરચ ખાતા ને વૃથા પરિશ્રમ વેઠતા કોઈ પણ રાજા દિલ્લી આવશે નહિ. પરન્તુ આપ મારી માંગણીનો અસ્વીકાર કરત તો, મારે પાછા જઇને તેઓને તેડી લાવવા પડત. પણ હું જાણુતો જ હતો કે, આપ મારી માંગણીનો સ્વીકાર કરશો; તેથી જ મેં આ રચના કરી છે."

મહમ્મદ–"તો ક્યા સબકે સબ આયા ચાહતે થે ?"

વિજય–"જી, હા. માત્ર જયચંદ્ર અને પવનરાજ જ નહિં. તેમ અમે તેઓની સહાયતા માગી પણ નથી."

મહમ્મદ–"જયચન્દ્રને તો હમેં કહલા ભેજા હૈ કિ ઐસાહી કરના ચાહિયે જિસ્સે પૃથિરાજકી ઇજ્જતમેં ફર્ક આવે, ઔર પોશીદા તૌર-સેવેભી હમારી મદદ કરનેકો તૈયાર હૈ, ઉને તો હમકું ગિઝની કાગદ ભેજાથા. ઔર ઇસકિ મદદકિ આશા હૈ."

વિજય–"તેમ હશે જ, કેમકે તે મહારાજનો શત્રુ છે."

એટલું કહી વિજય વિદાયે થયો. પૃથિરાજ, તેના સત્પાત્ર મંત્રી તથા કાર્યદક્ષ અમરસિંહે જેને અધિક વિશ્વાસપાત્ર ગણ્યો, તેણે આ રીતે વિશ્વાસઘાત કીધો. વિશ્વાસઘાતી મહાપાપી છે, ને તેનાં ફળ તેને વહેલાં કે મોડાં મળે છે જ.

વિજયના ગયા પછી પઠાણોનો અધિપતિ બોલ્યો, "આપ ઇસે યાંહકી બાદશાહત દિયા ચાહતે હૈં, અગર દર હકિકત ઐસાહિ હૂઆ તો ફિર હમ લોગોંકો દિલ્લી ફતહ કરનેસે ક્યા ફાયદા હોગા ?" તે સાંભળી મહમ્મદ ઘોરીએ કહ્યું, "ઔવલ ઉસકી મદદસેં હમ લોગોંકો ફતહયાબી તો હાસિલ કરને દો, પાદશાહત દેનેકી બાત તો ઇસકે પીછે ન હૈ ? ઇસ બખ્ત બહ અપને ખાતિરખાહ સમજ લેવે !" એટલી વાતચિતમાં એક બીજો બનાવ બન્યો.

કવિ ચન્દ્ર મુસલમાનોની છાવણીમાં શું ચર્ચા ચાલે છે, તે જોવાને નિકળ્યો છે, તે આપણે પૂર્વ પ્રકરણમાં જણાવી ગયા છિયે. ત્રીજે દિવસે સધ્યાકાળની વેળાએ તે મુસલમાનોની છાવણીથી થોડે દૂર આવેલા એક પર્વતપર ચઢી, ઉભો ઉભો દુર્બિન માંડીને સર્વ ચિકિત્સા જોય છે, તેવામાં મહમ્મદના તંબુમાં હિંદુ વેશધારી વિજયને જતો જોયો, એટલે તેને કુતૂહલ ઉત્પન્ન થયું કે, એ હિન્દુ કોણ? એ શા માટે આવ્યો હશે? એ વેળા સૂર્યનું ઝળઝળું હતું, તેથી ચન્દ્રપતિ ઘોરીના તંબુમાં જનાર વિજયને સારી રીતે જોઇ શક્યો. પણ તે કોણ હિંદુ ને શા કારણસર ગયો છે, તે જાણવા માંટે તે પર્વતપરથી ઉતર્યો અને ગુપચુપ, કુતરાની ચાલે ચાલતો છૂપાતો છૂપાતો તંબુ નજીક આવ્યો; અને તંબુની ઉપર છવાઇ રહેલું એક ઘનઘોર વડનું વૃક્ષ હતું, તેનાપર તે ચઢી ગયો. અંધારું હોવાથી તેને વૃક્ષપર ચઢવામાં કશી પણ હરકત નડી નહિ. વડ વૃક્ષપર બરાબર બેઠા પછી તંબુના મધ્યમાં, તલવારથી એક કાણું પાડ્યું, ને એક આંખ લગાડી જોયું તો મુસલમાનમંડળમાં વિજય બેઠો હતો. તેને જોતાં તે ઘણો આશ્ચર્ય પામ્યો.

ચોરી સાથે જે વાતચિત થઈ, તે સર્વે તેણે સંભાળથી સાંભળી લીધી; ને તે રાજદ્વારીનો દુષ્ટ વિચાર જાણવાથી અત્યંત ક્રોધિત થયો: તેનાં રુવેરુવાં ખડાં થઇ ગયાં. તેના મનમાં તો એમ જ થયું કે, તંબુમાં જઈ તેનું માથું ઉરાડી મૂકું. પણ તે વિચાર મનમાં ઠસાવતાં એમ પણ લાગ્યું કે, તેમ કરતાં તેનું પોતાનું મસ્તક પણ સલામત રહેશે નહિ. તે વૃક્ષપરથી ઉતર્યો, પણ મનમાં ક્રોધ, ઉદ્વેગ, તિરસ્કાર તથા રોમે રોમે બળત્રા વ્યાપવાથી તેનું મન સ્થિર રહી શક્યું નહિ, ને તેમ થવાથી તેના પગનો સંચાર સંભળાયો, વૃક્ષની ડાળી કકડી, પાતરાં ખડખડ્યાં, જે સાંભળી પહેરેગીરો નજર કરવા લાગ્યા. તેઓ વૃક્ષ સમીપ ગયા. ભરતખંડના દુર્ભાગ્યને યોગે એવામાં ચન્દ્રનો પ્રકાશ પણ થયો, ને જેવો ચન્દ્રપતિ વૃક્ષપરથી કૂદી નાઠો, કે તેની પાછળ પાંચ પંદર સિપાઇઓ દોડ્યા. ચન્દ્રપતિએ તલવાર કાઢવાનો વિચાર કીધો. પણ અનેક સામા એક કોણ? તે સિપાઇઓને મારવા જાય, તો તેના જ તુકડા થઈ જાય, તેથી વિચાર્યું કે, હમણાં બચીશ તો કોઈ યુક્ત અયુક્તિથી છૂટી પૃથિરાજનો બચાવ કરી શકીશ. તે પકડાયો.

ભરતખંડના

પરવશપણાના પ્રારંભનો

એ દુર્ભાગ્ય-અંધકારમય દિવસ હતો.

ચન્દ્રપતિને પકડી મહમ્મદ પાસે લાવે છે, તેટલામાં દરવાજાપર વિજય મળ્યો. કવિના અંગમાં શૂર, અતિ માન ને ક્રોધ એકે સામટાં ઉભરાઈ આવ્યાં હતાં, તેથી વિવેક અવિવેક ભૂલી જઇને બોલ્યો, “અરે ચંડાળ! અરે માતૃદ્રોહી ધોઝારા! ઓ પાખંડી! ધિક્કાર છે, થુ છે, તું તારી માતાને પેટે પથરો પડ્યો હોત તો આજે આવો દિવસ આવત નહિ. રાજ્યલોભથી તું અનિષ્ટ કર્મ કરવામાં પ્રવૃત્ત થયો છે, પણ સ્મરણમાં રાખજે કે, તું ટળવતો મરશે.” આટલું બોલતાં કવિએ તલવાર ખેંચી, પણ પહેરેગીરે ધક્કો મારી તલવાર છીનવી લીધી.

ભરતખંડના પૂર્ણ પ્રકાશિત સૂર્યના તેજોમય દિવસની વૃદ્ધિ માટે, કવિ ચન્દ્રે મૌન ધર્યું હોત, વિજયને મહમ્મદ સાથે થયેલી વાતચિત છુપાવી હોત તો કેવું સારું થાત? પણ દુર્ભાગ્ય ભરતખંડને લીધે કવિ ખામોસી ધરી શકયો નહિ. જો તે એક બે કલાક ચૂપ રહ્યો હોત તો કદાચ વિજયની પ્રાર્થનાથી મહમ્મદ તેને સ્વતંત્ર કરત. કવિની ચતુરાઇ એ વેળા કંઇ જ કામ નહિ આવી. તેણે મિથ્યા વાત ઉડાવી દીધી હોત તો શી હરકત હતી? પણ સત્ય વાત જણાવી દેવાથી

વિજય પાછો મહમ્મદ ઘોરી પાસે આવ્યો ને જણાવ્યું કે, એને કદી-પ્રણ છોડશો નહિ; કેમકે તે જાણતો હતો કે, કવિ છુટ્યો તો તે મુવો જ. વિજયના કહેવાપરથી ચન્દ્ર કવિને મહમ્મદે ક્રૂરતા બંદોબસ્તથી સખ્ત કેદમાં પૂર્યો.



## પ્રકરણ ૧૩ મું

### દરબાર



દિલ્હી ! ભરતખંડની રાજધાની દિલ્હી ! વિદેશીઓને મોહિત કરી પોતાપ્રતિ નિરંતર લલચાવનારી, ચક્રવર્તિઓની શોભારૂપ, શત્રુઓને ભયંકર, ધનધાન્યથી પરિપૂર્ણ, શૂરવીરોને આનંદ દેનારી, નામ સુણતાં વીર્યનો વધારો કરનારી દિલ્હીની રમણીયતા તથા ઐશ્વર્ય આ વેળા પૂર્ણ ભભકામાં હતાં. હાટ, ઘાટ ને વાટ; રાજમહેલ ને વીર ક્ષત્રિયોનાં ભવનો ઝળહળતાં હતાં; ઉદ્યોગ ઉદ્યોગ ગાજી રહ્યો હતો; વ્યાપારીઓ દોડધામ કરતા હતા; કારીગરો ઉત્તમ કારીગિરિ બનાવવામાં મચેલા હતા; સૈનિકો પોતાના સ્વાધીનનાં સૈન્યને ઉત્તમ શસ્ત્રોથી સમરાંગણની શિક્ષા દેતા હતા; વિદેશીઓની આવજાવ ત્યાં નિરંતરની હતી; રાજમાર્ગોની રચના પૃથિરાજે નૂતન બનાવી હતી. ઠેરઠેર ફુવારાઓ ને ઉદ્યાનોની રચના નેત્રને ઠંડક આપતી હતી; યુદ્ધનું નામ સાંભળી ક્ષત્રિય વીરો ઉછરંગથી નિકળી પડતા હતા; પ્રજા સુખી હતી; સહુ મહારાજા પૃથિરાજનો જય ઇચ્છતા હતા; જમીનનું મહેસુલ એટલું તો થોડું હતું કે, કોઇને ફરિયાદનું કારણ જ હતું નહિ; કરનું તો નામે નહોતું—માત્ર જમીનના ઉત્પન્નમાંથી જ રાજ્યનો વ્યવહાર ચાલતો હતો. પૃથિરાજનું નિઃસીમ બળ એવું તો પ્રકાશિત હતું કે, યવન ચઢી આવ્યો છે તે જાણ્યા છતાં કોઇના મનમાં ઉચાટ નહોતો. પ્રજાગણ જાણતો હતો કે, એક નહિ પણ અનેકવાર પરાભવ પામેલો શત્રુ યશદાયી થવાને ભાગ્યવંત થશે નહિ. દેશમાં પરસ્પર કલહ હતો, પણ પરદેશી અતિથી ભયનું કારણ છે, એમ કોઇને સ્વપ્નમાં પણ નહોતું. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર સર્વે પોતપોતાના યથાયોગ્ય ધર્મે વર્તતા હતા, તે સાથે ચક્રવર્તીના માંડલીકો રાજ્યનું શ્રેય ઇચ્છી, કાર્યવશાત્ આશ્રય આપવામાં પાછી પેની કરતા નહિ. સામંતમંડળ સદા જ રાજ્યનું કલ્યાણ ઇચ્છતારો હતો. પૃથિરાજના ત્રાસથી ચારે દિશાના અન્ય રાજાઓ થરથર કંપતા હતા.

એવા દિલ્લી નગરમાં, અતિ સુશોભિત દરબારભવનમાં, ભારતના આનંદરૂપ પૃથિરાજ, જેમ ગગનમંડળવિશે તારાગણમાં ચન્દ્ર શોભે તેમ સભા ભરી બેઠા છે. તેનું શરીર બળવાન્, તેનું લલાટ પ્રકાશિત, નાસિકા સુઠામને સઘન છે. મુખ કૃષ્ણવર્ણ છતાં ભરાઉ છે, બે નેત્રો કમળ સમાન દીર્ઘ ને ઉજ્જ્વળ છે, પણ તેમાં દ્રઢતાનો વાસ છે. ક્ષત્રિય તેજને સરળતાના સમાગમથી તેના મુખની પ્રભાવશ્રીપર એક નૂતન પ્રકાશ છવાઈ રહ્યો છે ને તે તેની શોભામાં અલૌકિક સૌંદર્ય દાખવે છે. તેનું વય એ સમયે માત્ર પાંત્રીસ વર્ષનું છે.

પૃથિરાજના સિંહાસન સમીપના બીજા સિંહાસનપર કુશાસન બીછાવી વીર મુકુટમણિ યોગીન્દ્ર સમરસિંહ બેઠા છે. દેશમાં યવનનું પ્રયાણ થયું છે, તથાપિ પૃથિરાજે કંઈ પણ તેવી જાણવા જેવી તૈયારી કરી જણાતી નથી. તે નિશ્ચિંત બેઠા છે, ને એ પરદેશી કુત્રાઓને હાંકી કાઢવામાં તે વળી ઉદ્યમ કેવો, એમ તે માને છે. તથાપિ મિત્ર તથા સંબંધીને સહાય કરવા પોતાના અજિત્ય સૈન્યદળ સહિત સમરસિંહ દિલ્લી આવ્યો છે. આજે, પૂર્વનો સમરસિંહ નથી, પણ કાળના પરિવર્તનથી તેનામાં પણ પરિવર્તન દેખાય છે. તે હમણાં યુવાન્ નથી, પણ ઉડતાલિસ વર્ષનો અનુભવી, ઘડાયલો ને દુઃખિયારો દેખાય છે. કરણસિંહનો જળવાસ થયા પછી તેણે દેવી ચામુંડા સમીપ મુકુટનો ત્યાગ કરી જટા ધારણ કીધી છે. તે જટા આજે વધીને મસ્તકથી ખાંધપર ફરી વળી છે; ને દાઢી વધીને તેના વિશાળ વક્ષસ્થળને ઢાંકી દે છે. મસ્તક, દાઢી ને મૂછના કેશ શ્વેત થઈ ગયા છે. ચિન્તા સદા દુઃખદાયી છે, ને તેમાં પુત્ર મરણનો શોક ને ઘા શલ્યપેરે હમેશાં ખટકયા કરે છે. યોગીન્દ્રના ગળામાં કમલાક્ષની માળા શોભી રહી છે, તે જાણે શ્રીમહાદેવના કંઠમાં સર્પની માળા હોય એવી ભાસે છે. આટલું છતાં તેના શારીરિક, માનસિક તેજમાં કંઈ ન્યૂનતા આવી નહોતી. અવસ્થાએ પહોંચવાથી ને દુઃખ પડવાથી તેની મુખમુદ્રા અધિક ગંભીર જણાતી હતી. યુવાવસ્થા કરતાં આ વેળાએ એના મુખ સામા દૃષ્ટિ કરતાં વિશેષ ભક્તિભાવ ઉત્પન્ન થાય, તેવું તેનું વદનકમળ હતું. તેમ મુખમુદ્રા પ્રતિ દૃષ્ટિ કરતાં ભય પણ અતિ લાગતો હતો. મસ્તકપર

પૂર્વોક્ત ઠરાવ પ્રમાણે આજે સામંતો સાથે સભા ભરી, પૃથિરાજ બેઠો છે. પ્રજા તથા બીજા સરદારો પણ શું કાર્ય થાય છે, તે જાણવાને આવેલા છે. થોડીક વાતચિત થઇ ને પ્રજા સંતુષ્ટ થઇ ઘેર વિદાય થઇ. માત્ર, સમરસિંહ, પૃથિરાજ, અમરસિંહ, વૃદ્ધમંત્રી, પટાવત ચંદપુંડિર, સામંત આગસિંહ, વિલાસસિંહ, વજસિંહ, વિજયસિંહ આદિ

---

બહુ સાહસિક, ધીર, કુશળ ને નિપુણ હતો; સભામાં અતિ પ્રજ્ઞ, સુવિવેચક અને સદ્વક્તા હતો. તે સ્વભાવે શાંત તથા અતિ ધાર્મિક હતો. પ્રત્યેકસમયે તેનો ધર્મભાવ અને સામાજિક પ્રેમ પ્રત્યક્ષ જણાતો હતો. તેના તાબેદાર રાજાઓ ને સેનાના લોકો તેના પ્રતિ બહુ પ્રીતિ રાખતા હતા, ને પૃથિરાજની સેના અને સામંતો તેના પ્રતિ ભક્તિભાવથી જોઇ, ઘણું સન્માન આપતા હતા. તેના જેવો યુદ્ધયાત્રામાં સમય લક્ષણનો નિર્ણાયક કોઇ પણ વિરલો નહોતો, તેમ જ રણક્ષેત્રમાં વ્યૂહરચનામાં તે એક્કો હતો. તે અસ્ત્ર ને શસ્ત્ર ચલાવવામાં નિપુણ હતો. યુદ્ધ થયા પૂર્વે કે પછી સમરસિંહના શિબીરમાં સર્વે રાજાઓ મળતા ને વિચાર કરતા હતા, ને તેના જ્ઞાનથી ચકિત થઇ, તેના યથાર્થ મધુર વાક્યથી સર્વ કોઈ સંતુષ્ટ થતા હતા. કવિ ચંદ બરોટ કહે છે કે, રાજ્યશાસન, મંત્રી નિર્વાચન, રાજ્યદૂત પ્રેરણ ઇત્યાદિક કાર્યમાં પૃથિરાજ જ નિપુણ થયો હતો, તે તેનો પ્રતાપ હતો. સમરસિંહ જ્યારે જ્યારે મળતો ત્યારે ત્યારે વાતોમાં કર્તવ્યાનુષ્ઠાન, તેમાં વિશેષતઃ રાજપૂતોની રાજ્યભક્તિ, પ્રાણાર્પણના સંબંધમાં બહુ ઉત્તમ શિક્ષા આપતો હતો. આ બધા સદ્ગુણો ઉપરાંત સમરસિંહમાં એક પ્રાધાન્ય ગુણ એ હતો કે, તે અહંકાર રહિત હતો. પૃથિરાજ અને જયચન્દ્ર આદિ ભારતવર્ષીય રાજાઓ વૃથા યુદ્ધ અને વિવાદમાં પ્રવૃત્ત થતા હતા. પણ સમરસિંહ તો સ્વાર્થ લોભની વાત જ જાણતો નહોતો, તેમ અહંકારથી કંઇ પણ કાર્ય કરતો નહોતો. જો જરૂર પડતી તો જ યુદ્ધ કરતો, અથવા કોઇને સહાય કરવા જતો. કર્નલ ટોડ પણ એનાં ઘણાં વખાણ કરે છે, દક્ષતા ને વીરતામાં એ મેવાડના રાજાઓમાં સર્વોપરી ગણાયો છે. અને પૃથિરાજ રાસામાં રાજનીતિ વર્ણવી છે, તે, કવિ ચંદ લખે છે કે, તેના બોધનો પ્રતાપ છે.

[illegible]

બેઠા છે. એટલામાં એક પહેરેગીરે આવી જણાવ્યું કે, યવનદૂત કંઈ સંદેશ લઈ આવ્યો છે. સભામાં આવવાની પૃથિરાજે તરત આજ્ઞા આપી.

મહમ્મદ-ઘોરી દિલ્હી જિતવા ને પૂર્વનું વેર લેવા આવ્યો, તે વેળા એણે આ દૂતને મોકલ્યો હતો, પ્રથમ મુલાકાતે દૂતે મ્હારાજાને જણાવ્યું કે, "મહમ્મદ ઘોરી સિપેહસાલાર વિનયથી જણાવે છે કે, તમે ગજનીના સ્વામીનું આધિપત્ય સ્વીકારી, દંડ દો; નહિ તો રાજ્ય ત્યજો." પૃથિરાજે તેને ઉત્તર આપ્યો, "હે દૂત! તું જઇને મહમ્મદ ઘોરીને જાણ કર કે, વિના પ્રયોજને ધગધગતા અગ્નિમાં શા માટે ઝંપલાવે છે? પૂર્વની વાત વિચાર કરી સિધો સિધો પાછો ગીજની જા! પ્રથમના યુદ્ધમાં મેં દયા લાવીને તેને જીવિતદાન આપ્યું છે તેનું સ્મરણ કર. અને આ વેળાએ મૂર્ખ બનીને લડવા આવ્યો છે, તે માટે ક્ષમા માંગી જીવતો જા, હું તને જીવતો જવા દઇશ." આજે તે સંદેશાનો જવાબ લઇને યવનદૂત પુનઃ આવ્યો છે.

પહેરેગીરે યવનદૂતને રાજસભામાં આણ્યો, એટલે મંત્રી વૃદ્ધ હોવાથી તરુણ મંત્રી તરીકે કાર્ય કરતા સામંત સૂરસિંહે પૂછ્યું, "હે દૂત! મહમ્મદ ઘોરીને મહારાજાએ જે કહાવ્યું હતું, તેનો તેણે શો ઉત્તર દીધો છે તે કહે." દૂતે હાથ જોડી, નમન કરી કહ્યું, "મહારાજ! મહમ્મદ-ઘોરીએ કહાવ્યું છે કે, "હું શું કરું? હું ખલિફો નથી, હું તો માત્ર તેનો સિપેહસાલાર છું, તેની આજ્ઞાનો ઉઠાવનાર છું. ખલિફા સાહેબે મને યુદ્ધ માટે મોકલ્યો છે, તેથી કદાચ મારો જાન પણ જાય તો દરકાર નથી, પણ હું પ્રાણપર્યંત યુદ્ધ કરીશ; તમે જો નમશો ને દંડ આપશો તો તે પાછો જશે. નહિ તો છેલ્લી ઘડી સુધી લડશે." દૂતને મુખે આ વાક્ય સાંભળતાં પૃથિરાજ સગર્વ બોલ્યો, "એમ જ છે, ને મહમ્મદ ઘોરી હાથે કરીને દુઃખ વહોરવા ઇચ્છે છે? તે સાપના રાફડામાં હાથ ઘાલવાની હામ ધરે છે, તો ભલે યુદ્ધે આવે, ને પુનઃ એકવાર ક્ષત્રિય વીરોના હાથનો સ્વાદ ચાખે."

પરરાજ્ય કાર્ય ને યુદ્ધમંત્રી, તે ભાષામાં દૂતને પ્રતિઉત્તર આપી રહ્યો કે, તુરત જ સભાના એક ખૂણામાંથી એક મનુષ્ય બોલી ઉઠ્યો, "હે દૂત! મહમ્મદ ઘોરીને કહે કે, આગલી લડાઇમાં તો મુસલમિનોનો પરાજય થયો ત્યારે અમારી આર્ય રીતિ પ્રમાણે, તેઓપર દયા કરી જીવતા જવા દીધા છે, પણ હવે તે બચવા પામવાનો નથી. તે ન્યાયાચરણનું આજે શું તે ફળ આપે છે કે? પુનઃ આ શાંત દેશમાં તોફાન કરવા તે શા માટે આવ્યો છે? પણ આ વેળા તો તેઓને યોગ્ય શિક્ષા થશે. યાદ રાખવું કે, એકપણ મનુષ્ય જીવતો આ પરાજયની ખબર પણ કરવાને જઈ શકવાનો નથી."

જે બાજુથી આ શબ્દ નિકળ્યો તે પ્રતિ સર્વની દૃષ્ટિ ગઈ, ને મહારાજે પૂછ્યું, "એ કોણ, વિજય? તું ક્યારે આવ્યો? જે કાર્ય માટે ગયો હતો તે થયું? અને તારી સાથે પેલો અપરિચિત મનુષ્ય કોણ છે?" વિજયને ક્ષેમકુશળ આવેલો જોઈ, વૃદ્ધમંત્રી ઘણો ખુશી થયો. તે બોલ્યો, "ભાઈ તું ક્ષેમકુશળ તો છે?" વિજયે મહારાજાને કહ્યું, "કાર્યની વાત પછી કહીશ, પહેલાં તો આ દૂતને જવાબ દઈ વિદાય કરો." પૃથિરાજે કહ્યું, "ઠીક છે." પાછું વિજયે કહ્યું; "મહમ્મદ ઘોરી ક્યારે લડવાને આવવા ઇચ્છે છે?" દૂતે કહ્યું, "એક મહિના પછી." પૃથિરાજે કહ્યું "બહુ રુડું. અમે તેની ઇચ્છા પૂર્ણ કરવા તત્પર છીએ. તેને જઇને કહે કે આજથી એક મહિનાપર અમે તેની સ્પર્ધા પૂર્ણ કરવા *થાનેશ્વરમાં રાહ જોઇશું. શાહબુદ્દીનને આટલું વિશેષ કહેજે, કે જ્યારે તું તારા ભાઈ ખલીફાનો સિપેહસાલાર છે ને તેના હુકમથી લડવાને તત્પર થયો છે, તો યાદ રાખવાનું આટલું જ છે કે, આગલી લડાઇમાં જે તમને જીવતા જવા દીધા છે, તે ખલીફાને માટે નહિ, પણ દયાને માટે; ને આ વખતે તમને કાપી નાંખીશું, તે ખલીફાને માટે નહિ, પણ તમારા પોતાને જ માટે."

પુનઃ મહારાજને નમન કરી, આશ્ચર્યચકિત થતો દૂત વિદાય થયો. પછી વિજયસિંહે રાજપૂતાનાના રાજાઓની મુલાકાત, તેઓએ કરેલો સાદર, યુદ્ધમાં આવવાને બતાવેલો ઉત્સાહ, કરેલી સૈન્યની તૈયારી, એ સર્વનો ઇત્થંભૂત વૃત્તાંત મહારાજાને કહ્યો. પછી તે બોલ્યો

---

* થાનેશ્વરનું પવિત્ર સ્થળ પંજાબના અંબાલા જીલ્લામાં દક્ષિણ ભાગમાં સરસ્વતી–શતદ્રુ નદીના તટપર આવેલું છે, ને મધ્ય ભાગમાં જ કુરુક્ષેત્રની જગવિખ્યાત જગ્યા છે. અહિંયાં જ પાંડવકૌરવનું પણ મહાયુદ્ધ થયું હતુ. ચીનાઇ પ્રવાસી હિયંગુ–ટિસંગ સાતમા સૈકામાં આ દેશમાં મહાત્મા બૌદ્ધની જગ્યાઓના દર્શનાર્થે આવ્યો હતો તે જણાવે છે કે, તે કાળે થાનેશ્વરનું સ્વતંત્ર રાજ્ય હતું, ને તેનો વિસ્તાર ૧૧૬૭ માઇલનો હતો. થાનેશ્વર અને કુરુક્ષેત્રમાં આવેલા પવિત્ર દેવોના દર્શન માટે પ્રતિવર્ષે હજારો યાત્રાળુઓ આવે છે; અને પવિત્ર સરસ્વતી "શતદ્રુ" નદીમાંથી વહેતા પાણીનો એક કુંડ છે, તેમાં સ્નાન કરવામાં આવે છે. એ કુંડ પ્રાચીનકાળમાં બાંધવામાં આવ્યો છે, ને તેમાં સ્નાન કરનારનાં સર્વ પાપોનો નાશ થાય છે એમ મનાય છે. પ્રત્યેક સૂર્ય અને ચન્દ્રગ્રહણ વેળા એ કુંડમાં સર્વ તીર્થો આવી મળે છે, એવી પુરાણોની કથા હોવાથી પણ એ કુંડનું મોટું માહાત્મ્ય મનાયું છે. મહમદગીઝની તથા શાહાબુદ્દીન ઘોરીએ આ કુંડની દુર્દશા કીધી હતી, તેથી તેનાપરનું સાંપ્રત બાંધકામ નવું છે. પાંડવકૌરવના સમયની પણ ત્યાં કેટલીક સંજ્ઞાઓ જણાવવામાં આવે છે. હાલનું થાનેશ્વર ઘણું નાનું છે, ને તેના પુરાણી ભવ્યતાનાં ચિહ્નો કશાંપણ જણાતાં નથી.

કે, "આ તરુણ પુરુષનો સમાગમ મને માર્ગમાં થયો છે. એ રાજ્ય-કવિ ચન્દ્રપતિપાસથી આવે છે. માર્ગમાં દિલ્હીનો રસ્તો પૂછવાથી હું તેડી લાવ્યો છું," પૃથિરાજે, તે તરુણને પૂછ્યું, "આપનું નામ શું છે, ને ચન્દ્રપતિ ક્યાં છે?" દિલીપસિંહે જવાબ દીધો, "મહારાજ, આ દાસનું નામ દિલીપસિંહ છે, અને ચંદ્રપતિ મુસલમાનની છાવણીમાં ગયા છે. તે બે ત્રણ દિવસમાં અત્રે આવશે." એમ કહી ચન્દ્રપતિનો પત્ર મહારાજના હાથમાં આપ્યો. તે વાંચી દિલીપના ઉતારા વગેરેની ગોઠવણ ચંદપુંડિર પટ્ટાવતને સોંપી, સભાસદોને પૂછ્યું; "પછી ચન્દ્રપતિને મુસલમાનોની છાવણીમાં ગયાંને ઘણા દિવસ થયા, તેનું કારણ શું હશે? મને શંકા થાય છે કે, તેનાપર કંઈ વિપત્તિ આવી પડી હશે. આ વેળા તે અત્ર હોત તો ઘણું રુડું થાત!" એટલું બોલી અકસ્માત જ મહારાજાએ વિજયને પૂછ્યું, "વિજય! ચન્દ્રપતિ માટે તું કંઇ જાણે છે?" "ના, મહરાજ! પણ—" એટલામાં ચંદપુંડિર બોલ્યો, "કવિ ચન્દ્રનો આપ યત્કિંચિત્ પણ ભય રાખતા નહિ! તે પકડાય, કેદ થાય તેવી આશા જ નથી, પણ સંજોગાસંજોગથી તેમ બન્યું તો પણ તેઓનું બુદ્ધિકૌશલ્ય એટલું છે કે ગમે તેમ કરીને પણ છટકી આવશે. તેઓ સામભેદના મહાગુરુ છે."

આ વેળા સભામાં બેઠેલા સમરસિંહના હૃદયમાં કંઇ નવો જ વિચાર રમણ કરી રહ્યો છે. દિલીપને જોતાં તેનાં નેત્ર ઠરી રહ્યાં છે, તેનું હૃદય ઉછળી રહ્યું છે, મન વિચારમાં ગુંથાઇ, મુંઝાઈ રહ્યું છે. તન કંપી રહ્યું છે. તે મનને પૂછે છે, "આ યુવાન, ફાંકડો છેલ કોણ છે? કોણ ભાગ્યશાળીનો પુત્ર છે? રે એને જોતાં 'મારો પ્રિય કરણ' કેમ યાદ આવે છે? કરણની સાથે એ સાદશ્ય મળતો છે," ક્ષણભર થંભી પુનઃ તેના મનમાં વિચાર થયો કે, "જો કરણ જીવતો હોત તો તેનું વય પણ એટલું જ હોત ને તે એવો જ સ્વરૂપ સૌંદર્યવાન્ હોત. પણ પૂર્વજન્મના કોઇ કૃત્યને યોગે, એવો સુંદર પુત્ર અકસ્માત્ ડુબી મરણ પામ્યો છે. હાય!" આ પ્રમાણે પાછલી વાતના સ્મરણથી તેનો શાંત થયેલો શોક પાછો જાગ્રત થયો. તેના મોં આગળ કરણની બાળક્રીડા, દોડવું, ખેલવું, બોલવું, ગાંડીની સાથે જવું, તેને માટે શોધાશોધ, ને તે પાછો ન મળવાથી નિરન્તરને માટે રાજમુકુટનો ત્યાગ, એ સર્વે બનાવો એક પછી એક આવી ઉભા રહ્યા, અને તે જ વિચારમાં તે એટલો બધો લીન થઇ ગયો કે, તેનું શબ પણ નદીમાંથી તણાઇ કિનારાપર રઝળતું જોયું; ને કાનમાં રાણીઓના રડવાનો સ્વર પણ સંભળાવા લાગ્યો; અને "હાય!" કહીને મૂર્છાગત થઇ પડ્યો.

સૌ ગભરાઇ ગયા. સેવકોએ ને પૃથિરાજે તેને સાવધ કરવામાં અતિ શ્રમ લીધો. જયારે સમરસિંહ સાવધ થયો ત્યારે પૃથિરાજે પૂછ્યું, "બન્ધુ, એ શું થઇ ગયું હતું? આમ અકસ્માત્ મૂર્છાગત કેમ થયા?" એ વેળા સમરસિંહનો શોક મંદ થયો હતો. તે પૂરો સાવધ થયો હસો, એટલે સારી શુદ્ધિમાં હતો તેથી બોલ્યો; "આ તરુણને જોતાં મને કરણનું સ્મરણ થઇ આવ્યું હતું. તે એના જેવો જ રૂપાળો, સમવયી, ચંચળ ને મોહક હતો." સમરસિંહની વાત સાંભળી પૃથિરાજે પણ તે તરુણપ્રતિ દૃષ્ટિ કીધી તો તેને પણ આ તરુણ તેવો જ નૂતન ગુણવાન્ જણાયો; પણ તેને ભય લાગ્યો કે, જો તે સમરસિંહની વાતને અનુમોદન આપશે તો તે એને પુત્ર જ સમજી લેશે; તેથી તે બોલ્યો, "બન્ધુ, ગઇ ગુજરી વાતનું સ્મરણ કરીને વૃથા શોક શું કામ કરવો? જે આ પૃથ્વી પર નથી, તેનું સ્મરણ કીધાથી શું ફળ? તમારો પુત્ર કરણ મરણ શરણ થયો ન હોત તો આ તરુણને જોઇ હું એમ જ માનત કે તે કરણ છે, પણ જયારે આપણે જાણીએ છિયે કે, કરણ નક્કી જ જળમાં ડુબીને મરણ પામ્યો છે, ત્યારે પછી તેની આશા શી? આ જગતમાં કોણ મરણ પામ્યા પછી પુનઃ સજીવ થયું છે?" પૃથિરાજની આ વાત સાંભળી સમરસિંહે લાંબો નિઃશ્વાસ મૂકી કહ્યું, "એ તો સત્ય છે. ને હું જાણું છું કે તેની આશા નથી; તોપણ મારા મનમાં કદીકદી એમ પણ થાય છે કે, તે મરણ પામ્યો નહિ હોય. પહેલાં હું જેમ ગાંડીની વાતપર હસતો હતો, તે વાત સત્ય ઠરી છે, તેમ જ કદી મારા મનની વાત પણ સત્ય કેમ ન ઠરે? તે કેમ ન જીવતો મળે?" આ પ્રમાણે કેટલીક વાતચિત થયા પછી, યુદ્ધ સંબંધી વિચારમાં સર્વે ગુંથાયા.

પૃથિરાજે વિચાર કીધો કે કદાપિ, પહેલાં આપણો જય થયો હતો તે પર વિશ્વાસ રાખીને, માંડલિક રાજ્યો વિના બીજાઓ સહાયે આવશે નહિ તો શું કરવું? તેણે પટાવત ચંદપુડીરને પૂછ્યું, "તમે યુદ્ધ માટે શું સલાહ આપો છો?"

"મહારાજ!" ચન્દપુડીરે* કહ્યું, "મને આ વેળાનું કામ કપરું દેખાય છે. એટલા જ માટે કે, આપણા હંમેશના શત્રુ જયચન્દ્રે આ મુસલમાન સરદારને મદદ આપીને બોલાવ્યો છે; અને તેથી સીસોદીયા વિનાનાં બીજાં રાજપૂત રાજ્યો આપણને મદદ કરવા માટે નહિ આવે તેવો સંભવ છે. આપણે આપણા જ બળપર ઝૂઝવું અવશ્યનું

* વાર્તાનો ક્રમ જાળવવા માટે ચંદપુડીરને હૈયાત રાખ્યો છે, બાકી તે બે વરસ પૂર્વે મરણ પામ્યો હતો. એ લાહોરનો અધિપતિ હતો.

છે. થાનેશ્વરમાં આપણી સેનાને સર્વ સાહિત્યથી ભરપૂર રાખીને ઘણી જલદીથી લઈ જવી. સેનાના ચાર ભાગ કરવા, ને પ્રત્યેક ભાગનો જૂદો જૂદો સેનાપતિ નીમી સર્વેએ ઐક્યથી કાર્ય કરવું. યુદ્ધમાં શત્રુઓને રોધવા, ઘેરવા, અન્ન પાણીની તંગી પાડવી, એ સર્વ મુખ્ય ઉપાયો છે. તેનો અમલ કરવા માટે શત્રુસેનાપર પ્હેલો હુમલો કરીને એકદમ તેને ગભરાવવા. આપણી સેનાના ત્રણ ભાગે આ હુમલામાં સામેલ થવું, ને ચોથો ભાગ, ત્રણ સેનામાંથી જેને જરૂર હોય તેની સહાયે જાય. સેનાના એક ભાગની સરદારી આપ મહારાજે લેવી ને એક ભાગની સરદારી મહારાજ સમરસિંહ લે. પણ બીજા બે સરદાર કોણ થાય? બીજા રાજાઓ આવ્યા નથી, તેથી તેઓપર વિશ્વાસ રાખીને આપણાથી વ્યવસ્થા થઈ શકશે નહિ. સૈન્યસરદાર અખિલસિંહજી યુદ્ધ સમય જોશે, એવી આશા નથી. એક ભાગની સરદારી લેવાને હું તયાર છું."

"નહિ, તેમ થઈ શકશે નહિ." સમરસિંહે કહ્યું, "લડાઈમાં જય પરાજય અનિશ્ચિત છે, અને દૈવ દુર્બળ હોય અને આપણો પરાજય થયો તો દિલ્લીનું રક્ષણ કોણ કરશે? તેનો વિચાર કરવો."

"મને પણ તે જ પ્રશ્ન થાય છે!" પૃથિરાજે કહ્યું, "પ્રજા, રણવાસ ને આપણી સંપત્તિનું રક્ષણ કંઇ થોડું આવશ્યક નથી."

"ત્યારે બીજા સરદાર કોણ છે?" ચન્દપુંડીરે પૂછ્યું."

"એક ભાગની સરદારી કલ્યાણસિંહ લેવાને પાત્ર છે," વૃદ્ધ મંત્રીએ કહ્યું. એ જુવાનમાં યુદ્ધ કરવાના સર્વે ગુણો સમાયલા છે, ને ખરેખરા શૌર્યથી એ યુદ્ધમાં ધૂંસશે, એમાં સંદેહ નથી."

"અને બીજા ભાગની સરદારી, જો ચન્દ્રપતિ હોત તો તેને આપવાની હું ભલામણ કરત;" મહારાજે કહ્યું, "પણ દુર્દૈવે તે કયાં છે, તે આપણે જાણતા નથી."

ચન્દ્રપતિનું નામ સાંભળતાં ને પોતાની કશામાં ગણત્રી નહિ થવાથી વિજયસિંહ તનમાં ને મનમાં બળી ઉઠ્યો. આ યુદ્ધમાં તેને ભાગ નહિ મળે તો જે આશાઓ રાખી હતી, તે ભ્રષ્ટ થવાનો પૂરેપૂરો સંભવ હતો, ભરતખંડના સુદૈવ યોગે વિજયને સૈન્યાધિપતિ નહિ નીમવામાં આવે. પણ નહિ, ભરતખંડને નસીબે દાસત્વ લખાયલું હતું, ને તેથી જે જે કાર્યો નહિ બનવાં અવશ્યનાં હતાં, તે સર્વ વિપરીત કાર્યો થયાં. સભામાં ચોથા સરદારની નિમણુક કરવામાં ઘણો સમય વ્યતીત થયો. અંતે એક ખૂણામાંથી વિજય બોલ્યો, "વિચાર કરવાનું કંઈ કારણ નથી, આટલા બધા સામંતોમાંથી, રાજ્યના શ્રેયસ્કરોમાંથી એક એવા

મનુષ્યને સરદાર કરવો કે, જે પોતાના રાજની સેવા કરવામાં પ્રાણની પણ દરકાર કરે નહિ."

થાનેશ્વરના સામંત દેવિસિંહે કહ્યું, "એવા કોણ છે તે તમે જ બતાવો."

"આપણો વિજય જ!" પૃથિરાજ બોલ્યો. "દૂત કાર્યમાં એણે પૂરતી કુશળતા વાપરી છે, ને વૃદ્ધ પ્રધાન જો આજ્ઞા આપે તો એને ગુપ્તસેના (reserved army)નો નાયક સ્થાપવો."

વૃદ્ધ મંત્રિ બોલ્યા, "મારા પુત્રનું એવું અહોભાગ્ય ક્યાંથી કે તે પોતાના રાજાની સેવા કરતાં મરણ પામે!" એમ પિતાની આજ્ઞા મળતાં વિજય પ્રફુલ્લિત થયો; અને દૂતકાર્ય યથાસ્થિત કરી આવવાથી સભાસદો પણ સંતોષિત થયા. સર્વની સંમતિથી યુદ્ધકાર્યમાં કલ્યાણસિંહ ને વિજયસિંહ નિર્માણ થયા, બે કટ્ટા શત્રુ ભરવાડો ઘેટાંના સંરક્ષણમાં એકઠાં જોડાયા. મહારાજાની આજ્ઞા થતાં જ વિજય કુર્નસ બજાવી ઉભો થયો ને બોલ્યો, "મહારાજાધિરાજે, આજે જે માન મને આપ્યું છે તેનો બદલો પ્રાણાંત સેવા બજાવી આપવામાં હું નિડર રહીશ, ને મારી માતાની કુખને લજાવીશ નહિ!" સર્વે સભાસદો તેનાં આ વાક્ય સાંભળી બહુ રંજિત થયા. પછી સભા વિસર્જન થઈ.

સભા વિસર્જન થયા પછી મહારાજા પૃથિરાજે વિજયને આજ્ઞા આપી કે, કલ્યાણસિંહ સાથે મારે કંઇ વાતચિત કરવી છે, તેથી તેને એકાંત ભવનમાં મોકલો.

## પ્રકરણ ૧૪ મું

### પ્રેમપ્રવાસ




યુવરાજ કલ્યાણસિંહ આ યુદ્ધમાં ભાગ લેવા પહેલાં બે ત્રણ વખત દિલ્હી આવ્યો હતો. રાજકુંવરી તેને જોતાં મોહિત થઇ ગઇ હતી, ને યુવરાજ પણ ઉષાવતીપર મોહિત થયો હતો. યુવરાજનું વય હમણાં ચોવીસ વર્ષનું હતું. તે સાહસ તથા વીરત્વમાં પોતાના પિતાથી પણ શ્રેષ્ઠ હતો, રાજકન્યા સાથે તેને બોલવાનો ઘણો પરિચય હતો, ને તેના લલિત સ્વરથી તે પ્રેમઘેલો બન્યો હતો. રાજકન્યાનો સુંદર સ્વર સાંભળતાં તેના મનમાં એવો ભાવ સ્વાભાવિક ઉત્પન્ન થયો હતો કે, એવી સુંદરી સાથે લગ્ન થાય તો સુખી થાઉં.

હમણાં તે દિલ્હી આવ્યો ત્યારે તેના મનમાં નવીન નવીન ભાવના ઉત્પન્ન થવા લાગી. ઉષાવતીનું સૌંદર્ય, તેનો ઠમકો, ફૂટડાઇ, સુસ્વર

એ સર્વથી પ્રેમઘેલો બની ગયો. તેના મનમાં દ્રઢ નિશ્ચય થયો કે, ઉષાવતી વિના અન્ય સ્ત્રી સાથે લગ્ન કરવાથી હું સુખી થઇશ નહિ.

એક દિવસ પિતા પુત્ર બેઠા હતા! સમરસિંહ વિચારગ્રસ્ત હતા. કલ્યાણ પણ વિચારગ્રસ્ત હતો, લજ્જિત થતાં પણ કલ્યાણસિંહે એ વાત પિતાને કહી; પણ હમણાં યુદ્ધમાં જવાનું હોવાથી, વાતમાં ને વાતમાં સમરસિંહે એ ઇચ્છાનો ત્યાગ કરવાની સલાહ આપી. જેમ જેમ સમરસિંહની ના, તેમ તેમ કલ્યાણની હા થતી ગઇ. કલ્યાણસિંહ એ યુદ્ધમાંથી જીવતો આવશે, તેવી આશા સમરસિંહને ન હોવાથી તેણે ના પાડી હતી, ને તેણે આ જ કારણથી તેનો અત્યાર સુધી વિવાહ કીધો નહોતો. લગ્ન થયા પછી સંસારસુખ ભોગવ્યા વિના પુત્રવધૂનું વિધવા મુખ જોવાને તે નિરુત્સાહી હતો. આવાં સબળ કારણો છતાં કલ્યાણ એકનો બે થયો નહિ. તેણે પ્રગટ રીતે કહ્યું, "પિતાજી! આપની આજ્ઞાનો ભંગ કરવાને હું દોષિત થાઉં, તે કરતાં રસાતળમાં જવું મને વધુ માન્ય છે, પરન્તુ મારાં લગ્ન રાજકન્યા સાથે નહિ થશે તો હું ગાંડો થઇ જઇશ; ને કદાચિ મારા પ્રાણ પણ જશે." કલ્યાણનાં આ વાકયો સાંભળી સમરસિંહને પુનઃ કરણસિંહનું સ્મરણ થયું. ને તે મનમાં બોલ્યો "ગાંડીની પાસે તેને નહિ જવા દેવાનો પ્રતિબન્ધ કરવાથી કેવું ફળ મળ્યું? રે કદાચ કલ્યાણનું પણ તેમ થયું તો હું શું કરીશ? કલ્યાણ રાજકન્યાને ઘણો ચાહે છે, તે તેના વગર જીવી શકશે નહિ. પણ શું ભવિષ્ય ખોટું થશે? તેનું મરણ તો લગ્ન પહેલાં થશે તે શું ખોટું થશે કે? એવા વિચારથી તે ગભરાયો, ને, વળી વિચાર થયો કે, "કદાચ એનો વિવાહ કરવાથી એ જીવતો પણ રહેશે; કેમ કહેવાય કે એ નહિ જીવે"? ગુરુદેવે તો એમ કહ્યું હતું કે, 'કલ્યાણસિંહ લગ્ન થયા પૂર્વે જ મરણ પામશે,' પણ જો લગ્ન થઇ ગયાં તો તો ગુરુજીનું કહેવું મિથ્યા થશે; ને મૃત્યુમાંથી પણ બચશે!" શું એમ બનશે? સત્વાદિ મનુષ્યે વર્તેલું ભવિષ્ય કદી ખોટું પડે છે? સત્યના આગળ સર્વે નિસ્તેજ છે, ને મનુષ્યગણત્રી વિધાતાના લેખ આગળ વ્યર્થ છે."

ઉપર પ્રમાણે સમરસિંહ તર્કવિતર્કમાં ગુંથાયો, ને તેના મનમાં દહાડે દહાડે વધારે દ્રઢ વિચાર થયો કે, "લગ્ન થશે તો પુત્ર બચશે" તેથી ઘણી જલદીથી લગ્ન કરવાને તે તૈયાર થયો. ઉષાવતી પણ આ લગ્નમાં રાજી હોવાથી પૃથિરાજે વિચાર કીધો.

વિજયે જાણ્યું કે, આ યુદ્ધ સમાપ્ત થયા પછી ઉષાવતી ચિતોડની પટરાણી થશે ત્યારે તે મનમાં બડબડ્યો, "કલ્યાણની પટરાણી

ઉષાવતી થાય છે કે નહિ, એ તો ભવિષ્યની વાત છે. યુદ્ધમાં કલ્યાણ જીવતો તો રહે!"

પૃથિરાજે પોતાની લાડકી દીકરીના સ્મરણાર્થે અને યમુનાજીની શોભા નિરખવાને, નદીના કીનારાપર એક સ્તંભ બનાવ્યો હતો. તેનું નામ યમુનાસ્તંભ* રાખ્યું હતું. આ સ્તંભમાં ભરતખંડના ઉત્તમ કારીગરો પાસે સર્વોત્તમ કારીગીરી કરાવી હતી. તેની ટોચપરથી બહુ લાંબે સૂધી યમુનાજીની લીલાનાં દર્શન થતાં હતાં.

સન્ધ્યાકાળ થઈ ગઈ છે, રાજભવનમાં નોબતો ગગડી રહી છે, દિલ્લીની અષ્ઠિાત્રી આશાપૂર્ણા દેવીના દેવાલયમાં સન્ધ્યાઆરતિનો ઘંટ ને શંખનાદ થઇ રહ્યા છે, ચોમેર મનુષ્યોનો કોલાહલ સંભળાય છે, કિવિ કિવિ કરતાં પક્ષીઓ વૃક્ષોપર, મન્દ મન્દ કલ્લોલ કરી રહ્યાં છે, એ સઘળાના અવાજથી યમુનાસ્તંભપર ઉભેલા મનુષ્યોને આનંદ થાય છે. તેપર ઉભા રહીને ચોમેર દૃષ્ટિ કરતાં ચંદ્રનીથી પ્રદીપ્ત રાજમહેલ કંઈ વિચિત્ર જ શોભા આપે છે. મહેલપરના અનેક દીવાઓ ચંદ્રનીના ઝગારામાં તેજહીન દેખાય છે. મહેલની અગાસીઓ જાણે ગગનમંડળ સાથે વાતો કરતી હોય તેમ શોભી રહી છે, ને તે સમીપના યુદ્ધથી દયામણી થઇને જાણે ઈશ્વરની પ્રાર્થના કરતી હોય કે, આ મહેલમાં રહેનારનું રક્ષણ કરજો, એવો ભાવ બતાવે છે. બીજી બાજૂએ આકાશમાં પેસતો લોહસ્તંભ, આર્યચક્રવર્તી, મહાપરાક્રમી, અસીમ બળવાન્ રાજ્ય અને પ્રજાનું યથેચ્છ પાલન કરનાર પૃથિરાજના ગર્વની કીર્તિ

---

* યમુનાસ્તંભ, અથવા સાંપ્રતમાં, જેને કુતુબમીનારો કહે છે તે મુસલમાનોનો નહિ, પણ હિંદુઓનો બનાવેલો છે, પણ હિંદુ રાજ્યોનો લોપ ને મુસલમાન રાજ્યના આરંભકાળમાં એ સ્તંભ બંધાયલો હોવાથી ને મુસલમાન ગ્રંથોમાં સર્વત્ર કુતુબમીનારાના નામથી પ્રસિદ્ધ હોવાથી સર્વત્ર એમ જ મનાય છે કે તે મુસલમાનોનો બનાવેલો હશે. પરન્તુ દિલ્લીની આસપાસના સર્વ મનુષ્યો, જનરલ મેટકાફ, હિયબર આદિ લેખકો અને કેટલાક મુસલમાન લેખકોએ સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે, એ સ્તંભનો બનાવનાર પૃથિરાજ હતો, ને તેણે પોતાની પુત્રીના વિનોદાર્થે તે રચાવ્યો હતો. એ સ્તંભપર ચઢીને ઉષાવતી નિત્ય સન્ધ્યા સમયે યમુનાની લીલા નિરખતી હતી. મુસલમાન લોકોની સ્તંભ બનાવવાની રીતિ ને એ સ્તંભની રીતિપર વિચાર કરીને બેંગાલ રોયલ એશિઆટિક સોસાઇટીના ૧૮૬૪ ના ૩૩ મા વોલ્યુમમાં, કર્નલ કનિંગામે આર્કિયોલોજીકલ સર્વેના ૪ વોલ્યુમમાં તથા અલિગઢના સૈયદ અહમદખાને એ સ્તંભ મુસલમાનોનો નહિ પણ હિંદુઓનો છે એમ જણાવ્યું છે. એ સ્તંભના પાયામાં હિંદુઓનો ઠાઠ છે, ને સર્વ બાંધણી હિંદુ ઢબની છે. માત્ર દ્વેષથી કુતુબુદ્દીને તેના શિખરનો ભાગ તોડાવીને મુસલમાની ઢબનું શિખર બનાવ્યું હતું, ને તેથી જ તે કુતુબમીનારાના નામે પ્રસિદ્ધ થયો.

ગજાવતો હોય તેવો આવી રહ્યો છે. તેથી થોડે દૂર પથ્થરનો વજ્ર જેવો કોટ નગરનું રક્ષણ કરનાર વિકરાળ રાક્ષસ જેવો નજરે પડે છે; અને પાસેની પર્વતની નાનીનાની ટેકરીઓ મનોહરતાનો ભાવ ઉત્પન્ન કરે છે. નીચે યમુના નદી ખળખળ વહી જાય છે, તેનો મનોહર નાદ માણસને લીન કરી નાંખે છે. યમુનાસ્તંભના શિખરની અગાસીમાં એક બાજૂએ કલ્યાણસિંહ ઉભો ઉભો આ નૌતમ લીલા નીરખે છે, પણ તેનું ચિત્ત સ્થિર જણાતું નથી. બીજી બાજુએ ઉષાવતી નીચું મુખ કરી ઉભી છે. ક્ષણમાં કલ્યાણ યમુનાની શોભા જોઇને જાણે ધરાયો હોય તેમ, તેથી પણ વધારે ઉત્તમ શોભા નિરખવા મંડી પડે છે. તે ઘડીકમાં રાજકન્યાનાં ચરણ નિહાળે છે, ઘડીકમાં રાજકન્યાનું વદનકમળ એકીટસે જોઇ રહે છે, તે ઘડીમાં યમુનાના જળપર નજર કરે છે. પણ યમુનાના જળમાં શું જોવાનું હતું? તે કાલિંદી છે, તેનું જળ પણ કાળું છે. તેમાં ચન્દ્રપ્રકાશ પડેલો છે, તેથી તે નૂતન શોભાએ શોભી રહી છે. પણ તેનાથી ઉત્તમ પ્રકાશ ઉષાવતીના વદનમાંથી પડે છે. યમુનાનું જળ દોલાયમાન થઇ રહ્યું છે. તેનાથી વિશેષ ઉષાવતીનું લાવણ્ય દોલાયમાન થઇ રહ્યું છે. ઉષાવતીનો મુકુટ તારાથી પણ પ્રકાશિત થઇ રહ્યો છે, આ સુન્દરી એક અનુપમ રંભાને પણ ટક્કર મારે તેવી શોભી રહી છે. પ્રેમપૂરિત લજ્જાવનત, ઉજ્વળ ને મોટાં નેત્ર, તેના કપોળ પર છવાઈ રહેલો પ્રફુલ્લ ગુલાબ કળીનો ભાવ, કંઇક વિચારશીળ વદન, એ સર્વેથી આ સમે ઉષાવતી વધારે કાંતિમાન્ દેખાય છે.

આ સર્વે લીલાના મોં આગળ યમુનાની લીલા શી ગણત્રીમાં છે? ઉષાવતીની કાંતિ લીલાથી કલ્યાણના મનમાં નવી નવી ઉર્મિઓ રમણ કરવા લાગી છે. ઉષાવતી સામા એકીટસે તે જોઇ રહ્યો છે. કોઇ ચિત્રકાર આ બે અદ્દ્ભુત મૂર્તિનું ચિત્ર લેશે? શો સૌંદર્યનો ભંડાર! તેનાં લોચન થાકી જાય છે, પણ તેના મનમાં સંતોષ થતો નથી. જો, ફરી જો, ફરી ફરી જો, અધિક ફરી જો, પાછો વળીને જો, એમ તેનું મન કહે છે. ને તેમ તે જોય જ છે, ને જેમ જેમ તે જોય છે, તથા જો જો કરે છે, તેમ તેમ તેને અધિક અતૃપ્તિ થાય છે, તેનાં લોચન, જાણે પાંપણ પણ વચ્ચે વિક્ષેપ ન કરે તેવી ધારણાથી અધિક જોય છે, ને જેમ જોય છે તેમ તે અધિક જોયા જ કરે છે. છતાં તે ધરાતો નથી. બંનો છબીવત્ હતાં, ચિત્રવત્ હતાં, ને તેથી બેમાંથી એક પણ જોઇ શકયું નહિ કે, સ્તંભના બારણાપર તેઓનો કયો શત્રુ ઉભો છે. તેઓને ભાન પણ રહ્યું નહિ કે, તેઓની વાત કોઇ સાંભળશે તો? બંનો મૂર્તિ, ચિત્રવત્ ઉભી જ રહી છે, પણ

એમાંથી એકના મોંમાંથી શબ્દ પણ નિકળતો નહોતો. વાત કરે તો ઉષાવતીનું લાવણ્ય કલ્યાણ યથાર્થ નહિ જોઇ શકે, એવો શું ભય હતો ? હા, તેમ જ હતું, ને તેથી બંનો જણ ઘણો સમય થયા છતાં પણ અણબોલ ઉભાં જ રહ્યાં ! પહેલું કોણ બોલે ? કોણ પૂછે ? એવા વિચારમાં જ બંને ચુપચૂપ ઉભાં તે ઉભાં.

અંતે કલ્યાણે લાંબો નિઃશ્વાસ મૂકી પોતાની જીભ છૂટી કીધી. તે બોલ્યો, "ઉષા ! પ્યારી ઉષા ! પ્રિયતમા ! દયિતા તું શું વિચાર કરે છે ? તારું મોં કેમ ઉતરી ગયું છે ?" ઉષાવતીએ કલ્યાણસિંહનો સુસ્વર સાંભળી તેના પ્રતિ દૃષ્ટિ કરી ત્રો, તેનું મહત્ ભાવયુક્ત વિશાળ લલાટ, વિશાળ ને ચકચકિત નેત્ર, સફેદ મધુર હાસ્ય કરતાં અધરોષ્ઠ, બળવાન્ ને સુન્દર અંગ, તે સુન્દરી જોઇ રહી. તેનાથી બોલતાં પણ બોલાયું નહિ; ત્યારે પુનઃ કલ્યાણે પૂછ્યું, "કેમ કંઇ બોલતાં નથી પ્યારી ! શું વિચારમાં છો ?" ઉષાવતી નમ્રતાથી બોલી, "પ્રિય ! કંઇએ વિચાર કરતી નથી, પણ તમે શું વિચાર કરો છો ?" કલ્યાણે કહ્યું, "પ્યારી ! હું વિચારમાં એમ તલ્લીન થયો હતો કે, જાણે મને સ્વપ્ન થયું, તેમાં ઉષાવતી જ મારી પ્યારી હતી. શું એ સ્વપ્ન સત્ય થશે ?" "આપને કયારે વિશ્વાસ આવશે પ્રિય !" ઉષાવતીએ પૂછ્યું ? "આપ જાણો છો કે, લડાઇ પૂરી થતાં જ, રંગરાગથી આપણાં લગ્ન થશે, એ નક્કી છે, તે છતાં આપને કેમ અવિશ્વાસ આવે છે ?" કલ્યાણે કહ્યું. "મને અવિશ્વાસ આવતો નથી, પણ શંકાથી મારું મન દોલાયમાન થયું છે, કે તમારા જેવા રત્નલાભમાં કંઈ અડચણ આવશે; ને તે અડચણ એ જ કે હું યુદ્ધમાં મરીશ; ને તમારા જેવાં અણમોલ રત્નનો હું ભોક્તા થઇશ નહિ; પણ કોઈ અન્ય ભાગ્યશાળીને હાથ તમો જશો," તે સાંભળતાં ઉષાવતીનાં નેત્રમાંથી ડળકડળક આંસુ ખરી પડ્યાં. તે રડતાં રડતાં બોલી; "એ શું બોલો છો ? નિર્દય દૈવે કદાચ એવું કીધું તો પછી હું વિધવા જ ! આપ મારા—" એટલું બોલતાં તો તેનો કંઠ સુકાઈ ગયો, જીભ ઝલાઇ ગઇ, મોં બંધ થઈ ગયું, ગાત્ર શિથિલ થઈ ગયાં ! ને તે એક શબ્દ પણ બોલી શકી નહિ. તેનાં નેત્ર રડવાથી લાલચોળ થઈ ગયાં, ત્યારે કલ્યાણે પૂછ્યું. "પણ તમારા પિતા તમને બીજે સ્થાને પરણાવશે તો તમે શું કરશો !" ઉષાવતીએ કહ્યું. "હું પ્રાણ ત્યાગ કરી સ્વર્ગમાં આપની સાથે રહીશ, પણ અપ્સરાઓને હાથે આપને જવા દઇશ નહિ. પ્રાણ ! સ્ત્રીઓનો પ્રેમ કેવો છે તે આપ કેમ જાણો ? તેઓને પ્રેમ આગળ પ્રાણ પણ તુચ્છ છે, હું વીર ક્ષત્રાણી છું. ચક્રવર્તીની પુત્રી છું, એક વચની

છું, આપને જ આણ સમર્પણ કીધો છે, આપમાં જ મારું સર્વસ્વ છે, આપને આનંદે આનંદ પામીશ! આપ વિના ક્ષણ વાર રહી શકું તેમ નથી. તો બીજી વાતોથી શું?"

એટલું સાંભળતાં જ કલ્યાણના હૃદયમાં એક નવી ઉર્મિયે સળવળાટ કીધો ને મોહવશ થઇ તેણે ઉષાવતીના બે હાથ પકડી, ચુમ્બનની આશાએ તેને પોતાના હોઠ તરફ ખેંચી. તરત જ રાજકન્યાએ એકદમ હાથ છોડવ્યા ને બોલી, "વાહ! રાજકુમાર!" આ એક વાતમાં ઉષાવતીના ગંભીર પ્રેમ અભિમાનનું માન ફૂટયું, ને નિર્દોષ પવિત્ર પાતિવ્રતનો ભાવ દર્શાવતાં તિરસ્કારનાં નેત્રથી જોયું. કલ્યાણ લજવાઇ ગયો. તે બોલ્યો, "પ્યારી! તમારો નિઃસ્વાર્થ પ્રેમ નિરખી હું મોહવશ થયો, તેમાં કંઇ અપરાધ થયો હોય તો ક્ષમા! તમે પુરુષોને નિંદો છો, પણ આ ચતુર્ભુજા સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે, તમારા વિના કોઇ પણ સ્ત્રી મારા પ્રેમની અધિકારિણી થશે નહિ ને કોઇ પણ મારી પત્ની થવા પામશે નહિ. હું માત્ર તમને અને–" એટલામાં એક દાસી આવી તેઓના સુખમાં ભંગ કરતાં કહ્યું, "રાજકુમાર! વિજયસિંહ કહે છે કે, આપને મહારાજ બોલાવે છે."



## પ્રકરણ ૧૫ મું

### કપટજાળ!




ગમાં ભંગ થયો. બંનો પ્રેમમૂર્તિ પાસે હતી તે આથી ખસી ગઈ. વિજયનું નામ સાંભળી રાજકન્યા ચમકી ને પેલી રાત્રિની વાત અને ક્રોધથી વિજયનું ચાલ્યા જવું તેનું સ્મરણ થયું. તેના મનમાં સહેજ જ એમ થયું કે, વિજય કલ્યાણનો શત્રુ છે. તે મનમાં ઘણી ડરી ગઈ ને થરથર ધ્રુજવા લાગી, હોઠ ફફડ્યા, પગ લથડ્યા, આંખે ઝાંખ આવી, ગભરાઇ. ત્યારે કલ્યાણે પૂછ્યું, "આમ કેમ ધ્રુજો છો?" રાજકન્યાના મનમાં તો આવ્યું કે એક વાર સર્વ વાત કહી દઉં, પણ લાજની મારી તે બોલી શકી નહિ; ને એટલું જ કહ્યું, "કંઇ નહિ." મહારાજ પાસે જવાનો વખત થઇ ગયો, એમ વિચારી કલ્યાણે પણ પાછું પૂછ્યું નહિ. તેણે માન્યું કે, આ સુખમાં ભંગ થયો, તેથી રાજકન્યા નિરાશામાં ચમકી હશે.

તે એક ક્ષણ રાજકન્યાનું મોં જોઇને સ્તંભપરથી ઉતર્યો. જવાને તો ઘણી ઉતાવળ હતી, પણ રાજકન્યાના વિચારમાં ને વિચારમાં તે

ધીમે ધીમે બાગમાંથી ચાલતો હતો. બે ચાર પગલાં તે અગાડી ગયો તેટલામાં તો રાજકન્યાનું નામ તેના કાન સાથે અથડાયું. તે ઉભો રહ્યો, તેના પગ જ ચાલ્યા નહિ. તેણે ઉભા રહેતાં સાંભળ્યું કે, "હાયરે બાપ ! આવું તે કોણ પત્થર જેવું હશે કે, આ યુવરાજ રાજકન્યાને આટઆટલી ચાહે છે, પણ તે તો તેને જરા પણ ચાહતી નથી. ને બીજા સાથે પ્યાર કરે છે. ફટરે પાપિણી ! જરા લજવાતી પણ નથી. આવો છેલછબીલો મૂકી પેલા રખ્યા વિજય, ચાકરડાને ચાહે છે ? આ રાજપુત્ર તો સરલ હૃદયનો છે, એટલે રાજકન્યાનું છળકપટ શું જાણે ? એ તેના મિથ્યા પ્રેમમાં મેવાઇ ગયો છે, પણ એમની આવી દશા જોઇને મારું તો કાળજું ફાટી જાય છે. છીઃ છીઃ 'રાજા, વાજાં ને વાંદરાં, એ ત્રણે જાત કજાત' તે વાત ખરી છે ! મોટા લોક તે મોટા નિર્દય !"

આટલું ઝેર કાનમાં પડતાં કોણ સરલ હૃદય મનુષ્ય ધીર ધરી રહે ? કલ્યાણના કાનમાં આટલું ઝેર થોડું હતું ? કેમ કહેવાય. એટલું સાંભળતાં જ તેનું હૃદય ચૂર્ણ થઇ ગયું ને તેના શરીરનું લોહી ધગધગી ગયું, તેમ ક્રોધથી અંગ કંપવા લાગ્યું. મહારાજા પાસે જવાની વાત તો બાજુએ રહી ગઇ, પણ જેમ તેમ તે પગમાં જોર લાવીને જે તરફથી એ શબ્દો આવ્યા તે તરફ ઉતાવળો ગયો. તે એક લતા મંડપમાં ગયો તો ત્યાં ગુલાબ બેઠી હતી; તે તેને જોતાં ગભરાયાનું ડોળ ઘાલી બોલી, "કોણ યુવરાજ ! આપ અત્ર કેમ ?" કલ્યાણે તેના પ્રશ્નનો ઉત્તર પ્રશ્નથી આપ્યો, "હમણાં તું શું બોલીરે ?" ગુલાબ ધીરજથી બોલી, "ક્યારે કુમાર ! હું તો કંઇએ બોલી નથી !" કલ્યાણે ક્રોધથી કહ્યું, "કેમ રે ચંડાળણી ! જૂઠું બોલે છે કે ? તું કશું નથી બોલી ? હમણાં મેં સાંભળ્યું તેમ, રાજકન્યાના પવિત્રપણાંને હમણાં કોણ કલંક લગાડતું હતું ? પાપિણી ! વિના પ્રયોજને તું કોઇના નિર્મળપણાંને કલંકિત કરે છે કે ?" એમ બોલતાં તો તેણે ખડ્ગ કાઢ્યું, અને પુનઃ બોલ્યો, "તું અબળા છે તેથી જવા દઉં છું. પણ અબળા છતાં તું બલા જેવી છે, તેને માટે તો તારા આ કટારથી કટકેકટકા કરવા જોઇયે." નચિંતાઇથી ગુલાબ બોલી, "યુવરાજ ! જ્યારે આપે રાજકન્યાને સરળહૃદયા ને પ્રેમી માની તો સ્ત્રીહત્યા કે નરહત્યા કરો, તેમાં હું કંઇ આશ્ચર્ય સમજતી નથી. આપ રાજકન્યા પ્રત્યે અચળ પ્રેમી છો, તેથી હું મારા પ્રેમીની નિંદા કરું તો તેમાં મેં અન્યાય શું કીધો ?" કલ્યાણસિંહે પૂછ્યું, "રાજકન્યા અને તારા પ્રેમી વચ્ચે શો સંબંધ છે ?" ગુલાબે કહ્યું, "જેને હું ચાહું છું તેનાપર રાજકન્યા પ્રેમ કરે તો શું તે મારા માર્ગમાં એક કંટક નથી ?" આશ્ચર્યથી કલ્યાણે પૂછ્યું, "એ તું શું બકે છે ? શું રાજકન્યા તારા પ્રેમીને ચાહે

છે ? એવું સાહસ કરતાં સંભાળ !" "અરે જાવરે જાવ. હું કંઇ તમારાથી ડરું તેવી નથી. મેં જાતોજાત રાજકન્યા અને મારા પ્રેમી વિજયસિંહને પ્રેમની વાતો કરતાં સાંભળ્યાં છે જ, શું કહો છે ?' ગુલાબે કહ્યું, 'હવે તમે.' કલ્યાણ તરડાઇને બોલ્યો, "ચૂપ ! જૂઠું બોલીને પાપિણી ન થા." ગુલાબ બોલી, "ઠીક ચાહે તે કહો પણ સાક્ષી આપું તો ?" એટલું કહેતાં તે કલ્યાણને પગે પડી; તે તેના પગ પકડી બોલી "યુવરાજ ! રાજકન્યાનાં કર્મો તમોને જણાવવા માટે જ હું આ પ્રમાણે મોટેથી બોલી છું, તે મને મારો નાવલીયો મળે તે જ માટે." કલ્યાણે કહ્યું, "તું જે બોલે છે તે સત્ય છે, તેની ખાત્રી કર્યા વિના હું કંઇ માનીશ નહિ !" "મરજી હશે તો તમને બતાવીશ." ગુલાબે કહ્યું, "વિજયના હાથમાં ઉષાવતીની વિંટી જોજો." કલ્યાણે કહ્યું, "તેમાં શું ? એ કંઇ પ્રમાણ નથી. વિજય ને રાજકન્યા બાળપણાનાં સ્નેહી છે, તેથી ભાઈ તરીકે એ વિંટી આપી હશે, તેમાં મને કૌતક થશે નહિ." ગુલાબે પ્રપંચ પૂરો જ રચવા માંડ્યો. તે બોલી, "હા, એ તો બરાબર છે: પણ રાજકન્યાએ શુદ્ધ ભાવથી તે વિંટી આપી હશે તો તે તેમ જ કહેશે; પણ અન્ય ભાવથી આપી હશે તો તપાસજો, હં ! તે ગલ્લાંતલ્લાં વાળશે. એટલું જ પૂછજો, એટલે ખરું ખોટું તુરત જ જણાશે." કલ્યાણે કહ્યું, "પણ વિજયે તે વિંટી ચોરીથી લીધી હશે તો રાજકન્યા શું કહેશે ? અને તેટલા માટે રાજકન્યાનો હું અવિશ્વાસ કરું ?" ગુલાબે જવાબ દીધો, "પણ વિજયને એમ કરવાનું શું કારણ ?" કલ્યાણ બોલ્યો, 'તે હું શું જાણું ? તારે ચાહે તે બક, પણ આંખથી જોયા વગર હું કાનનું સાંભળેલું માનીશ નહીં."

એ સાંભળી ગુલાબ કૃત્રિમ ક્રોધ બતાવી બોલી, "એમ જ કે સ્ત્રીપર વિશ્વાસ ઠીક રાખજો ! આજે તો હું જાઉં છું, પણ એક વખત એવો આવશે કે, જે વેળાએ હું આ જ કુમારજીને આ જ આંખોઆંખ એ વાત કરી બતાવીશ, પછી કંઇ ?" એટલું બોલી ગુલાબ ચાલી ગઈ ને કલ્યાણસિંહના હૃદયમાં આગ સળગાવી ગઈ. તેના મનમાં અનેક તર્ક વિતર્ક રમવા લાગ્યા. "શું એમ બને ? આવી સરળ પવિત્ર નિર્મળ સ્ત્રીના મનમાં પાપ હોય ? રે ગુલાબને રાજકન્યા સાથે શત્રુતા તો નહિ હોય ? તે શું સત્ય કહે છે ? રે એ વાત યાદ કરતાં મારા હૃદયમાં આગ લાગે છે ! પણ એ ખરું પડશે તો હું શું કરીશ ? મારું જન્મનું સુખ ! હાય ! ગયું ? બસ, તેમ થશે તો આ યુદ્ધમાં ગમે તે પ્રકારે પ્રાણત્યાગ કરીશ. ના, ના, ના, એ સત્ય નહિ ઠરે ! ખોટું છે. ઉષાવતી પવિત્ર છે ! નિષ્કલંકિણી છે ! સરલા છે ! પતિવ્રતા છે ! હું મારી આંખની

વાત માનીશ, કાનની નહિ. તે પવિત્ર મૂર્તિપર મારો સંદેહ વગર કારણે થાય તો હું પાપી ઠરીશ !' બેશક, 'રાજકન્યાને ગુલાબ સાથે કંઇ છૂપી શત્રુતા હશે, તે વિના એ આમ બકે નહિ !'"

કલ્યાણ પાછો ઉષાવતી પ્રતિ પ્રેમી જ રહ્યો. વર્ષાકાળમાં વાદળાં ઘેરાયાં હતાં તે શરદ કાળમાં વિખરાઇ ગયાં. તે આનંદથી મહારાજા પાસે ગયો, તેના પગમાં જોર હતું, અંગમાં આનંદ હતો, મુખપર હર્ષ હતો. મહારાજાના એકાંતભવનમાં તે ગયો. ત્યાં તેની નિમણુક સેનાપતિપદપર થઇ તે વાત જાણતાં તેને વિશેષ હર્ષ થયો.

એકાંતભવનમાં મહારાજાની સમીપ દિલીપસિંહ, સમરસિંહ તથા બીજા બે સામંત બેઠા હતા. દિલીપને જોતાં તે ચમક્યો, તેણે પિતાનું મોં જોયું, દિલીપનું, પાછું પિતાનું, પાછું દિલીપનું ! બંનેનાં મુખ સાદૃશ્ય હતાં. તે આશ્ચર્ય પામ્યો. ગમે તે કારણસર દિલીપપર કલ્યાણની પ્રીતિ ઉત્પન્ન થઈ, ને તે દિવસ પછી થોડા દિવસમાં બંને ગાઢ મિત્ર થયા. વાતચિત કરતાં કલ્યાણના જાણવામાં આવ્યું કે, દિલીપ પોતાના પૂર્વજોથી અજ્ઞાત છે.

## પ્રકરણ ૧૬ મું

### કપટજાળ ! (અનુસંધાન)

રાજકન્યાએ લગ્નની માંગણીનો અસ્વીકાર કીધો, તેણે અપમાન આપ્યું અને તે યુવરાજ કલ્યાણસિંહને શુદ્ધ પ્રેમથી ચાહે છે. એ સર્વથી વિજયના અંતરમાં વૈરનો અગ્નિ પ્રદીપ્ત થયો હતો. તે નિત્ય નિત્ય વૈર લેવાના નૂતન નૂતન માર્ગો શોધતો હતો. ગુલાબને પોતાની કપટજાળનું શસ્ત્ર બનાવી હતી; ને પ્રેમઘેલી, મહાકવિ ચન્દની ભગિની તેની કપટજાળમાં ફસી પડી હતી.

મહારાજા પૃથિરાજે કલ્યાણસિંહને તેડવા વિજયને મોકલ્યો, તેવો જ વિજય તેના મહેલ પ્રતિ ગયો. ચાકરોથી ખબર પડી કે, રાજકન્યા સાથે કુંવરજી તો યમુનાસ્તંભપર ગયા છે. તે સાંભળતાં, વિજયનો વૈરનો અગ્નિ જાગ્રત થયો. કલ્યાણના મનમાં રાજકન્યાનો કેમ અભાવ થાય, તેની ઘટના મન સાથે કરતો તે યમુનાસ્તંભના બગીચામાં આવ્યો. ત્યાં એક માળી હતો, તેને પૂછતાં જણાયું કે, રાજકન્યા સાથે એકલી ગુલાબ દાસી છે. માળીને વિજયે પૂછ્યું, "ગુલાબ ક્યાં છે?

તે શું રાજકન્યા ને યુવરાજ સાથે છે?" માળીએ કહ્યું, "નહિ જી, તેની સાથે કેમ જવાય? મોટા લોક તો એકલા એકલા ફરે, ત્યાં ચાકર માણસ ન હોય." એ તો કંઈ આટલામાં જ ફરતી હશે?" જે દિશા માળીએ બતાવી તે તરફ વિજય ઉતાવળે પગલે ગયો. એક લતામંડપમાં ગુલાબ બેઠી બેઠી વિચાર કરતી હતી. પાસે જતાં, ગુલાબ બોલી, "અહો! આટલે દહાડે મને યાદ કીધી કે? ઠીક, ઠીક? તમો મને ચાહતા નથી એ નક્કી છે, નહિ તો આટલા દિવસ સૂધી યાદ નહિ કરો કે?" ગુલાબની આવી વાતોથી વિજયને કંટાળો તો આવ્યો, કેમકે તે હમણાં પ્રેમગોઠડી કરવાને આવ્યો નહોતો, પણ પોતાનું કાર્ય સાધવાને આવ્યો હતો, તથાપિ તે શાંત રહ્યો ને ગુલાબને છેતરવાને માટે મીઠી મીઠી વાતો કરવા લાગ્યો. તે જાણતો હતો કે, ગુલાબની સહાયતા વગર તે રાજકન્યા અને કલ્યાણસિંહની પ્રીતિમાં વિચ્છેદ કરાવી શકશે નહિ, તેથી પ્રથમ પોતાને ન મળાયાનું યથાર્થ કારણ જણાવ્યું ને પછી કહ્યું, "રમણિ! તું મને વગર કારણે દોષિત કરે છે. તું શું જોતી નથી કે, હજી તો હું આજે જ ચાલ્યો આવ્યો છું! હજી ઘેર પણ ગયો નથી ને તમને મળવાને દોડતો આવ્યો છું તે? હજી તો મારો શ્વાસ પણ સમાયો નથી, તે પણ તને માલમ પડતો નથી. બેશક, સ્ત્રી જાતિ નિષ્ઠુર છે, તે ખરે ખરી વાત છે. પહેલાં હું જેની સાથે પ્રીતમાં હતો, તેણે કોણ જાણે શા કારણસર મારો ત્યાગ કીધો છે; ને હમણાં જેની સાથે પ્રીતમાં છું તે કોણ જાણે, જેથી હું દુઃખી થાઉં તેવું જ કરવાનો સંકલ્પ કીધો હોય, એમ જણાય છે, એ પેલું નસીબની જ વાત તો!" વિજયનું આ સમર્મ બોલવું ગુલાબ સમજી નહિ, પણ વિજય સારી રીતે જાણતો હતો કે, ગુલાબ તેના પ્રત્યે શુદ્ધ પ્રેમીલી છે, તેથી જો હું બીજા સાથના મારા પ્રેમની વાત એને કહીશ તો એ ખૂબ ખીજવાશે, ને તેને ખીજવવાને માટે જ તે આવું સમર્મ બોલ્યો હતો. નિશાનપર બાણ સચોટ વાગ્યું. ગુલાબ બોલી, "હાંહાં! જી તમારા મનમાંથી રાજકન્યાનો પ્રેમ ભૂલાયો નથી. કેમ ભૂલાય? પણ જે દ્રવ્ય એકવાર મળ્યું ને પાછું ગયું, તેનો અહંકાર શો? મારો પ્રેમ જોયો છે, તો હવે વૃથા પ્રેમમાં પ્રેમ કેવો માનવો? રાજકન્યાનો પ્રેમ તો દુઃપ્રાપ્ય છે, તો તેને માટે આટલો બધો ખેદ?" વિજયે કહ્યું, "નહિ, નહિ, હવે હું તેના પ્રતિ પ્રેમ રાખતો જ નથી." ગુલાબે પૂછ્યું "ત્યારે કોના તરફ પ્રેમ રાખો છો?" લુચ્ચા વિજયે કહ્યું, "શું તું નથી જાણતી કે વારેવારે પૂછ પૂછ કરે છે? હાય! એકવાર હું પ્રેમમાં પડી ફસ્યો, તે છતાં ભૂલીને પુનઃ પડ્યો, કેવો નાદાન! રે એ નિષ્ઠુર

મન! કંઈ સમજ, સમજ! તું જે કહે છે કે, જે ધન દુર્લભ છે તે મેળવવાની ઇચ્છા થાય જ, એ સત્ય છે. હું જાણું છું કે તું મારે માટે દુર્લભ છે, તેથી તને મેળવવાની ઇચ્છા થાય જ પણ તે દુર્લભ છે." ગુલાબ બોલી "વાહ, આજે મારી ઠીક મશ્કરી કરવા માંડી છે. મેં તો તમારાપર પ્રીતિ કરવાને કેટલું સંકટ સોવ્યું છે, તે તમને કયાં ખબર છે? હવે હું તમારે માટે દુર્લભ છું કે? તો શું હવે તમે મારા પ્રતિ પ્રેમ નથી રાખતા, તેથી મર્મમાં જ બોલો છો કે?" વિજયે કહ્યું, "હું જાણું છું કે, તું જ મારી પ્યારી છે, અન્યોઅન્ય પ્રેમ છે, પણ તેથી શું ફળ? માત્ર અન્યોઅન્યના પ્રેમથી કંઈ લગ્ન થશે?"

ગુલાબ બોલી, "તે તો નહી બને, કેમકે માત પિતાને પૂછવું જોઇયે. પણ જો તમો મને ચાહતા જ હો તો તમારા પિતા મારી સાથે વિવાહ કરવાને ના પાડશે નહિ. હું કંઇ હલકા કુળની નથી, પણ ભરતખંડમાં પ્રસિદ્ધ ચન્દ્રપતિની બહેન છું, જેને તમારા પિતા સારી રીતે જાણે છે." વિજયે કહ્યું, "પિતાજી તો ના નહિ જ પાડે, તે હુંયે જાણું છું." ગુલાબે પૂછ્યું, "ત્યારે કોણ ના પાડે છે? તમે?" વિજયે મોં કટાણું કરી કહ્યું, "હું? એ કેમ બને, હું તો તમને મળવાને આંધળોભીત થઇ ગયો છું, તે હું ના પાડું?" ગુલાબે પૂછ્યું, "ત્યારે કોણ ના પાડે છે? ખચિત, હું તમારી વાતનો મર્મ સમજી શકતી નથી. સ્ત્રીજાતિ અજ્ઞાન તે અજ્ઞાન!" વિજયે પોતાની કપટજાળનો પ્રારંભ કીધો. તે બોલ્યો, "તું જાણે છે કે પ્રતિજ્ઞાનું બંધન મને મોટું નડે છે. હું પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં સદા તત્પર છું, તેમાં આગ્રહી છું. મારી પ્રતિજ્ઞા પૂર્ણ થવા વગર હું શું કરું? જેનું વચન ગયું તેનું સર્વસ્વ ગયું! તેમાં હું ક્ષત્રિય બચ્ચો છું, તે વચનભંગનો દોષિત થાઉં?" ગુલાબે પૂછ્યું, "ત્યારે શું તમે એવી પ્રતિજ્ઞા કીધી છે કે, મારી સાથે લગ્ન ન કરવાં? અને એમ છે તો પછી મારા પ્રતિનો તમારો પ્રેમ કેવો? જો હું જાણતી હોત કે તમો મને ચાહશો નહિ તો, એ દુર્લભ વસ્તુ નહિ પ્રાપ્ત થશે, તેમ વિચારી હું મન વાળત." વિજયે કહ્યું, "રે એમ નથી. શું હું તને ચાહતો નથી? મેં એક વાર તને જણાવ્યું હતું કે, જે સ્ત્રીની મારા પ્રતિ સંપૂર્ણ પ્રીતિ હશે તે મારું એક કાર્ય કરશે ને જે તે કાર્ય કરશે તેને હું ચાહીશ, બીજીને નહિ ને કોઇ સાથે લગ્ન પણ કરીશ નહિ." ગુલાબે પૂછ્યું, "તો શું તે કામ એવું કઠણ છે કે નહિ થઇ શકે? તમારે માટે, બીજી કોઇ સ્ત્રી જેટલું કરી શકે તેટલું તો કરવાને હું તૈયાર છું, પણ તેથી સોગણું વધારે પણ."

વિજયે કપટજાળ વધારે લાંબી પાથરી. તે બોલ્યો, "ના રે ના, કામ કંઈ મોટું નથી, પણ હિમત જોઇયે, હિમત!" ગુલાબ હરખાઇને

બોલી. "મોટું નથી તો કહો, તેમાં પીડા હશે તોપણ કરીશ ને નહિ હશે તોપણ કરીશ. બોલો, બોલો, શું છે ?" ગુલાબની આટલી સરલતા જોઇ વિજયનું કપટી મન પણ ક્ષણવાર થંભી રહ્યું. તેના મનમાં વિચાર થયો કે, આ નિખાલસ બાળકીનો વિશ્વાસઘાત કરૂં; નહિ નહિ. એકવાર તો તેનું પાપી અંતઃકરણ નરમ થઇ ગયું. પણ કપટી, પાપી, લુચ્ચા મનુષ્યોના મનમાં, ધગધગતા તવાપર જળનું બુંદ જેટલી વાર રહી શકે છે, તેનાથી વધારે વાર સદ્બોધ ટકી શકતો નથી. વૈર ને પાપવાસનાએ તેના મનમાં ઘર કીધું હતું. તેનું જોર ફાવ્યું, ક્ષણવાર તો તે સ્તબ્ધ ઉભો રહ્યો, કંઇ ન બોલ્યો. તે જોઇ ગુલાબ બોલી, "કેમ બોલતા નથી ? કહેવામાં શો ભય છે ? કંઇ નઠારૂં કામ તો નથી કેની ?"

નઠારું કામ કરવામાં ગુલાબને ચલવિચલ જોઇને તેના પ્રતિ જે દયાની લાગણી ઉત્પન્ન થવા પામતી હતી, તે વિજયના મનમાંથી ઝટ જતી રહી. તે કુકર્મી, પાપી, કપટી, પોતાના સ્વભાવ પ્રમાણે ગુલાબના ઉત્તમ ગુણપર દયા કરી શકયો નહિ. પણ પોતાના દુષ્ટ વિચારનું તેને શસ્ત્ર બનાવવાને તત્પર થયો, ને બોલ્યો, "મેં તો ધાર્યું હતું કે, તું કરી શકશે નહિ,—પણ," ગુલાબ બોલી, "પણ શું ? કહો તો ખરા. હું વિચારીશ કે હું કરી શકીશ કે નહિ, કહ્યા વગર જાણું પણ શું ? પણ મારા મનમાં ખાત્રી છે કે, તમારા જેવા સારા માણસના મનમાં કદી પણ નઠારો વિચાર હશે નહિ. સારા માણસ સંકટમાં, સુખમાં સર્વદા સારા જ હોય છે." વિજય જરાક મુંઝાઇને બોલ્યો, "પહેલાં સાંભળ, પછી વિચાર કર કે સારી વાત છે કે નહિ ! જે રાત્રિના હું રાજકન્યાના શયનગૃહમાં ગયો હતો તે તને યાદ હશે, ને તેણે મને પ્રેમઆશામાં નિરાશ કીધો, તે પણ તું ભુલી હશે નહિ. તે દિવસે મેં પ્રતિજ્ઞા કીધી હતી કે, 'જેને તે પ્રેમથી ચાહે છે ને જેને માટે મને તજે છે, તે બંનો વચ્ચે વિરહ ન કરાવું તો મારૂં નામ વિજય નહિ, પણ પથ્થર ! અને જેમ મારે માટે એણે જલ મૂક્યું છે, તેમ જ તે પણ એને માટે જલાંજલિ આપે એવું કરૂં નહિ ત્યાંસૂધી મારે અન્ય સ્ત્રી પરણવી નહિ, તે ક્ષત્રિય હોઉ તો આટલી પ્રતિજ્ઞા પૂર્ણ કરૂં !" ગુલાબ અત્યંત દુઃખી થઇને બોલી, "તો શું તમારૂં તે દુઃખ હજી ગયું નથી ? મારો પ્રેમ મળવા છતાં પણ હજી તમે તેવાના તેવા જ છો ?" વિજયે કહ્યું, "રમણિ ! હું તો તે રાત્રિની વાત કરૂં છું. તારો પ્રેમ મળ્યો ત્યારે તો આટલી વાતચિત કરવાની પણ શુદ્ધિ આવી છે, પણ તે વેળાએ તો તેવી કંઇ આશા નહોતી !" ગુલાબે પૂર્ણ પ્રેમભાવથી કહ્યું, "હવે સુખી થયા છો તો તે વાત છોડી દો. જે વસ્તુ નહિ મળે તે માટે વલખાં શા મારવાં ?" વિજયે કહ્યું, "પણ

ત્યારે શું હું પ્રતિજ્ઞાભંગનો દોષિત થાઉં? ક્ષત્રિય થઈ પ્રતિજ્ઞા નહિ પાળું? હું પ્રાણ તજી શકું, સર્વ ધન દોલત કૃષ્ણાર્પણ કરી શકું, તારા પ્રેમની આશા પણ મૂકી શકું, તું નહિ ચાહે તેની દરકાર પણ ન કરું, પણ મારી પ્રતિજ્ઞાભંગ થાય તેમ હું કાળાંતરે પણ થવા દઇશ નહિ." ગુલાબે કહ્યું, "પણ યુવરાજને રાજકન્યાનો વિછોહ, હું તે કેમ કરાવી શકું?" વિજય સહર્ષ જણાયો, કેમકે તેની જાળમાં ધીમે ધીમે ગુલાબ સપડાતી હતી. તે બોલ્યો, "તે તો હું તને બતાવીશ; પણ હું કહું તેમ તારે કરવું પડશે," કંઈ પણ પોતાની સંમતિ વિમતિ દર્શાવ્યા વગર ગુલાબે પૂછ્યું, "તે કામ શું કરવાનું છે તે કહો!" વિજયે કહ્યું, "તારી પાસે રાજકન્યાનું કંઇ ઘરેણું છે? તે હોય તો મને આપ." ગુલાબે કહ્યું, "હા છે, તેના નામની એક વિંટી છે. એક દિવસ રાજકન્યા પલંગપર પોઢી હતી, ત્યાં તે ઉંઘમાં નિકળી પડી હશે, તે તેને આપવાને મેં લીધી છે. તમે યાદ કરાવ્યું તો ઠીક થયું, તે તેમને પાછી આપીશ. પણ તેને તમે શું કરશો?" પછી વાતમાં ને વાતમાં ગુલાબના હાથમાંથી તે વિંટી વિજયે લીધી ને ગુલાબે શું કરવું, તે યથાસ્થિત કાનમાં કહ્યું. ગુલાબ તો ચમકીને પાછી જ હઠી ગઈ. તેનું ધર્માંધ અને કોમળ હૃદય તે કામ કરવાને ના પાડવા લાગ્યું, તે રડી. વિજયને પગે પડી. રડતાં રડતાં બોલી, "હે વિજયસિંહ! આવું પાપી કામ મારે હાથે ન કરાવો. મારાથી તે થશે નહિ. રાજકન્યા મારા તરફ આટઆટલો પ્રેમ બતાવે છે, તેનો શું હું આ બદલો વાળી આપું છું કે? તો મારાપર આટલો બધો વિશ્વાસ રાખે છે, તેનો વિશ્વાસઘાત કરું? હે વિજય! એ વાત રહેવા દો; બીજું કંઈ બતાવો, તે હું કરીશ."

વિજય ક્રોધાંધ થઇ ગયો. તે મનમાં આકૂળ વ્યાકૂળ થઇ રહ્યો, તેનું શરીર કંપવા લાગ્યું, ને આંધળો પેરે બકયો, "કેમકે મૂર્ખ, મારા મનનો મર્મ જાણ્યા પછી મને શરમમાં નાખે છે કે? એટલામાં જ વાત બગડી કે? તેં હમણાં તો કહ્યું હતું કે, 'તમે જે કહેશો તે કરીશ,' તે આમ કરશે કે? મારા પ્રેમનો આ બદલો છે કે? આજ મેં જાણ્યું કે, તું મને ખરેખરા અંતરથી ચાહતી નથી, તેમ ન હોય તો તું આમ કરે? પ્યારને ખાતર પ્રાણ અપાય છે, તે આમ જ કે? બસ, હવે જઇશ, તારે મારું નામ નિશાન પણ ન લેવું!" તે સાંભળી ડચકાં ખાતાં ખાતાં ગુલાબ ખૂબ રડી, પણ તે બોલી શકી નહિ, તેની જીભ જ બંધાઇ ગઇ. વિજયના પ્રેમનું કારણ તે સમજી. તે સમજી કે વિજય તેને ચાહતો નથી, તેની પ્રીત સ્વાર્થમય છે. તે મારા પ્રેમને પાત્ર નથી, પણ કુટીલ, કપટી, કાળાં કર્મનો કરનારો છે, તેને પરણી

સુખી થઇશ નહિ, ક્ષણભર તેણે મનમાંથી વિજયને ખસેડ્યો ને સુંગી રહી.

પણ પ્રેમ આંધળો છે. એને પ્રેમ કહેવાશે નહિ કે જે દુઃખ યશ, સુખ, અપયશમાં સમાન ન રહે. પ્રિયતમ ગમે તેવા નઠારા હોય છે, તો પણ સ્ત્રીઓ સમાન પ્રીતવાળી રહે છે, તે તેનાં નઠારાં કર્મપ્રતિ લક્ષ જ આપતી નથી, પણ માત્ર પ્રેમને જ આધીન રહે છે. વિજયનાં દુષ્ટ કર્મો ગુલાબના હૃદયમાં ખૂચ્યાં, પણ તે તેના પ્રતિનો પ્રેમ છોડી શકી નહિ. વિજય મને નહિ ચાહે, નહિ પરણે? એવા વિચારથી તેનું સરળ હૃદય, પ્રેમમય હૃદય, શુદ્ધ હૃદય પુનઃ તેના પ્રતિ વળ્યું. પણ રાજકન્યાનું અનિષ્ટ કરનારી તે બને, તે તેને ગમ્યું નહિં તેને વિચાર થયો કે, હું પાપિણી બનું? રાજકન્યાને હંમેશના દુઃખમાં ગબડાવી પાડું? એવું કર્મ કર્યા પછી હું તે કેમ સુખી થઇશ? નઠારું કરનારનું સારું કેમ થાય? ઇશ્વર તે અપરાધ કેમ માફ કરે?" આમ વિચારવમળમાં પડી, પણ કોઇ કિનારો તેને દેખાયો નહિ. તેની વિચારશક્તિ, તેની બુદ્ધિ, તેનું ધાર્મિકપણું સર્વ હમણાં ભૂલાઇ ગયાં હતાં તે માત્ર પ્રેમઘેલી બની હતી. વિચાર થયો કે, રાજકન્યાનું નઠારું કરવાથી હું કદી પણ સુખી થઇશ નહિ; વળી વિચાર થયો કે, તેમ નહિ કરવાથી વિજયને કદી પણ પરણી શકીશ નહિ. ક્ષણવાર પછી પુનઃ વિચાર થયો કે ઠીક છે, હમણાં જો વિજયની ઇચ્છા પ્રમાણે વર્તીશ તો તેથી રાજકન્યા જન્મલગણ કેમ દુઃખી થશે? તેવું તો કંઇ કારણ નથી. વિજય કહે છે કે, તે જો યુવરાજ સાથે રાજકન્યાનો વિયોગ કરાવશે તો તે મને પરણશે; તો એ કામ કેમ નહિ કરું? મારો વિવાહ થશે, લગ્ન થશે, તે પછી રાજકન્યા તથા કલ્યાણસિંહને પગે પડીને સઘળી સાચી વાત જણાવીશ, જેથી તેઓ પણ યથાર્થ સુખી થશે, અને પરણશે; માત્ર થોડા દહાડા જ દુઃખ પામશે એ જ કેની? પછી તો સુખી જ થશે, તેમાં શો શક? હું પણ વિજયને પરણીશ. તેઓ પણ પરણશે. તેઓ સુખી થશે, હું સુખી થઇશ. વિજય સંતોષાશે, થોડીવાર પછી સર્વ મંગળ થશે. તેઓ ઉદાર છે, દયાળુ છે, એટલે મારો અપરાધ ક્ષમા કરશે; ને લગ્ન થયા પછી વિજય પણ મને છોડી શકશે નહિ. તે કેમ જાણશે કે, એ આ સર્વ વાત મેં જણાવી છે?

મનનો સ્વતઃ સ્વાભાવિક જ ધર્મ છે કે, તે આપણી ઇચ્છાનુસાર જેમ વાળવા ચાહીએ તેમ વળે. ગુલાબે એવી જ રીતે મનને સમજાવ્યું ને વિજયની ઇચ્છા પ્રમાણે કાર્ય કરવાને તત્પર થઇ. વિજય જવાને

તૈયાર થયો, એટલે રડતાં રડતાં તે બોલી, "હું સારી રીતે સમજી ચૂકી છું કે, તમારા સ્વાર્થ માટે મારાપ્રતિ પ્રેમ દર્શાવ્યો છે, તમારો કંઈ મારાપર શુદ્ધ પ્રેમ નથી. તમારા પ્રેમની પવિત્ર શુદ્ધિ નથી. ઠીક, પણ એ કાર્ય હું કરું તો તમે મને ચાહશો? પરણશો?" મૂર્ખ સ્ત્રી સ્વાર્થવશ થઈ બોલી. પણ તે જાણતી નથી, વિચારતી નથી, કે જે મનુષ્ય આવી દુષ્ટ વાસના ધરાવે છે તેના વચનપર, બોલવાપર વિશ્વાસ શો? વિજયે ગુલાબનું કહેવું સાભળી કહ્યું, "આ સૂર્ય ચંદ્રની સાખે કહું છું કે, મારું કાર્ય કરવાથી ગુલાબ સાથે હું, શુદ્ધ પ્રેમથી પરણીશ!" ગુલાબ સહર્ષ બોલી, "એમ જ છે તો તમારે માટે આવું પાપનું પણ કામ હું કરીશ. પણ તમે મારો ત્યાગ કરતા નહિ!"

પાપી મનુષ્ય કોઈ દહાડો સુખી થાય છે, એવું કોઈએ સાંભળ્યું છે? અધર્મી, દુષ્ટ, પાપવાસનાથી ભરેલા, કપટી, વિશ્વાસઘાતી, વ્યભિચારી, છળથી પૂર્ણ મનુષ્યો પરિણામે દુઃખને જ પામે છે.

ગુલાબે કાર્ય કરવાની હા પાડી, એટલે વિજય ખુશી ખુશી થઈ ગયો; ને તેણે ગુલાબને આટલીવાર સુધી દુઃખ ઉપજાવ્યું, તેના સમાધાન માટે મીઠી મીઠી વાતો કરવા માંડી. પછી વિજયે કહ્યું, "મહારાજા, કલ્યાણને બોલાવે છે, તે વાત તારી સાથની વાતચિતમાં હું ભૂલી જ ગયો હતો," ગુલાબે કહ્યુ, "તમે થોભો, હું તેમને અત્ર તેડી લાવું?" એમ કહી તેઓ યમુનાસ્તંભ તરફ વળ્યાં. પણ વિજયને સાથે આવતો જોઇને તે બોલી "તમે શું કામ આવો છો?" "જોઉં તો ખરો કે તેઓ શા ગપ્પાં મારે છે!" વિજયે કહ્યું. ત્યારે ગુલાબ ગભરાઈ, વિચારગ્રસ્ત થઇ બોલી, "શું હું જે કાર્ય કરવાની છું તેનાથી તમે ધરાયા નથી? પણ હવે જ્યારે તમારી મરજી જ છે ત્યારે એથી પણ વધારે વિશ્વાસઘાતકી બનીશ." મનુષ્ય એક પણ ધર્મનું પગથિયું ચૂકે છે, એટલે તે અનેક ધર્મનાં પગથિયાથી વિમુખ થવામાં તત્પર જ રહે છે. માટે જ સત્પુરુષો કહી ગયા છે કે, ધર્મનું એક પણ પગથિયું ચૂકવું નહિ! જો વિજયની દુષ્ટ ઇચ્છાને વશ ગુલાબ થઇ નહિ હોત તો તે બીજું નઠારું કામ કરત નહિ.

યમુનાસ્તંભપર જઈ, અગાસીના દાદરમાં છૂપાઇને, વિજયે રાજકન્યા અને યુવરાજની સર્વે વાતો સાંભળી. તેઓની પ્રેમવાર્તા સાંભળી તે ત્યાં ને ત્યાં જ, ઉભો ને ઉભો બળી ગયો. શબ્દે શબ્દે ને વાક્યે વાક્યે તેના હૃદયમાં બાણ પેસતાં હતાં. થોડી વારે તે ગુલાબ સાથે હળવેથી નીચે ઉતરી આવ્યો ને બોલ્યો, "ગુલાબ, જે કાર્ય મેં કહ્યું છે તે કરવાનો સમય હમણાં જ છે. મહારાજા બોલાવે છે, તે કહેવાને હું બીજા માણસને

મોકલું છું, અને તું પેલા મંચપર બેસીને મેં જે કહ્યું છે, તે યુવરાજ અહિયાંથી જાય ત્યારે બોલજે. તે સાંભળે તેમ બોલજે." વિજયના શીખવ્યા પ્રમાણે ગુલાબે કપટ કર્યું તે, આપણે પૂર્વ પ્રકરણમાં જોઇ ગયા છીએ.

## પ્રકરણ ૧૭ મું.

### કપટજાળ !-(અનુસંધાન.)



દિલ્હીમાં યુદ્ધ સામગ્રી ચાલી રહી છે. સેનાને સર્વ પ્રકારનો સાજ આપવાનો તૈયાર કરવાને માટે કારીગરો મંડી પડ્યા છે. સિકલીગરો અનેક પ્રકારની તલવારો તૈયાર કરે છે, તેની ધારો કાઢે છે. લુહારો બરછી, જમૈયા, નાના પ્રકારનાં ખંજરો કરવામાં રોકાયા છે. શિરોઇની તલવારોનો મોટો જથો મંગાવવામાં આવ્યો છે, ને સર્વે વીર પુરુષોને આપવામાં આવી છે, જે તેઓએ ઉમંગથી લીધી છે. સૈનિકો કાળનાં મોંમાંથી બચીશું કે નહિ, તે શંકાભરેલું હોવાથી પોતપોતાના કુટુંબીજનોને મળી ભેટી લે છે. એક સરખો પોષાક તૈયાર કરવામાં દિલ્હીના સઘળા દરજીઓ કામે લાગી ગયા છે. મોટમોટા યંત્રનાં કારખાનાંઓમાં બંદુકો ને તોપો,* તડામાર તૈયાર થાય છે ને તેને માટે દારુ-

* ભારત વર્ષના મહાભારત યુદ્ધોમાં અગ્ન્યસ્ત્રાદિ શસ્ત્ર અસ્ત્રોનો ઉપયોગ કરવામાં આવેલો કાવ્ય ઇતિહાસાદિ ગ્રંથોમાં વર્ણવેલો છે, પણ ઘણા મનુષ્યો-પંડિતો શંકા કરે છે કે, તોપાદિ શસ્ત્ર અસ્ત્રોની શોધ પ્રથમ ચીનમાં અને પાછળથી યુરોપાદિ દેશોમાં થઇ છે. કવિ ચંદ પોતાના રાસામાં કનોજખંડમાં લખે છે કે:-

नृप पंग नयर छूटे अराव, कोटहि कंगुर चढि चढि;
सितात्र जवूर तोप छूटहि भुनकि, दस कोस जाय गोळा भनकि;
सिरदार भार वराह रोह, लगी अमंग बरह नै कोह.

તેપરથી જ જ્ઞાન થાય છે કે, પૃથિરાજના સમયે તોપોનો ઉપયોગ યુદ્ધમાં થતો હતો. એ તોપોથી એવો વિકટ ધ્વનિ થતો કે તેના ગોળાનો અવાજ દશ કોસ સુધી સંભળાતો, વળી 'નવ લક્ષ મુદ્રાહાર' માં કવિ ચન્દ લખે છે કે 'અતિ ઘણા ભારવાળી તોપો હારદોર તૈયાર હતી.' તેમ જ એક બીજે સ્થળે લખે છે કે 'તોપોની સંખ્યા ને દારુની થેલીઓથી ત્રણ કોસ સુધીની જગ્યા રોકાઈ હતી.' સર હેન્રી ઈલિયટ જણાવે છે કે, બાબરના સમયમાં આ દેશમાં તોપ હતી. ૧૩૧૨ માં આફ્રીકાના મૂર લોકો પાસે તોપો હતી, ને તેઓ તે આરબ લોકો પાસેથી લાવ્યા હતા. આરબોએ, જેમ બીજી વિદ્યાનો અભ્યાસ ભારતવાસીઓ પાસેથી કીધો હતો, તેમ જ આ તોપો બનાવવાની વિદ્યા પણ તેઓ પાસેથી લીધી, ને તે દ્વારાએ યુરોપમાં તોપનો વ્યવહાર પ્રચલિત થયો છે, એવું બીજા પંડિતોનું માનવું છે. 'શતઘ્ની' શસ્ત્ર રામાયણ મહાભારતના કાળમાં પ્રસિદ્ધ હતું, ને તે

ગોળો તૈયાર કરવામાં પાંચ હજાર માણસ કામે વળગ્યું છે. બંદુકો એક સરખી તૈયાર થાય છે, ને શસ્ત્રશાળામાં તે મોકલી દેવામાં આવે છે ને ત્યાંથી સૈનિકોને વહેંચવામાં આવે છે. બીજી તરફ ધનુષબાણ તૈયાર થાય છે. કેટલાંક બાણોને એવા તીક્ષ્ણ બનાવવામાં આવે છે કે, તે જેના અંગમાં પેડું તે તાત્કાળ જ યમલોકનો પરોણો થાય. એક કારિગરે જમહીસ નામનું નવું યંત્ર બનાવી પૃથિરાજને સમર્પણ કીધું, જે યંત્રથી અનેક પથરાઓ શત્રુઓનાં કાળજાં વિંધતાં હતાં. વેપારી, ખેડુતો અને રાજ્યકાર્ય કુશળ સર્વ મનુષ્યોમાં ધમાલ ચાલી રહી છે. રાત અને દહાડો લુહાર ને સુતાર સર્વે કામમાં મચેલા છે. પ્રભાત થતાં નિત્ય પૃથિરાજ અને સમરસિંહ સૈન્યની વ્યવસ્થા જોય છે, અને ક્ષત્રિયોને ઉત્સાહપૂર્ણ જોઇને તે નિશ્ચિંત રહેતા હતા કે, શાહબુદીન ઘોરી આ વેળા પણ કાળે મોઢે પાછો ફરશે.

આ સમયમાં દિલીપ અને કલ્યાણ વચ્ચે ગાઢી મૈત્રી થઇ છે. એ બંનો જણને એક દિવસ પણ મળ્યા વગર ચાલતું નથી. રાજકન્યા સાથે યમુનાસ્તંભપર પ્રેમવાર્તા કરી જુદા પડ્યા પછી, ને હૃદયમાં ગુલાબ ભરેલા કાંટા પછી, કેટલેક દિવસે, કલ્યાણના મનમાં એમ આવ્યું કે, આજે રાજકન્યાની મુલાકાત લઇ આવું. તે તૈયાર થયો, પણ મિત્ર સાંભરી આવ્યો. તે દિલીપને આજે મળ્યો નથી, તેથી તેને મળીને પછી રાજકન્યા પાસે જઇશ, એમ ઠરાવી તે મહેલમાંથી નિકળ્યો.

આ વેળા દિલીપ જૂદા જ વિચારમાં ગુંથાયો હતો. તેના મનમાં એમ થતું હતું કે હું કોણ? કોનો પુત્ર? મારાં માતાપિતાનું શું થયું હશે? મારી સંભાળ કોઇએ કેમ લીધી નહિ હોય? મારાં માતપિતા ક્યાં હશે? એ સર્વ વિચારમાં તે ગુંથાઈ ગયો હતો. થોડીવારે તે જ્યાં બેઠા હતા ત્યાંથી ઉઠ્યો, ને પોતાનાં જૂનાં કપડાં કાઢી તપાસવા બેઠો. થોડીકવાર ઉલટપુલટ તપાસ્યાં. પણ તેટલામાં કલ્યાણસિંહ ત્યાં આવી પહોંચ્યો, એટલે તે વસ્ત્રો બાજૂએ મૂકી દીધાં. ઘરમાં આવતાં જ કલ્યાણે તે વસ્ત્રો જોયાં તો તે રાજવસ્ત્રો જેવાં લાગ્યાં, ને તેના મનમાં આવ્યું કે, આ

---

શસ્ત્ર કેવા પ્રકારે કાર્ય કરતું હતું, તે મેં "રામાયણ" ની પ્રસ્તાવનામાં સ્પષ્ટ દર્શાવ્યું છે. હેલહેડ લખે છે કે Gun-powder has been known in China as well as Hindustan far beyond all periods of investigation અર્થાત્ હિંદુ અને ચીનાઓ એટલા પ્રાચીન કાળથી બંદુકનો દારુ બનાવવાનું અને તેનો ઉપયોગ કરવાનું જાણતા હતા કે, તે (ક્યારના જાણે છે) તેનો નિર્ણય કરવો અત્યંત કઠિન છે. આટલું તો નક્કી છે કે યુરોપી પ્રજા તોપ, બંદુક, તેનો દારુ એ સંબંધી જાણતા થયા, તેના પૂર્વે હજારો વર્ષપર એ શસ્ત્રનો ઉપયોગ ભરતખંડમાં થતો હતો.

વસ્ત્રો કોઇ પણ દિવસે જોયલાં છે, તેથી દિલીપને પ્રથમ પ્રશ્ન જ એ કીધો કે, "આ લુગડાં કોનાં છે?" દિલીપે કહ્યું, "ભાઈ મને તો કંઈ માલુમ નથી, પણ સંન્યાસીએ એમ જણાવ્યું હતું કે, એ મારા બાળપણનાં લુગડાં છે." કલ્યાણસિંહે પૂછ્યું, "તેં કદી રાજ્યવસ્ત્રો જોયાં છે? મને લાગે છે કે, મેં આ વસ્ત્રો કોઈ દહાડો જોયાં છે. ભાઈ, તારી સાથે મારો કોઇ નવો જ સંબંધ છે, એમ મને ભાસે છે; કેમકે તારું ને મારું મોં એક મળતું આવે છે, ને તારી વાતચિતપરથી મને એમ થાય છે કે, તું કોઇ મારો સંબંધી હશે. આ વસ્ત્રો આજે કેમ કાઢ્યાં છે?" "સંન્યાસી પિતાએ, મરણ સમયે મને કહ્યું હતું કે, એ વસ્ત્રોથી તું તારું ઠામઠેકાણું જાણશે, તેથી એ મેં કાઢ્યાં છે, પણ એટલામાં આપ આવ્યા." કલ્યાણ, દિલીપની વાતો ધ્યાનથી સાંભળતો હતો, ને જેમ જેમ તે વધારે સાંભળતો ગયો તેમ તેમ તેના મનમાં પોતાના ડૂબેલા ભાઈ કરણસિંહની ભ્રાંતિ થતી હતી. પણ કોઈ પ્રત્યક્ષ પ્રમાણ નહિ મળવાથી તે મૌન ધરી રહ્યો; કેમકે તેના મનમાં એમ હતું કે, કદાચ દિલીપસિંહ, કરણસિંહ નહિ હોય તો, પિતાની નિર્મૂળ થએલી આશા પુનઃ સજીવ થયા પછી, પુનઃ નિર્મૂળ થવા પામે તો તેઓને ઘણો શોક થશે. કલ્યાણે થોડી વાર રહીને પૂછ્યું, "પણ તું કહેતો હતો કે, સંન્યાસીએ તારું નામ જાણવાને એક તાવીત બનાવ્યું છે, તે તેં જોયું?" દિલીપે ઉત્તર આપ્યો, "નાજી, મને અવકાશ મળ્યો નથી," એમ કહી દિલીપે વાત ટુંકી કરી, કેમકે તેના મનમાં એમ હતું કે, આ વસ્ત્રો, એ ગયા પછી ફરીથી તપાસીશ. કલ્યાણને પણ રાજકન્યા પાસે જવું હતું એટલે તે પણ ઉતાવળો હતો. દિલીપને મળ્યા પછી તેનું મન રાજકન્યામાં જઈ ચોંટ્યું, એટલે તેણે ઉતાવળા ઉતાવળા દિલીપને કહ્યું, "કાલે તમે ઘેર પધારજો;" એમ કહીને તે ચાલતો થયો; અને રાજકન્યાને મહેલે આવ્યો.

દરવાજાપર ગુલાબ ઉભી હતી, તેને જોઇ કલ્યાણે પૂછ્યું, "કેમરે રાજકન્યા નઠારી છે, તેનું પ્રમાણ હવે બતાવશે કે?" ગુલાબે કહ્યું, "કેમજી, આપ મને તુચ્છકારો છો કે? તે મારી વાત ખરી માનતા નથી કે? પણ વખત આવે સઉ જણાશે. પ્રમાણ બતાવવાની કશી જરૂર નથી. હાથ કંકણને આરસી શી? સત્ય આખરે તરશે. જો પ્રમાણ જોવામાં આવનાર નહિ હોત તો આપ આજે અત્ર પધારતે જ નહિ. આજે વિજયસિંહજી અત્ર આવનાર છે, હું તેને આપની પધરામણી જણાવીશ નહિ, એટલે શું થાય છે તે જોજો." આવી લબાડ વાતો કહેતાં કહેતાં ગુલાબે એક નિઃશ્વાસ મૂકયો; ને તેનાં નેત્ર જળથી

ભરાઇ ગયાં. ગુલાબની વાતો સાંભળી કલ્યાણ ડામાડોળ થયો. વિજયનું નામ સાંભળી યમુનાસ્તંભપર રાજકન્યા ચમકી હતી, તેનું તેના મનમાં સ્ફૂરણ થયું. "એને ચમકવાનું કારણ શું હતું?" કલ્યાણ સ્વગત બોલ્યો, "પણ ગુલાબ કહે છે તે સત્ય છે? શું તે દહાડે ઉષાવતી વિજયનું નામ સાંભળી ચમકી, તે એટલા જ માટે?" જતાં જતાં કલ્યાણસિંહે કહ્યું, "ગુલાબ, જો આજે વિજય અહિયાં આવશે તો તારી વાત ખરી માનીશ." એમ કહી તે રાજકન્યા પાસે ગયો.

મહેલના એક સુંદર ઓરડામાં, સુવર્ણજડિત પલંગપર માથે હાથ મૂકી, દુઃખમય મુદ્રાથી ઉષાવતી સૂતી હતી; તેનાં નેત્ર જળથી પૂર્ણ હતાં; તેની છાતી ધબડક ધબડક થતી હતી; સ્તન નિઃશ્વાસ ઉચ્છ્વાસથી ઉછળી રહ્યાં હતાં; તેના નેત્રો મીંચેલાં હતાં, જે ઉઘડતાં ત્યારે તેમાંથી એકદમ આંસુ ખરી પડતાં હતાં, કલ્યાણસિંહ ધીમે ધીમે પલંગ નજીક આવ્યો, તેને રાજકન્યાએ જોયો નહિ. રાજકન્યાની ભવ્ય ને કાંતિમાન્ નિર્દોષ મૂર્તિ જોઇ કલ્યાણ છક જ થઇ ગયો; અને પોતાના મનમાં આવી નિર્મળા, સદ્ગુણ સંપન્ન બાળાપ્રતિ સંદેહ ઉત્પન્ન થયો, તે માટે પોતાના આત્માને તે ધિક્કારવા લાગ્યો. સુંદર યુવતી સ્વર કાઢ્યા વિના રડે છે ત્યારે તેનું વદનકમળ અતિ શોભા આપે છે. અને જેમ સુંદર ગુલાબનું ફૂલ ઓસથી લચી પડે ને જેવું મધુર લાગે છે તેમ તે પણ અધિક મધુરી લાગે છે. સુંદર ચંદ્રનાં કીરણો પૃથ્વીને શોભાયમાન કરે છે તેવી તે શોભા આપે છે. દિવસના સફેત ગગનમાં, કૃષ્ણવર્ણી મેઘમાળા થાય છે ને દિવસને વિશેષ શોભાવે છે તેમ રાજકન્યા રડવાથી અધિક શોભતી હતી. આ સર્વથી કલ્યાણ એવો તો મોહવશ થઇ ગયો કે તે સ્વગત બોલ્યો, "બેશક, હું જ પાપી છું, તેથી આવી પવિત્ર પુતળી માટે શંકાશીલ બનું છું." રાજકુંવરનો તે શબ્દ સાંભળતાં, રાજકન્યા ચમકીને બેઠી થઇ, કલ્યાણે જોયું તો તે રડતી હતી. તેનાં ઉજળાં રાતાં નેત્ર, ઓસકણથી ભીંજાયલા ગુલાબનાં ફૂલ જેવાં જણાતાં હતાં! અને તેનાં નેત્રમાંથી વહેતા જળથી કપોળપર રેષા આલેખાઇ રહી હતી. અંબોડો ગુંથેલો નહોતો, પણ તેના કેસ વિખરાઇને ખભા, વક્ષઃસ્થળ તથા પીઠપર ઝૂકી રહ્યા હતા; ને તે પણ થોડાક ભીંજાઇ ગયેલા હતા. જ્યારે તે બેઠી થઇ ત્યારે તેનાં નેત્ર ભીંજાયલાં હોવાથી સ્થિર હતાં, શરીર ઢરી ગયેલું હતું, અધરોષ્ઠ બંધ હતા, પણ કદી કદી દુઃખ સંભારણથી ફરકતા હતા. તેનું આવું અલૌકિક રૂપ નિહાળી રાજપુત્ર મોહિત થઇ ગયો ને મનમાં બોલ્યો, "આવી સુન્દરતા તો કદીપણ ત્રણ ભુવનમાં પણ જોઇ શકીશ નહિ!"

રાજકન્યા પલંગપર બેઠી છે, ને કલ્યાણ જડવત્ તેના સામા જોયા કરે છે. થોડીવાર તો તે મૂર્ખ હોય, મુંગો હોય, વિભ્રમ હોય, ચલિત ચિત્તનો હોય; જડ હોય, તેની માફક ઉભો જ રહ્યો. પછી બોલ્યો "ઉષા! કેમ રડે છે?" રાજકન્યા બોલી નહિ, તેનાથી બોલી શકાયું નહિ, તેનો બોલવાનો પ્રયત્ન અફળ ગયો, જીભ જ ઉપડી નહિ. ફરી ફરી યુવરાજે પૂછ્યું, પણ તે બોલી નહીં, પણ તેનું લાલચોળ થયેલું મોં ધીમે ધીમે નીચી દૃષ્ટિયે પડ્યું! પણ તે લજ્જા તથા પ્રીતિથી ભરપૂર હોવાથી વધારે શોભાવા લાગ્યું. રાજકુમાર પ્રેમઘેલો થઇ ગયો ને પુનઃ પુનઃ પ્રશ્ન કરવા લાગ્યો, પણ તેનો નહિ મળે ઉત્તર કે નહિ સમજાયું કારણ! ત્યારે તેણે, પ્રેમમય મધુર સ્વરથી પૂછી, ઉષાવતીના હાથ પકડી ઉઠાડી, ને એક બીજા ઓરડામાં તેડી જઇ સુન્દર મંચપર બેસાડી. એ વેળાએ અકસ્માત્ એક પુરુષ રાજકન્યાના ઓરડાના દરવાજાપર જણાયો, પણ કલ્યાણસિહને જોઇ, વાઘને જોઇ ફાળભેર હરણ નાસે છે તેમ તે નાસી ગયો. તે વિજય હતો, રાજપુત્રે તેને બરાબર ઓળખ્યો, તેથી તેને રોમેરોમ ક્રોધ વ્યાપી ગયો.

લાકડામાં સ્વાભાવિક અગ્નિ તો હોય છે. તેને ઘર્ષણ થાય છે એટલે તે ઝટપટ સળગી ઉઠે છે. કલ્યાણના મનમાં પહેલેથી શંકાયે ઘર કીધું હતું, તેમાં વિજયને જોવાથી તેની ખાત્રી થઇ કે શંકા નથી, પણ સત્ય છે, એટલે તેના ક્રોધને જ્યાંથી માર્ગ જડ્યો, ત્યાંથી બળવા લાગ્યો. તે રાતોચોળ થઇ ગયો. આખું બ્રહ્માંડ જ તેના નેત્ર આગળ ચારે દિશાથી અગ્નિથી સળગે તેમ સળગવા લાગ્યું! તેનાં નેત્ર આગળ ક્ષણક્ષણે વિજળી ચમકવા લાગી! સર્વાંગ કંપાયમાન થઈ રહ્યું! તેની છબીલી છબી રુદ્રરૂપ થઈ ગઈ. વિજયને, જેવો જોયો તેવો જ તેણે રાજકન્યાનો હાથ હડસેલી દઈ, ક્રોધમાં ઉભો રહ્યો. રાજકન્યા તો દુઃખમાં તરતી હતી, તેણે વિજયને નહિ જોવાથી તે આ અનાદરનું કારણ સમજી શકી નહિ; ને કલ્યાણના મનમાં શું છે, તે જાણી શકી નહિ. તે તો ચકિત જ થઈ ગઇ. તેણે અત્યાર સૂધી કલ્યાણસિહનું મોં સારી રીતે જોયું નહોતું, પણ હમણાં દૃષ્ટિ કીધી તો તે વિકરાળ ને ભયંકર જણાયું. તેથી તે ભયભીત થઈ ગઈ. ક્રોધથી કંપતા સ્વરે કલ્યાણે કહ્યું, "કેમ પાપિણી! કેમ રડતી હતી? તારા રડવાનું કારણ હું સારી રીતે જાણું છું; ને તેથી મારાં વચનપર તેં લક્ષ આપ્યું નહોતું. ફટ! ધિક! તું કેમ બોલતી નથી તે હું જાણી શકયો નહિ. હું કેવો મૂર્ખ! કેવો બુદ્ધિહીન! હું ધારતો હતો કે મારે યુદ્ધમાં જવું છે તેથી તું રડે છે;

પણ મેં સ્વપ્ને પણ જાણ્યું નહોતું કે, તું બીજાને માટે રડે છે, મારે માટે નહી! ધિક્ક! ધિક્ક!"

કલ્યાણસિંહનાં આવાં કઠોર, નીચ, અપ્રીતિભરેલાં વચન સાંભળી ઉષાવતી ચૂપ રહી શકી નહી. તે, દીન પણ ગંભીર સ્વરથી બોલી, "એ શું બોલ્યા? શું હું તમારે માટે રડતી નહોતી?" કલ્યાણે ક્રોધભેર કહ્યું, "નહી, તું દુશ્ચરિત્રા છે." એક રાજકન્યા, એક સાધ્વી, એક સરળા, એક યૌવના, એક પ્રેમઘેલી, એક એકવચની, એક કાન્તા, એક ક્ષત્રિયબાળા, એક વીરસ્ત્રીને આ વચનો વજ્રઘાતથી પણ વિશેષ દુઃખકર હતાં. ઉષાવતી તેટલા જ ક્રોધથી બોલી, "સંભાળજો, હું દુશ્ચરિત્રા છું, એ તમારે જ મોંથી સાંભળ્યું! અને હું જીવતાં તમે સંભળાવો! હાય!" એમ બોલતાં તે પલંગપર એકદમ પડી! તેણે માન્યું, જાણ્યું કે રાજપુત્ર તેના પ્રેમપર પૂર્ણ શંકાશીલ છે.

કલ્યાંણે જરાપણ દયા, માયા, પ્રેમ, સરળહૃદય વિના કહ્યું, "હાં હાં! તું સતી છે, કેમ? તેથી વિજયને તેં તારા પ્રેમના બદલામાં તારી વિંટી આપી છે, નહિ વારુ? તું સતી છે તેથી તેને તારો પ્રીતમ બનાવી મને સ્વામી મનાવે છે? પાપિણી! તું નઠારી છે તો તેવી જ કયાં નહિ રહી? અને મને ફોકટમાં તારો પ્રેમ બતાવી તારા ફંદમાં શું કામ ફસાવ્યો? તને નઠારી જાણીને હું આજે તારો જ ત્યાગ કરતો નથી, પણ સારા જીવનના સુખનો ત્યાગ કરું છું! ઉઃ! હાય! હું આજે કેવો મૂર્ખ બન્યો કે, કૌવચના ફૂલને ગુલાબ માન્યું! ઝેરને અમૃત જાણ્યું! અગ્નિને હિમ, પીછાણ્યું! વ્યભિચારિણી તથા લંપટકામિનીને સદ્વ્રતવાળી માની. હું ગુલાબની વાતો માનતો નહોતો, પણ મેં નજરો નજર જોયું. હવે તારા કપટમાં સંદેહ શો?" કલ્યાણની આ બધી વાતોથી અત્યંત આશ્ચર્ય પામી રાજકુંવરીએ પૂછ્યું, "શું આપે આ આંખથી જોયું છે? મેં વિજયને કયારે વિંટી–" રાજપુત્રે ક્રોધથી કહ્યું, "બસ. લવારી ન કર, વધુ ન બોલ, જે કર્યું છે તે ઠીક જ કર્યું છે! વધારે બોલીને નકામું પાપ નહિ વહો? મેં જાતોજાત નહિ જોયું હોત તો તારી વાત માનત, પણ નજરોનજર જોયા પછી તારી વાત માનું, એવો હું મૂર્ખ નથી! હવે હું તને કશું કહેતો નથી; કેમકે તારા પાપકર્મ માટે તને તારું જ મન ડંખશે, તને નરકનાં દુઃખ જેવી પીડાઓ પહોંચાડશે! હવે હું જઇશ ને યુદ્ધમાં પ્રાણ સમર્પણ કરીશ. આજે હું સુખને રામરામ કરવા આવ્યો હતો. હવે આ જન્મને માટે રામરામ કરું છું! પણ સ્મરણમાં રાખજે કે, તને એક વાર આ સર્વનું ફળ ભોગવવું પડશે. જો તું ઇશ્વરથી ડરતી હોય, એમ માનતી હોય કે કોઈ

હવે પછી પણ પૂછનાર છે, કોઇને જવાબ દેવાનો છે, તો પ્રશ્ચાત્તાપ કર." આટલું બોલી રાજકુંવર પાછી દૃષ્ટિ કર્યા વગર જ ઉતાવળે પગે ચાલ્યો ગયો. રાજકન્યા તો સડક જ થઇ ગઇ, તે નિસ્તેજ થઈ ગઈ. તે ભયાકુળ થઇ પડી, તેનાં નેત્રપર અંધારાનો પડદો ફરી વળ્યો. તત્ક્ષણે તે મૂર્છાગત થઈ પડી, પણ તેનો અવાજ સંભળાયા છતાં રાજકુંવરે પાછા વળી જોયું સરખું પણ નહિ.

ગુલાબ આ સર્વે એક દરવાજાપર ઉભી ઉભી છૂપાઇને જોતી હતી. તે આ વૃત્તાંત જોઈ બાવરી બની ગઈ. તેના મનમાં આવ્યું કે, હમણાં ને હમણાં કલ્યાણને સર્વ ભેદનો પડદો ફોડી, આંધળાપણામાંથી અટકાવું. પણ ધાર્યું કે, હમણાં તે માનશે નહિ, ને રાજકન્યા મૂર્છાગત થઇ છે, તેની કોણ સંભાળ લેશે ? તેથી તે એકદમ રાજકન્યાના ઓરડામાં આવી, તે તેને જાગ્રત કરવાના ઉપાય કરવા મંડી પડી. રાજકન્યાના મોંપર પીળાસ આવી ગઈ છે, કપાળ ને ઓઇપરથી પરસેવાના ઝેર્ણઝેરા છૂટે છે. તુરત જ ગુલાબે, ગુલાબજળ લાવી, રાજકન્યાના મોંપર છાંટયું. છાંટ છાંટ કરતાં તે જરાક જાગ્રત થઈ, પણ પાછી મૂર્છાગત થઈ. દાસી ડરી ગઈ. તેની હિમત નહિ ચાલી કે રાજકન્યાની આ અવસ્થાથી રાજમાતાને અજ્ઞાત રાખે, તેથી એક બીજી દાસીને બોલાવી રાજમાતાને, પૃથિરાજની રાણીને, આ શોકકારક વૃત્તાંત જણાવવા મોકલી, ને પોતે રાજકન્યાનું માથું ખોળામાં લઇને બેઠી, તો તેનું વસ્ત્ર લોહીલુહાણ થયેલું જણાયું. રાજકન્યા મૂર્છાગત થઈ, તે સાથે તેનું માથું ફૂટી ગયું હતુ ને તેમાંથી પુષ્કળ લોહી વહેતું હતું; તેથી તેના કેશ પણ લોહી લોહીવાળા થઇ રહ્યા હતા. તે ઉઠીને મહાકઠાવતિયે સર્વે ધોઇ, માથે ધા બાજરીયું લાવી બાંધ્યું અને તેને પલંગપર સુવાડી.

બીજી દાસી દોડતી દોડતી રાજરાણી પાસે ગઇ, પટરાણીનું વય ૩૨ વર્ષનું છે, તે યૌવના છે. હમણાં તે સકલ શણગાર સજી બેઠી હતી, અને તેના મોં આગળ એક માણસ યુદ્ધની વાતો કરતો હતો. પણ દાસીને શ્વાસભેર આવતી જોઇ પૂછ્યું, "અલિ શું છે ? કેમ હાંફે છે ?" દાસીએ હાંફતા હાંફતાં જ કહ્યું, "રાણીજી, ઉષાવતી બા, તેના ઉપર—હું મરી જાઉં, હમણાં એકદમ, હું મરી જાઉ, પરમેશ્વર કુંવરીબાને અખંડ રાખે, હું મરી જાઉં." રાણીજી તેના બોલવાનો ભાવ નહિ સમજવાથી, ને કંઇ માઠા સમાચાર છે એમ માની એકદમ બોલ્યાં, "અરે મરી જાઉં, મરી જાઉં શું બકે છે, બોલની ઝટ, શું છે ?" દાસી બોલી, "હું મરી જાઉ એમ નાપરથી, રાણીજી, કુંવરીબા

મૂર્છાગત થયાં છે, બોલતાંએ નથી ને ચાલતાંએ નથી ને હાલતાંએ નથી. હું મરી જાઉં, તમે ચાલો, ને જુઓ, હું મરી જાઉં, કે તેમને એ તે શું થયું છે, હું મરી જાઉં!"

ઉષાવતી પૃથિરાજની એકની એક પુત્રી હતી, ને સકલગુણસંપન્ન હોવાથી રાજા રાણીનું તન મન ને ધન તે તે જ હતી. જો તેનું જરા પણ માથું દુઃખતું તો રાણી ને રાજા ગભરાઇ જતાં, બાવરાં થતાં હતાં. દાસીએ જે વૃત્તાંત જણાવ્યો તેવી જ રાણી ઉઠી, ને રાજકન્યાના ઓરડામાં આવી, જોયું તો રાજકન્યા લાકડા જેવી પડી છે ને ગુલાબ તેને જાગ્રત કરવાનાં ઉપાયો યોજે છે. રાણીએ ગુલાબને પૂછ્યું કે, "પુત્રીને શું થયું કે, તે આમ પડી છે?" તે સાંભળી, વિચારમાં, શોકમાં, ગભરાટમાં, અપરાધમાં, ગુંથાયલી ગુલાબ ભયભીત થઇ. તેનું મોં સુકાઇ ગયું, તેનો કંઠ બંધાઇ ગયો, તે બોલી શકી નહિ, પણ રડી પડી. ગુલાબની જીભ બંધાઇ ગઇ, તે જોઈ બીજી દાસીઓએ પોતપોતાનું પોત પ્રકાશવા માંડ્યું. કોઇ રડી પડીને ગુલાબને દોષિત કરવા લાગી, કોઇ ક્રોધથી ગુલાબને ધમકાવવા લાગી, કોઇ લાંબા લાંબા નિઃસાસા મૂકવા લાગી; પણ તેમ કરતાં તેઓ જોતી હતી કે, રાણીજી તેઓનું તે કાર્ય જોય છે કે નહિ. સૌ દાસીઓ રાણીને વિંટલાઇને બેઠી, ને એક પછી એક બોલવાનો પ્રારંભ કીધો; ને છેલ્લે એક દોઢ ડાહી દાસી બોલી "એ સર્વે વાતોમાં કંઇ સચાઇ નથી; પણ હમણાં યુવરાજ કલ્યાણસિંહ પધાર્યા હતા, તેમની સાથે યુદ્ધની વાતો થતી હતી, તેથી ચમકીને, ભડકીને, હવે શું થશે તે ભયથી બ્હેન બા અચેત થઇ પડ્યાં હશે. હજી બાળક જ કેની, તે લોહીલોહાણું ને માથાં કાપ, વહાડ કાપ ને માર માર ને નાશ ભાગની વાત કેમ સાંભળી શકે?" બધી દાસીઓએ હોંકારો પૂર્યો, "હા હા, એમ જ હશે, એમ જ!" અને રાણીજીના મનમાં પણ તેમ જ આવ્યું. પછી પુત્રીનું માથું ખોળામાં લઇ, સૌને બોલતાં બંધ કરી રાજવૈદને તેડું મોકલ્યું.

વૈદરાજ આવ્યા. રાજવૈદ વૃદ્ધ હતો ને ચિકિત્સામાં પ્રવીણ હતો. રાજકન્યાની નાડી જોતાં શરીરમાં તાવ પુષ્કળ જણાયો. પછી સર્વે વાત પૂછી લીધી, ને ફુટેલું માથું પણ જોયું; ને વિચાર્યું કે આવો મોટો ઘા થયા છતાં પણ રાજકન્યાને ચૈતન્ય આવતું નથી, તેનું કારણ શું? એમ વિચારી બીજા વૈદ્યોને સલાહ માટે તેડાવ્યા અને તુરતને માટે ઔષધ આપી, મસ્તકપર લેપ કીધો. પુત્રીની આવી અચેત અવસ્થા જોઇ રાણી રડવા લાગી, ને તે આહાર નિદ્રાનો ત્યાગ કરી રાતદહાડો તેની માવજત કરવા લાગી.

## પ્રકરણ ૧૮ મું

### શૈલબાળા કોણ?



કલ્યાણસિંહના ગયા પછી પુનઃ દિલીપસિંહે પોતાનાં વસ્ત્રો હાથમાં લીધાં. તે વારંવાર તેને જોવા લાગ્યો, ને વિચારવા લાગ્યો કે કલ્યાણ કહે છે કે તેણે એ વસ્ત્રો અગાડી જોયાં છે, ને તે રાજવસ્ત્રો છે, એ શું? હું કોણ છું? સંન્યાસી પિતા જીવતા હોત તો હું સર્વ પૂછી લેત, પણ હવે કોને પૂછું? આ વસ્ત્રથી હું કોણ છું, તે કેમ વર્તાશે? આવો વિચાર કરીને તે લુગડાને વારેવારે ધારી ધારીને, એક મૂકી બીજાને ને તે મૂકી પાછાં પહેલાંને લેતો હતો. પણ તેમાંથી કંઇ પત્તો નહિ મળવાથી તે એકદમ આધાં ફેંકી દીધાં; પણ ફેંકતામાં તેમાંથી ત્રણ કાગળ નિકળી પડ્યા. દિલીપના મનમાં ક્ષણભર આશા બંધાઇ કે, એ પત્રોમાંથી મારા જન્મ સંબંધી કંઇ વૃત્તાંત જણાશે. તેથી ઉમંગભેર ઉઠ્યો ને તે કાગળ હાથમાં લેઇ વાંચવા લાગ્યો:—

**"મહાપુરુષ, શાંત ચિત્તવૃત્તિવાળા, અબળ પ્રતાપી,**

**કુમાર તેજસિંહ**

"મહારાજ,

"આપના ભાઈના પુત્ર મહારાજ જયચંદ્રજી, આપની કોઈ વાતથી અત્યંત "ક્રોધિત થઈ, આપનું અહિત કરવાના ઉપાયો શોધે છે, આપ સાવધ રહેજો. "વિશેષ હશે તે જણાવીશ.

**"આપનો શુભાકાંક્ષી શ્રી"—**

દિલીપ બોલ્યો, "એ શું? એનો અર્થ શો? એમાં મારા સંબંધ તો કશુંએ નથી, એ તો કોઈ બીજી જ વાત છે! પણ જોઉં, આ બીજા પત્રમાં શું છે;" એમ બોલી બીજો પત્ર વાંચવા લાગ્યો:—

**"મહાપુરુષ, અબળ પ્રતાપી— * * ***

**તેજસિંહ.**

"મહારાજ જયચંદ્રનો ક્રોધ હજી સમ્યો નથી. આપને નિર્વાસન કરવાનો "તેઓએ નક્કી ઠરાવ કીધો છે, ને વાત પ્રગટ પણ કરી છે. આપ જયચંદ્રના "ક્રોધમાં દુ:ખી થાઓ તે જોવાને......................ઈચ્છા.......................ચાહો "તો આપની કન્યા શૈલબાળાને મને સોંપી જલદીથી દેશ છોડી નાસી "જાઓ. કદાચ પ્રાણપર સંકટ આવશે, પણ પ્રાણ કરતાં પ્રતિષ્ઠાનું સંરક્ષણ "વિશેષ અગત્યનું છે.

"શ્રી * * *"

શૈલબાળાનું નામ સાંભળી દિલીપ આશ્ચર્યમાં તલ્લીન થઈ ગયો. તેને સ્મરણ થયું કે, જે દિવસે શૈલબાળા ને તેનો પિતા ઝૂપડીમાં આવ્યાં, તે દિવસે સંન્યાસીના હાથમાં કંઇક કાગળના કટકા હતા

ખરા. પિતાજી સ્નાન કરવા ગયા હતા, ને શૈલના પિતાએ, હોડીમાંથી ઉતરી આ કાગળો ફેંકી દીધા હશે,' તે પિતાજીએ ઉઠાવી લીધા હશે; ને સાચવી રાખ્યા તો આજે એ બાળકીના કુળશીળનો પત્તો મળ્યો છે. કોઈ પ્રસંગમાં દુઃખ અને વિરાગવૃત્તિમાં લીન થઈ, સ્વહિતાહિત ભૂલી જઈ, માણસ કોઈ પદાર્થને નકામા જાણી ફેંકી દે છે, તે કોઈ બીજે પ્રસંગે સંગ્રહી રાખ્યાં હોય તો ઘણા ઉપયોગી થઈ પડે છે, એમ જાણીને પિતાએ તે કાગળ રાખ્યા હશે. સંન્યાસી પિતાએ એ વાંચ્યા હતા કે નહિ તે જણાતું નથી, કેમકે મરણ વેળાએ પણ તે વાત તેઓએ જણાવી નથી. કદાચિત્ માંદગીમાં ભૂલી ગયા હશે. દિલીપ આ વિચારમાં પોતે કોણ છે તે તો ભૂલી જ ગયો, પણ શૈલબાળા ઉત્તમકુળની રાજકન્યા છે, તે જાણીને ઘણો મગ્ન થયો. શૈલબાળા કુમારશ્રી તેજસિંહની કન્યા! રાજ્યકુલાંગના! ઘણી ભાગ્યશાળી છે. પણ હું કોણ? વળી એ વિચાર ભૂલી ગયો ને શૈલનો જ વિચાર કરવા લાગ્યો. ત્રીજો પત્ર જોયો, પણ તેમાં કંઈ નવલ જણાયું નહિ. તે પુનઃ પુનઃ સાનંદચિત્તે તે પત્રો વાંચવા લાગ્યો. તેપરથી તેની ખાત્રી થઇ કે, તેજસિંહ—શૈલબાળાનો પિતા, કાન્યકુબ્જપતિ જયચંદ્રનો કાકો થાય છે. પણ બંને વચ્ચે કંઇ વિવાદ થવાથી જયચંદ્રે તેને દેશવટો આપ્યો હતો. આ પ્રમાણે અપમાન થવાથી મહાપુરુષને મરણથી પણ અધિક ધા લાગે છે, ને તેથી તે ગુપ્તવેશથી દૂર દૂરના દેશોમાં ભટકતો હશે. અપમાન થયા પછી પરિચિત મનુષ્યમાં રહેવું, તેથી મોટું દુઃખ થાય, તેમાં આશ્ચર્ય નથી. આવો વિચાર થતાં તે ફરી ફરી પત્ર વાંચવા લાગ્યો ને શૈલ રાજકન્યા છે, તે વિચારથી તેના નેત્રમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં; ને શૈલની શૈશવક્રીડા તેના મનમાં રમી રહી, તેથી તે ચંચળ થઇ ગયો; જાગ્રત થયો. ફરીથી પત્રો વાંચ્યા, પણ શૈલના પિતાને જયચંદ્ર સાથે થયેલા વૈરનું તે કારણ જાણી શકયો નહિ.

* * * *

જયચંદ્રના પ્રપિતામહ અનંતપાળને ત્રણ રાણીઓ હતી. પટ્ટરાણી મોંઘીબાનો પુત્ર વીરસિંહ, વચેટનો તેજસિંહ ને કનિષ્ઠ રાણી અણમાનીતી હોવાથી તેને પેટે કશું સંતાન નહોતું. વીરસિંહ સમરાંગણમાં શત્રુઓનો કૃતાંતકાળ હતો, છતાં ધર્મમાં તેની એવી ઉત્તમ ગતિ હતી કે, પ્રજા તન મનથી તેના પ્રતિ પ્યાર કરતી હતી. તે ધર્મિષ્ઠ પુરુષોની ગતિરૂપ હતો, વિદ્વાનોનો શિરછત્ર હતો, પંડે વિદ્વાન્ હતો, ને તેના રાજભવનમાં વિદ્વાનોની સદાકાળ સભાઓ ભરાતી હતી. તેની રાણી તે દિલ્હીશ્વર અનંગપાળની પુત્રી, વનમાલિકા ગુણિયલ, વિવેકી, વિદ્યાચતુર,

ઉદારચિત્ત, રસિક ને વિનોદી હતી. મોટા સમર્થ રાજાની પટ્ટરાણી છતાં તે ગર્વથી છકી જતી નહીં, પણ પ્રજાજનમાં સારી રીતે પલોટાઈ ગઈ હતી, ને પ્રજા ઇચ્છતી કે, એ સુંદરીને સંતાન થશે તો તે પ્રજાનું રુડી રીતે પાલન કરશે. ઉમ્મર લાયક છતાં તેને સંતાન ન થયું, ત્યારે એક યોગીને યાચના કરવાથી, તેણે સંતુષ્ટ થઈ આશીર્વાદ આપ્યો, કે, આ ભભૂતિ પવિત્ર થઈ પ્રાશન કરજે, આશા પૂર્ણ થશે. ભોગચોધરીએ અણમાનીતી રાણીના જાણવામાં તે વાત આવવાથી, તેણે કપટ કરી એ પવિત્ર ભભૂતિને અપવિત્ર કરી ને વીરસિંહે અયોગ્ય કાળે ઋતુદાન દેવાથી જે સંતાન થયું, તેણે ભારતવર્ષના અકલ્યાણનું મંડાણ કીધું.

તેજસિંહ ઘણો પવિત્ર હતો અને રાજ્યાસનનો સ્વામી જયચંદ્ર હતો, તેને તે નિરંતર ધર્મોપદેશ કરતો. એ જયચન્દ્રના મિત્ર ને મંત્રીમંડળને પસંદ પડ્યું નહિ. સર્વે મંત્રી ને મિત્રો એવા પક્કા, એકલપેટા, લંપટ હતા કે, રાજ્યમાં ત્રાહે ત્રાહેનો પોકાર પડી રહ્યો. આ વાર્તાની જાણ તેજસિંહને થવાથી તેણે એકાંતમાં જયચન્દ્રને ઉપદેશ કીધો, પણ તે તેના નિષ્ઠુર હૃદયમાં ઠસ્યો નહિ. તેજસિંહે જણાવ્યું કે; "જ્યાં સુધી આ દુષ્ટમતિ મનુષ્યોનો તું ત્યાગ કરીશ નહિ ત્યાં સુધી તારી ગતિ નથી ને રાજ્યમાં વિપરીત થશે. આપણા સઘન નગરની પવિત્ર–પ્રતાપી સ્ત્રીઓની લજ્જા લુંટાય, ભર્યાં ભાદર્યાં ઘરો લુંટાય, અયોગ્ય શાસન થાય, ન્યાયનું માન ન જળવાય, એ સદ્ધર્મી ને પ્રજાપ્રતિપાળક રાજાને લાંછનરૂપ છે. રાજા, પ્રજાનાં સુખ અને દુઃખનો ભાગીઓ છે; ને પ્રજા રાજાનાં સુખ અને દુઃખની ભાગીઅણ છે; આવો પરસ્પરનો સંબંધ છતાં તું દુષ્ટ મંત્રીઓના ઉપદેશથી પ્રજાને કષ્ટ પમાડે, એ વિનાશનું મૂળ છે," આવાં સદ્વાક્યો સાંભળી જયચન્દ્ર ક્રોધે ભરાયો, પણ આમન્યાને વશ હોવાથી તેના હોઠ પણ ફરફડી શક્યો નહિ, તથાપિ તે દિવસથી તેણે તેજસિંહની મુલાકાત બંધ કરી, અને રાજસભામાં આવતો અટકાવ્યો. પાછળથી જયચન્દ્રનો ક્રોધ વધ્યો ને તેજસિંહના ત્રણ ગામમાંથી એક જપ્ત કીધું. આ સર્વેથી ધર્માચારી તેજસિંહને તલમાત્ર પણ દુઃખ ઉત્પન્ન થયું નહિ. જેમ ઝેરનો ઘુંટડો અમર મનુષ્ય પ્રેમથી પ્રાશન કરે છે, તેમ તે આ અપમાનનો ઘુંટડો ગળી ગયો.

દિનપ્રતિદિન જયચન્દ્રના દુષ્ટ મંત્રીઓનો ઉપદ્રવ પ્રજામાં વધવા લાગ્યો, ને નગરશેઠે ગદ્ગદિત કંઠે તેજસિંહને પ્રાર્થના કીધી કે, આ દુષ્ટાત્મા મંત્રીઓને દૂર કરવામાં આવશે નહિ તો નગરજનો ઉચાળા ભરશે. પ્રજાને દુઃખી થતી જોઇ તેજસિંહને ઘણો ચટકા લાગ્યો, પણ કરે શું? તેણે એટલો જ ઉત્તર આપ્યો કે, સમય આવે સૌ થઇ રહેશે.

આ વાતની જાણ દુષ્ટ મંત્રીને થતાં તેણે તેજસિંહનો ઘાટ ઘડવાનો ઉપાય યોજ્યો. જયચન્દ્રને સમજાવ્યું કે, પૃથિરાજ સાથે તેજસિંહનો પત્રવ્યવહાર છે ને પ્રસંગ આવે તેને સહાય થશે. જયચન્દ્રે આ વાત માની નહિ, પણ એક પ્રસંગ આવતાં તેના મનમાં તે વાત સજ્જડ ઠસી.

તેજસિંહ પરમાર્થ લોચનમાં અંધ સાથે નિષ્કપટી ને ધર્મનો જ્ઞાતા હતો. તેના મનમાં જયચંન્દ્રે, આપેલા અપમાનથી ઝાઝું લાગ્યું નહિ, તથાપિ તે એક ક્ષત્રીય વીર હતો. પણ પરમાર્થવૃત્તિ ને ધર્મની સહાયથી તે મન વાળી બેઠો, ને સાધુસંતના સમાગમમાં કાળક્ષેપ કરવા લાગ્યો. કનોજથી થોડે દૂર આવેલી પર્વતપંક્તિમાં એક આશ્રમ હતો, ત્યાં એક પવિત્ર સંન્યાસીનો સમાગમ થવાથી તેને પોતાના ગુરુ ગણી તેની પાસેથી તે નિત્ય ધર્મઉપદેશ લેતો, ને રાત્રિના સમયે તે સંતના આશ્રમમાં જતો.

રાત્રિ આકાશના ગર્ભસ્થાનમાં અર્ધ જન્મેલી છે, આકાશ નિર્મળ છે, સન્ધ્યાકાળની આરતિથી દેવળો ધમધમી રહ્યાં છે, આકાશ મૂર્છામાં પડે છે, પક્ષીગણ વૃક્ષોમાં અદૃશ્ય થાય છે, પ્રકાશ અને અન્ધકારને ધાડું યુદ્ધ ચાલે છે, પ્રાચીમાં ઝાંખી ચંદ્રલેખા દુર્બળી ભાસે છે, તે પ્રસંગે તેજસિંહ ગુરુ પાસે ધર્મવચનો સાંભળે છે. ચોમેર શાંતિ હતી; માત્ર અરણ્યમાંના વૃક્ષોનાં સૂકાં પાંદડાંનો ખડખડાટ થતો હતો, અને દૂર પર્વતની ખીણમાંથી ભયંકર પ્રાણીઓની ચીસો સંભળાતી હતી, તે વિના આ બંનેની વાતમાં કોઇ વિક્ષેપ કરનાર નહોતું. સંસાર, સ્નેહ, લક્ષ્મી, ઐશ્વર્ય, કીર્તિ અને બીજી માયીક વસ્તુપરનો પ્રેમભાવ, મનુષ્યનું કલ્યાણ કર્તા નથી, પણ અકલ્યાણદાતા છે અને પરબ્રહ્મની લેહ જ માત્ર કલ્યાણદાતા, નિરંતરની કલ્યાણદાતા, ચીરકાળની કલ્યાણદાતા ને મુક્તિની આપનારી છે, એવો સદ્બોધ સાંભળી તેજસિંહની વૃત્તિ બદલાઇ ગઈ હતી. તેના હૃદયમાં પરબ્રહ્મની જ લગ્ની લાગી હતી, તે તેને જ જોતો, વંદતો, પ્રાર્થતો, ગાતો અને તેની સાથે ક્રીડા કરતો હતો. તેણે માયાના બંધ તોડી નાંખ્યા હતા. તેની વૃત્તિ બ્રહ્મમય જ હતી. પ્રપંચ શું, તેનું તે ભાન ભૂલ્યો હતો, જો કે તે ક્ષત્રિય ને રાજનૈતિજ્ઞ હતો.

મૂઢ જયચન્દ્ર, દુષ્ટ મંત્રીના પ્રપંચની જાળમાં ફસાઇને આજે જ આ પર્વતપર આવ્યો હતો. મંત્રીએ જણાવ્યું હતું કે, પૃથિરાજના પ્રેરેલા આ સંન્યાસી સાથે તે ગુપ્ત રીતે પ્રપંચ રચે છે, તે જોવાને જયચન્દ્ર પર્વતપર આવ્યો હતો. કથા સમાપ્ત થઇ હતી, તેજસિંહ સમાધિસ્થ જેવો થઈ બેઠો હતો, તેવામાં એક અપરિચિત મનુષ્યે સંન્યાસીની ઝુંપડીમાં પ્રવેશ કીધો; ને કહ્યું, "મહારાજ ! હું વટેમાર્ગુ છું, મને આજની રાત પડી રહેવા દેશો ?" ક્ષણભર વિચાર કરી સંન્યાસીએ

ના પાડી, પણ દયાવાન્ તેજસિંહે કહ્યું, "બાપડો થાકેલો હશે, તો બારણે પડી રહેવા દેશો તો શું કષ્ટ છે?" સંન્યાસી જ્ઞાતા હતા. તે ક્ષણભર વિચાર કરી બોલ્યા, "મને તો કશુંએ કષ્ટ નથી, પણ તને થશે." તેજસિંહ મર્મવાક્ય નહિ સમજવાથી પુનઃ બોલ્યો, "દેવ મને શું કષ્ટ થવાનું હતું? દયા કરીશું તો તેનો બદલો દયા જ મળશે; ભલે બારણે પડી રહે." કર્તવ્ય, અકર્તવ્ય, યોગ્ય અયોગ્યના ભાન વિનાનો તેજસિંહ બોલ્યો, તેનાપર સંન્યાસી હસ્યો ને કહ્યું, "ઠીક છે, વત્સ! તારી ઇચ્છા પ્રમાણે થશે. પણ દોષ દેતો નહિ, કેમકે ભાવી આગળ કોણ ફાવી જવાને સમર્થ છે?"

આ વાતચિત પેલો વટેમાર્ગુ નિશ્ચલ મનથી સાંભળતો હતો, ને જ્યારે સંન્યાસીએ કહ્યું કે, "તારી ઇચ્છા પ્રમાણે થશે," એટલે તેણે વગર પૂછેગાછે પોતાના ખભાપરનું પોટલુ ઉતાર્યું ને સ્વામીને દંડવત્નમસ્કાર કીધા. પછી સ્વામીની સામા બેઠો; અને વગર પૂછે તે બોલ્યો; "જયચન્દ્રના ત્રાસથી પ્રજા ગભરાઈ ગઈ છે, ને દહાડે દહાડે તેની પડતી જ આવશે." બન્નેમાંથી કોઈ કંઈ બોલ્યું નહિ, ત્યારે પુનઃ તે વટેમાર્ગુએ કથાસૂત્ર ઝાલ્યું, "રાજા તો પૃથિરાજ!" આ જ ક્ષણે જયચન્દ્ર ધીમે ધીમે પગલે ચાલતો ઝુંપડીના દ્વારપર આવ્યો હતો, તેણે કાન માંડ્યા, ને પૃથિરાજનું નામ સંભળાયું. વટેમાર્ગુ બોલ્યો, "એના રાજમાં સકળ પ્રજા સુખી, ધન ધાન્યે ભરપૂર, ભર્યાં ભાદર્યાં ઘર, ઉમંગ, ઉત્સાહ ને તેના ક્ષત્રિય સેનાનીઓ તેનાથી પૂર્ણ પ્રસન્ન છે. એકવાર અત્ર આવે તો સૌને નષ્ટ ભ્રષ્ટ કરી દેશે.' હવે જે સમય જાય છે તેમાં પૃથિરાજ મહારાજે કનોજને ચીરી નાખશે, ને જયચન્દ્રને નિસ્તેજ કરશે." વટેમાર્ગુનું આ સંભાષણ સાંભળી સંન્યાસી સચેત થયો, ને તે તો આત્મરક્ષણની સાહજિક વૃત્તિથી બોલ્યો, "જો કરેગા સો પાવેગા, આપણે શું! ઇશ્વર ન્યાય અન્યાય તો જોવાવાળો છે." જયચન્દ્રે આટલું સાંભળી, પેલા દુષ્ટ મંત્રીને કહ્યું, "તું કહે છે તે યથાર્થ જ છે, એ તેજસિંહ વિના અન્ય કોણ બોલે?" પણ એ મૂર્ખે સંન્યાસીનું આ વાક્ય સાંભળ્યું નહિ, "ભાઈ, અત્ર તો ધર્મબોધની વાત છે, તારી રાજપ્રપંચની વાર્તા સાંભળવાની જગ્યા આ નથી, તે કોઇ અન્ય સ્થળે કરજે." પાછા જયચન્દ્રે કાન માંડ્યા, ને સંન્યાસીનું બોલવું તો જારી જ હતું, "ઇશ્વર સૌનો ન્યાયદાતા છે, માટે તારે તારા આત્માની સંભાળ રાખવી. આ જગતમાં દુષ્ટ પ્રાણીને ઘટતું શાસન થશે." વળી જયચન્દ્રે મંત્રી સાથે વાત કરવા માંડી, તેથી આ વાક્ય સાંભળ્યું નહિ, "માટે તું તારા આત્માનું રક્ષણ કરી, તેના

યથાર્થપણાનો વિચાર કર, અને અન્ય વાતનો પરિત્યાગ કર." પાછા જયચન્દ્રે કાન માંડ્યા તો સંભળાયું કે, "જગતમાં દુષ્ટ ને પાપી મનુષ્યો સુખ ભોગવે છે, પણ કાળે તેનો નાશ સર્જેલો છે જ!" જયચન્દ્ર ક્રોધથી બોલ્યો. "હેં! મારો નાશ, અલ્યાં જોગટા, તારાથી સર્જેલો છે? શું સિંહનો શિકાર શિયાળવું કરશે?—જોગટા! તું જીવતો રહેશે તો જ નાશ કરશે, કે બીજી રીતે?—એ શું બકે છે? પણ જોઉં, હજી એ શું બોલે છે." આટલું જયચન્દ્ર સ્વગત બડબડ્યો, તેમાં સંન્યાસીનું આ ભાષણ સંભળાયું નહિ, "મનુષ્યે પરનિંદા, રાજદ્રોહનાં વચન અને સ્વજનના અવગુણ સાંભળવાથી દૂર રહેવું, એ સંત પુરુષનું લક્ષણ છે." જયચન્દ્રે પાછા કાન માંડ્યા, ત્યારે સંન્યાસી આ વાક્ય બોલ્યો, "ધીરજ ધર!" જયચન્દ્ર મનમાં બોલ્યો, "કોણ ધીરજ ધરે? તેજસિંહ? ઠીક, એને બરાબર ધીરજ ધરાવીશ?" એ બોલવામાં સંન્યાસીના આ વાક્યનો લોપ તેના કર્ણમાંથી થઈ ગયો, "તું આત્મજ્ઞાનને શોધ, પરનિંદા પરહર, ને આ સ્થળે રાજ્યપ્રપંચની વાર્તા કરતો નહિ, કરવી હોય તો ચાલ્યો જા." આમાંનું છેલ્લું વાક્ય જયચન્દ્રને કાને પડ્યું; તેમાં કાકતાલીય ન્યાય પ્રમાણે તેજસિંહ ઉઠ્યો, ને સ્વામીને પગે પડી, ઝુંપડીમાથી નિકળ્યો. તેને યથાર્થ રીતે જયચન્દ્રે પીછાણ્યો. તેનો પગસંચાર થતાં રાજા અને મંત્રી બંનો બાજુએ ખસી જવાથી તે તેઓને જોઇ શક્યો નહિ.

તેજસિંહના જવા પછી વરેમાર્ગું એક પણ શબ્દ બોલ્યો નહિ. મંત્રી ને જયચન્દ્ર બંનો ધીમે ધીમે પર્વત ઉતરી ચાલ્યા ગયા. ત્રીજે દિવસે પ્રભાતના તેજસિંહ કંઈ કાર્યવશાત્ સંન્યાસીની ઝુંપડીમાં ગયો ત્યારે તેના જાણવામાં આવ્યું કે, સંન્યાસી ગુરુદેવનું ત્યાં મડદું પડેલું છે,—કોઈ પાપી મનુષ્યે તેઓને મારી નાંખેલા છે. ગુરુના મરણથી તેજસિંહના હૃદયમાં જે ઉદાસીનતાએ વાસ કીધો, તે તેના મરણપર્યંત રહી હતી.

એ જ દિવસથી જયચન્દ્રના મનમાં આમળો બંધાયો, ને પ્રપંચી મંત્રીના ફંદમાં ફસાયો. બીજે દિવસે રાજસભામાં બેસતાં તે ધડુકી ઉઠ્યો; "વાહ! તેજસિંહ કાકા! તમે પણ ધૃતરાષ્ટ્ર કાકાને ભૂલાવો તેવા છો! મારા ડાહ્યા, શાણા, ધર્મિષ્ઠ, ભણેલા, પંડિત કાકાજી, તમે શત્રુને આશ્રય આપી મને ચમકાવો છો! અત્યાર સૂધી અત્યંત નરમાશથી જે તમારી સાથે કામ લીધું તેનું આ ફળ કે? ઠીક છે, હું પણ ક્ષત્રિય વીર છું, તે એમ તમારા પ્રપંચથી ગાંજ્યો જઇશ નહિ. ઠીક છે, તમને જોવાનો મને વખત પાસે આવ્યો છે." રાજસભાના આ સમાચાર તેજસિંહના એક મિત્ર પટાવતે તેને જણાવ્યા. પણ તેજસિંહ—નિષ્કપટી, અમાયીક, સુદૃઢ, ધર્મશીળ, જરા પણ ડર્યો નહિ. તેને નિશ્ચય

હતો કે, ધણીના ધાર્યા વિના અન્ય થતું નથી, ને મનુષ્ય કંઈ કરવાને સમર્થ નથી. તે અસમર્થ છતાં સમર્થ માને છે, એ તેનો ભ્રમ ને અજ્ઞાન છે. જયચન્દ્રનો ક્રોધ જાણ્યા પછી પ્રતિપળે તે અનિષ્ટની રાહ જોતો હતો, તથાપિ સત્પુરુષની પેઠે તે જરા પણ ચલાયમાન થયો નહિ. ગામ, ગરાસ, ધામ, લક્ષ્મી, સર્વ જાય તેની ચિંતા નહોતી. માત્ર કીર્તિ, ધર્મ ને પોતાની એકની એક બાળકીમાં તેનું સર્વસ્વ હતું. જયચન્દ્રના ક્રોધ પછી કેટલાક દિવસ તે બહાર જ નિકળ્યો નહિ, તેની ઉંઘ ને ભૂખ સર્વે નાસી ગયાં હતાં. છતાં તે નિશ્ચિત ચિત્તથી ઈશ્વરધ્યાનમાંથી ખસ્યો નહોતો. જયચન્દ્રના મનમાં એમ પણ હતું કે; તેજસિંહ સંન્યાસીના મરણથી ગભરાઈ પગે પડશે; પણ નિડર, અચળ, સુદૃઢ તેજસિંહે વિચાર્યું કે, "એ પાપીને શરણે જવું? જેણે સદ્‌માર્ગી, એકનિષ્ઠ પ્રભુનું ખૂન કર્યું, તેને શરણે જાઉં? શરણું તો શ્રીહરિનું સાચું જે ગ્રહણ કરવાથી આ ભવાબ્ધિમાં ગોથાં ખાતો અટકું, તેથી મારા જન્મો જન્મની પીડા ટળશે. સાક્ષાત્ શ્રીહરિને ભજીશ ને તેને શરણે જઈશ તો મારું કલ્યાણ છે. આ પાપીના શરણાથી શું?" જેમ જેમ તેજસિંહ, જયચન્દ્રથી દૂર રહ્યો તેમ તેમ તે વધુ વધુ વહી ગયો, ખીજાયો, ક્રોધે ભરાયો, કોપ્યો, ને મનમાં બોલ્યો. "ઠીક છે કાકા, વનવન નહિ રખડાવું તો વીરસિંહનો કુંવર જયચન્દ્ર નહિ." આ વાત પણ જે પટાવતે પ્રથમ જણાવી હતી, તેણે તેજસિંહને તાત્કાળ જણાવી એટલે માનભંગનાં ભયથી તે પોતાની પુત્રીને લઈને એક પ્રાતઃકાળે દેશને છેલ્લું નમન કરીને ચાલ્યો ગયો, જેને આપણે સંન્યાસીના આશ્રમમાં મળ્યા છીએ.

દિલીપસિંહ વિચારમાં પડ્યો છે કે, જયચંન્દ્રના કાકા તેજસિંહને દેશત્યાગ કરવાનું કારણ શું? પણ આ સર્વ કારણોનો પત્તો પત્રોમાંથી નહિ મળવાથી તે સંબંધે કંઈ જાણી શકયો નહિ. તેમ પોતાના સંબંધમાં પણ કંઈ જાણી શકયો નહિ. કલ્યાણસિંહને ત્યાં બીજે દિવસે જવાનું નક્કી કીધું.

## પ્રકરણ ૧૯ મું

### શોકસીમમાં પડેલો.




લ્હીના એક વિલાસભવનનના, એકાંતભવનમાં કલ્યાણસિંહ મૂર્છા ખાઇ પડેલો છે, તેની પાસે કોઇ પણ દાસ નથી. તે અચેત પડેલો છે. તેની છાતી એટલા જોરથી ઉછળે છે કે, તેનાપર હલકો

પદાર્થ મૂકયો હોય તો તે પણ ઉછળીને નીચે પડે. તેનાં નેત્રમાંથી નિકળતા પાણીના રેલાઓ ગાલપર થઇને શય્યાપર પડેલા છે. કોઇ પણ મનુષ્ય નિકટમાં નહિ હોવાથી તેની સંભાળ લઇ શકાઇ નથી. થોડીવારે તે સચેત થયો, બેઠા થવાના ફાંફાં માર્યાં, પણ તેના ગાત્ર એવાં તે શિથિલ થઇ ગયાં હતાં કે, પ્રયત્ન કરતાં પણ તેનાથી ઉઠી શકાયું નહિ. તેવા અચિન્ત્ય સ્વપ્નથી જેમ હૃદય સ્તંભિત થાય છે, નહીં આપ્ત થનારા મનુષ્યનાં અકસ્માત્ દર્શન થવાથી પળવાર હૃદય સ્તંભિત થાય છે, તેવું તેનું હૃદય સ્તંભિત હતું, થોડીવારે તે કષ્ટે બેઠો થયો, ને બોલ્યો, “અહો! જેની આશાથી મેં જીવિત ધારણ કરવું યથાર્થ સુખ માન્યું હતું, તે મ્હારી આશા વિફળ થઇ છે, તો હવે આ જીવિતનું પ્રયોજન શું છે? હે ઉષાં! આજથી હવે હું તને ભૂલું છું! તારું સ્મરણ હું સ્વપ્ને પણ કરીશ નહિ. હવે જીવિતનું શું પ્રયોજન છે? પિતાજીને જે કષ્ટ થશે તે જ! પણ જે જીવિત દુઃખમય જાય, જેમાં નિરાશાનું દુઃખ થાય, પ્રાપ્ય પદાર્થના વિનાશથી સંતાપ થાય તે તે જીવિત? હે ઉષા! તેં કંઇ જ વિચાર કીધો નહિ, તેં મારા પ્યારનો આવો અધમ બદલો વાળ્યો! હે દુશ્ચરિતા! તને વિચાર થયો નહિ કે, તું કંચન મૂકી કથીરને સેવવા ગઈ! રે તે પણ હોય! પરન્તુ, તેં તારા ફન્દમાં મને લપટાવ્યો! શા વાસ્તે ફસાયો? શા વાસ્તે તેં મને પ્રથમથી જ ના નહિ કહી કે, હું તમને ચાહતી નથી? હું મારું લાગ્યું ફોડી લેત, ને આજે આ દશાને પામત નહિ, પણ હવે આવા વિચારોથી શું ફળ?

“આમ જ આ જગ છે, દંભનું તો ભરેલું;
“આમ જ આ જગ છે, વિષનું રે, ભરેલું;
“પીયે પ્રેમિ પ્યાલો, જગનું રે તેના જે;
“હરે હરે તેના સર્વ સંતાપને તે.
“પડ્યું પડ્યું તોયે, તેયને તે જ ભજે;
“કામરણ કેવું છે, પડેલું મન સજે;
“ડૂબકી મારીને જળથી નીકળે રે ફેરી.
“જગદંભથી નિશ્ચે, છૂટશે સત્ય રે તે.
“ઉંચે ઉંચે જતાં, પ્રેમપ્રકાશ પેખે;
“ભ્રાંતિ ઝટ છૂટે, પ્રેમી ઘેલો ગણાશે;
“હિન નારીચેષ્ટા, મૂર્ખને માર મારે;
“ચિરી પડદો નિકળે, દૃષ્ટિયે દોષ ભાળે.”

વળી કોઈ કોઈ તો આમ પણ કહે છેઃ—

“છોડી માત! છોડ્યો તાત! છોડ્યા મિત્ર ભ્રાત!
“નારી કારણ સર્વે ગુમાવે, અંતે છોડે નારી સાક્ષાત્!”

એ બધું શું છે? સ્ત્રીઓના ગુણ દોષ કોણ જાણે છે? કોણ તેનું વર્ણન કરી શકશે? અહા! ઉષા! હું તારા ફન્દમાં નહિ ફસ્યો હોત તો કેવું રુડું! તું ન દુઃખી હું ન દુઃખી! કદાચ તને તો તારો પ્રિતમ મળશે, પણ તે કોણ? હું કોણ? તું કોણ? ચિતોડના પ્રતાપી સમરસિંહનો યુવરાજ! પૃથિરાજ પ્રતાપીની કુંવરી! તે કપટી! પ્રપંચી! વિષગ્રંથ! હવે જગતમાં સત્ય ક્યાં છે? ચિતોડ, ત્યાંથી દિલ્હી, ત્યાંથી ઉષાવતી! પ્યારી! પ્રપંચી! ત્યાગ! જીવિતના સુખનો નાશ! હવે તો યુદ્ધમાં પ્રાણસમર્પણ નિશ્ચિત! અન્ય શું? ત્યાં જ સુખ! રે ઉષા! ઉષા! કપટી! છદ્મવેશી! અમૃતરૂપમાં! વિષ હાય!”

યુવરાજે ભાન ભૂલી આવેશમાં આ શબ્દો બોલી, નિશ્વાસ મૂકયો, જેનો પડઘો સાંભળી તેને અન્ય પ્રકારનો આનંદ થયો. તેનાં નેત્રમાંથી અશ્રુધારા વહી, વીર ક્ષત્રિય બાળ, વીર રાજપુતાણીનો બાળ કુંવર, સ્વતઃ વીર પુરુષનાં નેત્રમાં અશ્રુ ધારા વહેવા લાગી; પણ તેમાંએ જાણે આઘે જણાતા કોઇ સુખદ જીવનની આશામાં તે આનંદ લેતો હોય, અને તે જ સુખની લાલસાથી, તેનાં દર્શન સમીપમાં થાય તે માટે આતુર બનતો હોય, હૃદયનો ભાર ખાલી થવાથી ઉત્સાહી બન્યો હોય તેવો તે આનંદમાં જણાયો. કેટલીકવાર ચિત્રવત્ બેસી રહ્યો. આસપાસ કોઇ પણ મનુષ્યનો પગસંચાર નહોતો, સર્વત્ર શાન્તિ હતી. તેના વિચારતરંગમાં કોઇ વિક્ષેપ કરનાર નહોતું. તે હમણાં જડ જેવો કે! મૂર્ખ જેવો કે! શબ જેવો કે! સ્વપ્નાવસ્થામાં પડેલો કે! સમાધિષ્ઠ જેવો કે શાંત બનીને બેઠો હતો. રાત્રિ ઝપાટા કરતી હતી, દીવો પૂર્ણ પ્રકાશમાં હતો, પણ તેના હૃદયસ્થાનનો સુખદીપ નિસ્તેજ જણાતો હતો. તેના હૃદયમાં આજ સ્ફુરણ થતું હતું કે, બલિદાન, પ્રાણાર્પણ, આહુતિ—એ જ સુખ છે, એ જ કલ્યાણ છે, એ જ લાભ છે, એ જ ક્લેશનાશનું કારણ છે, એ જ સંકટનિવારણનું સ્થાન છે, એ જ સંતાપહારક છે. સત્વહીન, ચેતનહીન, ઉત્સાહહીન થઇ પલંગપર પડ્યો નિશ્ચેષ્ટ પડ્યો. તેની અંતર્વૃત્તિની દોડ નિઃસીમ હતી.

પરન્તુ તે આ અવસ્થામાં ઝાઝીવાર પડી રહી શકયો નહિ. ઉષાવતી માટે તેના હૃદયમાં જ ચટકો પેઠો હતો તે નીકળી શકયો નહિ. મનોવૃત્તિ પુનઃ તેના પ્રતિ દોરાઇ. ઉષાવતીને ભેટ આપવાની જે અણમોલ વિંટી—મણિમુદ્રા તેના હાથમાં હતી, તેપર દૃષ્ટિ પડતાં તેની શાન્તવૃત્તિ બદલાઇ અને પ્રેમદુઃખનું પુનઃસ્મરણ થયું. તે બોલ્યો, “અહા! હે મુદ્રિકે! તું સદ્ભાગ્યવતી છે કે, અપવિત્ર કરસ્પર્શથી વિમુખ રહી છે! પણ હું હતભાગ્ય છું કે અપવિત્ર સ્પર્શને પાત્ર બન્યો છું. હું એ

ભ્રષ્ટ થયો, તું એ ભ્રષ્ટ થઇ! તારું કુભાગ્ય દૂર થયું છે, તું યોગ્ય પુરુષની અંગુલિએ જ રહી છે; હું કુભાગ્યવતો છું કે અપવિત્ર હાથે પડી, જીવિતના સુખના નાશને પામ્યો! તું કદી ઉદયને પામશે, મારું ઉદય-સ્થાન અસ્તાચળમાં છે! હે મુદ્રિકે! જા, જા, હું હવે તને જોઇ શકતો નથી, તારા સમાગમથી તે પાપિણી મારું હૃદય વિશેષ ચીરશે, વિશેષ પરિતાપને પામશે, તેનું સ્મરણ મારા હૃદયમાંથી ખસતું નથી. મને બહુ પીડે છે–દુઃખ દે છે–તે દુરાત્મા–પાપિણી–લંપટ કામિની–નું સ્મરણ તારા સમાગમથી રહેશે, જા દૂર! પાછી દૃષ્ટિયે પડતી ના," એમ બોલી ક્રોધમાં તે મુદ્રિકાને ફંગોટી દીધી. મહાત્માના કરમાંથી છૂટી પડવાથી લજ્જિત થઇને નિસ્તેજ થઇ તે એક ખૂણામાં સંતાઇને બેઠી! યુવરાજ પ્રપંચપ્રેમ, દુઃખથી વિકળ, વિભ્રમ થઇ ઢળી પડ્યો! અને વીર ક્ષત્રિયપુત્ર રાજર્ષિ પેઠે સમાધિમાં પડ્યો!

કંઈ શુદ્ધિમાં આવતાં, સચેત થતાં નેત્ર ઉઘડતાં તેને ચોમેર અંધકાર દેખાવા લાગ્યો! તેના હૃદયમાંથી ઉષાવતી સંબંધી વિચારો લોપ થઇ ગયા. તે મૃત્યુ! મૃત્યુ! ઝંખવા લાગ્યો. જીવન તેને અકારું થઇ પડયું, અને ચોપાસની શાન્તિમાં તેનું મન ચિતોડ જઇ પહોંચ્યું. જન્મભૂમિ, પિતા, વિમાતા, પ્રેમી મિત્રો, રાજ્ય, પ્રજા, રમ્ય નગરી, મનોહર પર્વત ત્યાં નહિ જવાથી પ્રજાપીડા, ઉત્સાહથી ચિતોડથી નિકળવું તે જાણે સ્વદેશત્યાગ હોય, મોત માટે હોય, દુઃખ માટે હોય,' તે સર્વને નમસ્કાર કરી નિકળ્યો હોય તેમ માનવા લાગ્યો. તે સ્વગત બોલવા લાગ્યો– "વિમાતા કમલાદેવી, કલ્યાણપર અતિશય સ્નેહ રાખતી હતી, તેનાં હું જન્મભરનાં જ દર્શન કરી આવ્યો છું કે? રે તેમના અધુરા શબ્દો ફરીથી નહિ સાંભળીશ? બાળપણમાં પણ મેં માતાનું તો સુખ જોયું નથી, પણ કમલાદેવીના સ્નેહથી હું માતાને પણ ભૂલી ગયો–માતાને કદી પણ યાદ કરી નથી! તે જ મારી સગ્ગી મા છે, તેનાં દર્શન એકવાર પણ નહિ થાય? મરવાપૂર્વે એક પળ પણ તેને મળી શકીશ નહિ? એકવાર પણ તેને 'મા' કહીને બોલાવવાની તક મળશે નહિ? પિતાજી! પુત્ર-વત્સલ પિતાજી! ચિતોડાધિપતિ પિતાજી સમરસિંહ! તમને છેહ દઇને જન્મપર્યંત મારે ત્યાગ કરવો' પડશે; ને પિતાજીનાં સ્નેહપૂર્ણ સ્વરૂપનાં પુનઃ દર્શન કરી શકીશ નહિ; તેમ જ તેમનો મધુમય ઉપદેશ, કલ્યાણના કલ્યાણનો ઉપદેશ, આ કર્ણને કદી પણ શીતળ કરી શકશે નહિ."

મનના તરંગમાં ગુંચવાયલો કલ્યાણસિંહ આ પ્રમાણે વિચાર કરતો હતો, તેવામાં પવનના ઝપાટામાં દીવો હોલવાઇ ગયો. ગગન-મંડળમાં ગાજવીજ થઇ રહી, ગર્જનાઓનો ગગડાટ સંભળાવા લાગ્યો,

ચોમેર અંધકારસાગર ઉછળી રહ્યો! અંતરમાં પણ અંધકાર, બહાર પણ અંધકાર, ચોમેર અંધકાર થઇ રહ્યો. તે દૃષ્ટિ મીંચી પડ્યો. કલ્યાણના ઉદાર વિચાર નાસી ગયા; જ્ઞાન તો દૃષ્ટિથી અગોચર થઇ બેઠું; માતા, વિમાતા, પિતા, ઉષાવતી, દિલ્લી, ચિતોડ, યુદ્ધ પણ તેના હૃદયમાંથી ખસી ગયાં; માત્ર મરણ એ જ તેના વિચારનું મુખ્યસ્થાન હતું, તેમાં જ-કાળરાત્રિના ઘોર ત્રાસમય સ્વપ્નમાં તે ડોલવા લાગ્યો! બોલવાની શક્તિ નહિ, ઉઠવાની શક્તિ નહિ, દિશાએ ન સૂજે, એટલે દીવો પ્રકટાવવાની તે આજ્ઞા કરી શકવે અશકત થઇ પડ્યો. તેના મોં આગળ, મૃત્યુ પછી પિતાનો ટળવળાટ, શોક, માતાની ચીસો, પછંડાટ, આક્રંદ, વિલાપ, નિસ્તેજ મુખ એ સર્વ ખડાં થઇ ગયાં. ભૂતકાળનું સુખ ને ભવિષ્યકાળની યાતનાઓ દૃષ્ટિ સમીપ રમણ કરતાં જણાયાં. સર્વનાં દીન મુખ જોયાં, નેત્રમાંથી વહેતી અખંડિત અશ્રુધારા જોઇ, પ્રજાની પીડા, ને પિતાનો વિલાપ જોયો. કલ્યાણનો આત્મા તે સર્વથી દીન થઇ તરફડવા લાગ્યો, પોતાના મૃત્યુથી શી શી વિપત્તિ પડશે તે તે યથાર્થ જોઇ શકયો. પ્રાણાર્પણ પછીના પિતાના શબ્દો તેના કર્ણે અથડાયા. "હે સીસોદીયા કુળભૂષણ! ચિતોડનું કલ્યાણ, કલ્યાણ આ રીતે છેહ દઇ જવું હતું તો જન્મ્યો શા માટે? રે મંગળાચાર્ય! તમારું કહેવું સત્ય ને મારો ગર્વ નિસ્તેજ!" તે સાંભળી જાણે કરગર્યો, સૌને વિનવ્યા, શાન્ત પમાડવાનો પ્રયત્ન કર્યો, સૌ વ્યર્થ! તેની આંખોમાંથી પાણી ખળખળ વહ્યાં, અંગે શીતળતા આવી, ને જો તેની શક્તિએ સહાય કીધી હોત તો એ વેળા તે લાંબે સાદે રુદન કરત-રે પોકેપોક મુકત. સર્વનું રુદન સાંભળી, તે નિઃશ્વાસ મૂકી પહોળા હાથ કરી ચત્તોપાટ પડ્યો, ને ઇચ્છ્યું કે આવા દુઃખમાં પીડાયા કરતાં યમના દૂતો આવી હમણાં જ મુક્ત કરે તો મહદ્‌ઉપકાર! કલ્યાણ, સમરસિંહનો નયનાનન્દવર્ધક, વૃદ્ધાવસ્થાનું જીવન, જીવનનું સુખ, સુખનો સૂર્ય તે અસ્ત થતાં ઘોર અન્ધકાર જ! કરણના મરણ પછી તેનું શરણ કલ્યાણ હતો. તેના મરણથી તે હૃદયશૂન્ય થાય, એ સ્વાભાવિક હતું. તે સહન કરવાની હવે સમરસિંહમાં શક્તિ નહોતી; તેના મરણ પછી તે જીવિત ધારણ કરવાને અશક્ત જ થાય! એ વાતનું ઉષાવતી માટે તે વિશેષ ભગ્નહૃદય થયો. મરણકાળે સર્વ પદાર્થ ત્યાગ નહિ. મનોવૃત્તિ પુનઃ કળવાનું હોય, તેવા પ્રસંગે સંસારી મનુષ્યને-સંસા અણમોલ વિટી-મણિમનુષ્યને જે પીડા થાય, શોક થાય તેવી સ્થિતિ શાન્તવૃત્તિ બદલાઇ અને પ્રેમાર્ણ જાણતું હતું કે, ચિતોડથી પૂર્ણ ઉત્સાહથી હે મુદ્રિકે! તું સદ્‌ભાગ્યવતી ૧ ચિતોડ નહિ જશે અને ભગ્ન હૃદય થઇ છે! પણ હું હતભાગ્ય છું કે અરે જ્યારે એ રાજકન્યાના પ્રેમમાં મત્ત

થયો ત્યારે કોણ પરિણામ જાણતું હતું? તે સમયે ચતુર્દિશામાં આશા, પ્રેમ, રાજકન્યા સંગનાં સુખનાં ઝુંડ ઝબુકતાં હતાં. યુદ્ધમાં મરણ થાય તો રાજકન્યા કેવી દુઃખી થશે, તેનું તે સ્વપ્ન જોતો હતો, ને તેના દીન કરુણાળ સ્વર સાંભળી સ્વતઃ રોતો હતો, વખતે આંસુ પણ વહેતાં હતાં, રાજકન્યાને ધીરજ અને આશા આપવાને તે શબ્દ શોધતો હતો, હમણાં સ્થિતિ બદલાઇ છે. સ્નેહમયી રાજકન્યાને બદલે તેને વિષધરી ભુજંગિણી જોઇ મૃત્યુ માગે છે. જીવન એ સુખ નહિ પણ દુઃખ નિહાળે છે. પ્રિયા! વલ્લભા! ને બદલે પાપિણી! વિષધરી! સર્પિણી! બોલી તિરસ્કાર કરે છે. પ્રેમાશ્રુના સ્થાનપર વિરાગાશ્રુની અખંડિત ધાર વહે છે. જીવન જાળવવાની આશાને બદલે જીવન ત્યાગની આશા કરે છે. શોક નિઃશ્વાસથી છાતી ધડકે છે. એ નિઃશ્વાસ અને પ્રાણ જાય તો સારું એમ પ્રાર્થના કરે છે. ચિતોડ છોડયું ત્યારે તે એવી આશામાં ખેલતો હતો કે, યવનનો પરાજય કરી જય જયની હર્ષ ગર્જના મધ્યે દિલ્લીમાં આવીશ, જય પતાકા ફરફરી રહેશે, પ્રેમથી પિતાપુત્ર, ભ્રાતા ભગિની, પતિપત્ની મળશે–ભેટશે, સજળ નયન થશે, આનંદ પામશે, પૂર્ણ હર્ષથી આલિંગન કરશે, ઇશ્વરનો પાડ માનશે; અને તે સમયમાં ઉષાવતી સાથે લગ્ન, મોટા આડંબરથી થશે. પૃથિરાજ, ચક્રવર્તી સામો હર્ષથી કન્યાદાન દેશે, હર્ષમાં, ઉમંગમાં, જીવનના સુખ માટે, આશાપૂર્ણ હૃદયથી તેનો પાણિગ્રહણ કરીશ; ઉષાવતી–પ્યારી–પ્રેમમયી ઉષા! રમણીરત્ન ઉષા! ને ગળે વળગી એક મધુર પ્રેમચુંબન લઇશ, ઉષાવતીના મુખપર આનંદનો પ્રકાશ ઝબુકશે, પણ લજ્જાવતી થઇ મુખ પાછું ખેંચશે, તથાપિ સર્વ સુખની ભોક્તા થશે–ત્યાંથી ઠાઠ સહિત ચિતોડ જઇશ, નવી વહુને જોઇ વિમાતાના આનંદની સીમા રહેશે નહિ. પણ આજે શું છે? તે સર્વ આશાસાગર સુકાઇ ગયો છે. કલ્યાણના સુખનો દીવો હોલવાઇ ગયો છે. તેના મનમાં મૃત્યુ મૃત્યુ રમી રહ્યું છે. પણ તેના મરણથી સમરસિંહની સઘળી આશાનો નાશ થઇ જશે, તે વિચારથી તેનું મન સંકલ્પ વિકલ્પમાં ડોલવા લાગ્યું, વિચારવમળમાંથી ઝબકીને બોલ્યો, "ઓ ઉષા! કોમળ છતે નિર્દય ઉષા! તેં આ શું કર્યું? મારી સ્થિતિ શી બની–બનાવી? રે! રે!

दत्वा कटाक्षमेणाक्षी जग्राह हृदयं मम।
मया तु हृदयं दत्वा गृहीतो मदनज्वरः॥ *

હાય! આજ સત્ય છે. આ હું ધિકું છું, બળું છું, તપું છું. શોક

---

* હરિણાક્ષી કટાક્ષ મારી મારું હૃદય લઇ ગઇ ને મેં તો હૃદય આપીને મદનજ્વર જ વહોરી લીધો.

મોહથી ચલિત જેવો જણાઉં છું, કારણ? ઉષાના નિર્દયપણાનો અયોગ્ય કૃત્યનો ઘા—ચીરાયલું હૃદય! થયેલો વિરહ—આવેલો જ્વર! તેમાં હું બળું છું! 'જ્યાં રૂપ હોય છે, ત્યાં ગુણ વસે છે, એવું કવિજનનું કથન યથાર્થ નથી, કેમકે ઘણા સુંદર અંગવાળી પણ વિરહસમે આ પ્રિયા મારા હૃદયમાં રહી શરીરને દુઃખ દે છે,' એ જ યથાર્થ છે. પણ હવે તો મૃત્યુ જ! સર્વ સુખનું સ્થાન! સર્વ દુઃખનો વિનાશ! અખંડિત સુખ, અવિચળ સુખ, મૃત્યુમાં જ. પણ મારું મૃત્યુ થાય તો ચિતોડનો ગાદી વારસ કોણ? મારા બીજા બે બંધુઓ છે, પણ તેઓ માટે પિતાજીનો વિચાર ઠીક નથી. તેઓ ગાદીપતિ થવાને યોગ્ય નથી; તો મારા મૃત્યુથી ચિતોડની શી દશા થાય? પિતાજી તો વયોવૃદ્ધ છે. એટલે લાંબો વખત રાજ્યભાર ઉઠાવી શકશે નહિ, ને વારંવારના શોકથી લાંબું આયુષ્ય કાઢવાની આશા વ્યર્થ છે. મને તો મરવાથી વિશેષ સુખ થશે, પરન્તુ મરવામાં પણ વિઘ્ન નડે છે! આઃ! કદાચ કરણ જીવતો હોત તો મને કશી હરકત નહોતી, હું નિશ્ચિત જીવે મરત, પિતાજીના સુખને માટે વિચાર કરવો ન પડત, ચિતોડ માટે પણ ચિંતા થાત નહિ, કરણ જીવતો હોત તો પિતાજી મારા મૃત્યુથી એટલા બધા ચિંતાગ્રસ્ત થતે નહિ, કરણપર તેઓનો સ્નેહ, આશા, વિશ્વાસ હતો, ને તેને રાજ્યાધિકાર આપવામાં તેઓ નિડર ને અડગ રહેત, પણ કરણ નથી હાય! એ કેવી વિપત્તિ!" આવા ભયંકર વિચારમાં તે લીન થઇ ગયો, લેવાઇ ગયો, પુનઃ શૂન્યવત્ થઇ ગયો, પરિતાપથી બળવા લાગ્યો, દુઃખથી પીડાવા લાગ્યો, સ્નેહથી મુઝાવા લાગ્યો, પ્રેમમાં ગુંચવાવા લાગ્યો, ચિંતામાં ચુરાવા લાગ્યો. તે ચિત્રવત્ બની ગયો, નેત્ર મિચાઇ ગયાં તે સ્વપ્નાવસ્થામાં પડ્યો!



## પ્રકરણ ૨૦ મું

### કરણસિંહ ક્યાં?



કરણ! કરણના વિચારમાં સુતેલા કલ્યાણની આંખ, સૂર્યનારાયણ ક્ષિતિમર્યાદાથી પુષ્કળ ઉંચે ચઢ્યા છતાં ઉઘડી નહોતી, તેવામાં દિલીપસિંહ તેના એકાંતભવનમાં આવીને ઉભો રહ્યો, ને કલ્યાણના ઉઠવાની રાહ જોતો એક ચવરંગપર બેઠો. થોડીવારમાં કલ્યાણ જાગ્રત થયો, 'તે હાય કરણ! તું ક્યાં છે, એમ બડબડ્યો;' ને લાંબો નિઃશ્વાસ મૂક્યો. આંખ ચોળી ઉઠતાં જ તેની દૃષ્ટિ દિલીપપર પડી. હંમેશા તો

દિલીપને જોઇ તે હસીને બોલાવતો હતો, પણ આજે તેને ઉદાસીન અને મૌન જોઇને દિલીપ સંકોચ પામ્યો.

થોડીવાર પછી કલ્યાણે પલંગમાં જ બેઠાં બેઠાં પૂછ્યું, "કેમ, આજે અત્યારમાં ક્યાંથી આવ્યા? હું જ હમણાં તમારી પાસે આવનાર હતો, પણ ઠીક થયું કે તમે આવ્યા? મારે આજે પેલું કવચ–તાવીત જોવું છે." દિલીપે કહ્યું, "મારા આવવાનું પણ તે જ કારણ છે." તરત કલ્યાણ પલંગપરથી ઉતરી, દ્વારપર આવ્યો, ને ચાકરને બોલાવી મ્હોં ધોઇ દિલીપ પાસે આવ્યો, દિલીપે પોતાના ગળામાંથી સ્વર્ણહારવાળું કવચ કાઢી કલ્યાણસિંહના હાથમાં આપ્યું; અને તેમાં મુદ્રિત કરેલું નામ જોઇ તે આશ્ચર્ય પામ્યો. તે જાણતો હતો, કે, કરણસિંહના ગળામાં જે રક્ષાકવચ હતું, તેમાં તેનું નામ હતું, ને તે જોઇ આશ્ચર્ય પામેજ! પણ એ ભાવ પ્રકટ દાખવ્યો નહિ. તે ધીરેથી બોલ્યો, "આ કવચ સંન્યાસીને ક્યાંથી મળ્યું હતું?" દિલીપે જવાબ દીધો, "મારા ગળામાંથી." કલ્યાણે પૂછ્યું, "પણ તું ક્યાંથી જડ્યો૦ હતો તે કંઈ સંન્યાસીએ કહ્યું હતું? તેં મને બીજી સર્વ વાત કહી છે, પણ એ વાત કરી નથી." એટલે દિલીપે જણાવ્યું કે "હાસ્તો! ચિતોડ!" તે સાંભળી કલ્યાણ અતિ આશ્ચર્યમાં પડ્યો! પછી દિલીપે, કલ્યાણના પૂછવાથી કહ્યું, સંન્યાસી પિતાએ મરણ સમયે મને કહ્યું હતું કે, 'એક અંધારી રાત્રિના, પુષ્કળ વરસાદ પડ્યા પછી, તે ચિતોડ નગરની નદીના તટપર ભમતો હતો, તેવામાં એક જગ્યાપર શબ જેવું કંઈ જોવામાં આવ્યું;' તેને ઉપાડી, મારા સ્થાનપર લઈ આવ્યો, ને તેને સજીવન કરી, પુત્ર પેરે લાલનપાલન કીધું છે.' તે વેળાએ મારા ગળામાં આ કવચ હતું. સંન્યાસીએ તે વખતે કહ્યું કે, 'એ કવચમાં તારું નામ છે.' તેઓનો શ્વાસ બંધ પડવાથી વિશેષ વૃત્તાંત કહી શક્યા નહોતા. પણ માત્ર એટલું જ બોલ્યા હતા કે, "તું ચિતોડ—!" અને તેટલામાં તો તેઓ ગતઃપ્રાણ થઈ ગયા. જીવાત્મા, સ્થૂલ શરીરનો ત્યાગ કરી વહ્યો ગયો. દિલ્હીમાં આવ્યા પછી મેં એ કવચ તપાસ્યું, ને વસ્ત્રો પણ તપાસ્યાં; પણ એમાંથી 'કરણસિંહ' એટલો જ ખુલાસો મળ્યો, પણ તેથી હું પિતાના કુળની કેમ ઓળખાણ મેળવી શકું? જો એમાં પિતાનું નામ હોત તો હું કોઈ પ્રકારે તેમને શોધી કાઢત. હું કોણ હોઇશ, તે જાણવાની આપને ઇચ્છા છે, પણ આથી વધારે કેમ જાણી શકશો?"

આ હકીકત સાંભળી કલ્યાણને જે આનન્દ થયો તે, તે કઠાવતીએ પણ છૂપાવી શક્યો નહિ. તેને નિશ્ચય થયો કે, દિલીપસિંહ કોઇ, બીજો નથી, પણ ચિતોડાધિપતિ સમરસિંહનો જળમાં ડૂબેલો પુત્ર

અને કલ્યાણસિંહનો આનંદવર્ધક બંધુ કરણસિંહ જ છે. ગઈ રાત્રિના તેનું હૃદય નિરાશાથી ચૂર્ણ થયું હતું, તેમાં 'હમણાં–અકસ્માત' આશાનું અમૃત રેડાયું. નિરાશામાં નિમગ્ન થયેલો જીવ સજીવ થયો. મહા દુઃખમાં તે આનંદ પામ્યો. તે આનંદથી બોલ્યો, "અહાસ! મેં જાણ્યું! મેં જાણ્યું! તમે કોણ છો તે મેં જાણ્યું! તું મારો વહાલો ભાઈ, પ્રિયબંધુ, કમલા દેવીનો પુત્ર, સમરસિંહનો નયનાનંદ, ચીતોડનો પાટવીકુંવર કરણ!" એમ કહી તેને પુષ્કળ ભેટ્યો, ને તેના નેત્રમાંથી ખળખળ આંસુ વહ્યાં. પછી બોલ્યો, "જ્યારથી મેં તમને રાજસભામાં જોયા ત્યારથી જ મારા મનમાં સંદેહ થતો હતો, પણ, 'એ તે હોય? કરણ જીવતો કેમ હોય?' એમ દુર્લભ આશામાં મેં, તું કોણ છે, તે નક્કી જાણ્યું નહિ, પણ તે સંદેહ આજે સત્ય થયો છે. દુરાશા સુઆશા થઈ છે. આજે બે દિવસ થયા હું એ જ વિચારમાં ગુંચવાતો હતો, કે દિલીપ મારો હૃદયબંધુ કરણ હોય તો કેવું રુડું! આજે ઈશ્વરે મારી કામના પૂર્ણ કીધી છે. આજે હું ભાર વગરનો થયો છું! એક બીજું આલિંગન!" એમ કહી કલ્યાણે દિલીપને પૂર્ણ પ્રેમથી આલિંગન દીધું, પછી બંને ભાઈઓએ વાતો કરવા માંડી. ચિતોડના રાજા સમરસિંહનો કુંવર પોતે છે, તે જાણવાથી દિલીપ પ્રથમ તો જડવત્ જ થઈ ગયો! તેનાં નેત્ર સજળ થયાં, ને તે એવો ગુંચવાઈ ગયો કે, કેમે કરતાં બોલી શક્યો નહિ.

થોડીવાર બંને ભાઈઓ ગુપચુપ બેસી રહ્યા, પછી કલ્યાણ બોલ્યો "ગઈ કાલે જ કરણને મળવાને હું અત્યાતુર–ચિંતાતુર હતો–આજે દેવી ચતુર્ભુજાએ મારી મનોકામના સફળ કીધી, એવો હું ભાગ્યવંત છું. મને ચિંતા થતી હતી કે, મારા મરણથી ચિતોડનું શું થશે, પિતાજીનું શું થશે, ને તેથી જ તું કોણ છે તે જાણવાને હું આજે તારી પાસે આવનાર હતો. બન્ધુ! હવે હું નિશ્ચિતપણે મરી શકીશ." દિલીપ અત્યાર સુધી દુઃખમાં હતો, વિહ્વળ હતો, નિશ્ચેત હતો, તેવામાં કલ્યાણના મુખના શબ્દથી તે અકસ્માત્ જાગ્રત થઇ ગયો, સાવધ થઈ ગયો, તેના છેલ્લા શબ્દો સાંભળી તે આશ્ચર્ય પામ્યો, પોતે કોણ છે તે જાણવાથી હર્ષ પામ્યો, તેનાથી વિશેષ કલ્યાણના મ્હોમાંથી આ શબ્દો સાંભળી તે ધ્રુજ્યો. તેનો હર્ષ શોકમાં બદલાઈ ગયો. સ્વચ્છ આકાશમાં મેઘ છવાઈ ગયો, શાંત ચિત્તમાં અગ્નિ સળગ્યો. તે જડ બની ગયો, બેભાન જેવો થઈ ગયો. તે જોઇ કલ્યાણ બોલ્યો, "કરણ! વહાલા ભાઇ કરણ! તું મારી વાત ધ્યાન દઇ સાંભળ!" ચમકી ઉઠી જાગ્રત થઇ, ધીરજ પકડી, ગદ્‌ગદિત કંઠે તે બોલ્યો, "શું છે?" કલ્યાણે કહ્યું, "પિતાજીના દેવલોક થયા પછી રાજ્યનો સ્વામી હું થઇશ, એ તું જાણે

છે. આજે પૂર્ણ ઉદારચિત્તથી હું તને ચિતોડનો અધિપતિ નિર્માણ કરું છું. મારો તે હક છોડી દઉ છું. ભવિષ્યમાં રાજ્યસિંહાસનનો સ્વામી તું થજે." આ સર્વ કલ્યાણ શું બોલ્યો, તેનો એક પણ શબ્દ દિલીપ સમજી શક્યો નહિ; તેથી બોલ્યો, "શું વડીલ બંધુ મારી મજાક કરે છે? કે મારી પરીક્ષા કરે છે?" પણ જ્યારે કલ્યાણના મ્હોંપર દૃષ્ટિ નાંખી ત્યારે તેનું નિત્યનું નિર્મળ મુખ અસ્વાભાવિક ગંભીર ને વિષાદથી અંકિત જોયું, એટલે તેનો સન્દેહ દૂર થયો, ને તે દુઃખમાં ડૂબવા લાગ્યો; તેના મનમાં એમ જ ભાસ્યું કે, કલ્યાણ બંધુ કોઇ અતિ ગંભીર વાતથી દુઃખી છે, ને તેથી આ સત્ય જ વાત કહે છે.

થોડી ક્ષણ બંનો ભાઇઓ મૌન ધરી બેઠા પછી દિલીપે કહ્યું, "એમ નહિ બને! વડીલ ભાઇ જ રાજ્યનો સ્વામી થશે! શું આ સ્વપ્ન જોઉ છું?" કલ્યાણે કહ્યું, "નહિ! એ સ્વપ્ન નથી પણ સત્ય જ છે." પુનઃ દિલીપ ચમક્યો, ને તેના મનનો હર્ષ કેવળ ગળી ગયો, ને તે નીચે મ્હોંડે શોકમાં ગર્ક થતો બેઠો. કલ્યાણે કહ્યું, "તને આ બોલવાથી આશ્ચર્ય કેમ લાગે છે? આ યુદ્ધમાં હું નિશ્ચય મરીશ જ! માટે તું ચિતોડ જા. આપણે બંનો સાથે મરીશું તો પિતાજીનું શું થશે?" એ સાંભળી દિલીપે એટલું જ ધાર્યું કે, યુદ્ધમાં મૃત્યુ થશે એવા ભયથી જ તે આ પ્રમાણે કહે છે, તેથી તે બોલ્યો, "જો તમોને એવો ભય હોય કે યુદ્ધમાં મૃત્યુ થશે તો તમે ચિતોડ જાઓ, હું રણમાં જઇશ. પણ સમરસિંહના પુત્ર, વીર ક્ષત્રિયને આજે મૃત્યુ ભય કેમ? વીરપુરુષને રણમાં પડવાની ચિંતા'શી? એ અદ્ભુત કૌતુક જોઉ છું! સાંભળું છું!"

તે સાંભળી કલ્યાણ ક્ષણભર મનમાં મુંઝાયો, કે સત્ય વાત બોલું કે નહિ. થોડી વારે ધાડી છાતી કરી તે બોલ્યો, "મને મૃત્યુનો ભય નથી, પણ હું મૃત્યુની ઇચ્છા કરું છું." કરણસિંહે (હવેથી આપણે દિલીપને એ જ નામથી ઓળખીશું) આશ્ચર્યથી પૂછ્યું, "કેમ! યુવરાજ કલ્યાણસિંહ આજે મૃત્યુની માંગણી કરે? તમને શું દુઃખ પડ્યું? જે પિતાના સ્નેહ ને સુખને માટે તલ્પે છે, જેના નામથી સર્વ પ્રજા આનંદ પામે છે, જેની શૂરવીરતાનાં લોકમંડળમાં વખાણ થાય છે, જેણે દુઃખ શું તે જાણ્યું નથી, પણ સકળ સુખમાં નિમગ્ન છે, તેને શું આજે આ જીવિતપર વૈરાગ્ય આવ્યો? શું એ સત્ય છે, યુવરાજ? ભાઇ, મોટાભાઈ, કુમાર! આવી વાતો કરીને મને દુઃખી શું કામ કરો છો?"

ગરીબ, નિસ્તેજ, બિચારો, પ્રેમભંગ, આશાભંગ, હૃદયચૂર્ણ કલ્યાણસિંહ કરણસિંહના આ બોલોએ તેના દુઃખાગ્નિમાં ઘી હોમ્યું, પડ્યાપર પાટુ, દાઝયાપર ડાહામ જેવું થયું. તેનું મુખ નિસ્તેજ થયું, તે ધ્રુજ્યો,

કંપ્યો, સ્થિર ચિત્ત રાખી શકયો નહિ, હૃદય ભંગ થયો, તેનું સ્નેહાળ હૃદય ચૂર્ણ થઈ ગયું, તેના કપાળપરથી પરસેવાના ઝેબેઝોબા પડ્યા, તે નીચે જ જોઈ રહ્યો, ને વિચારતો હોય કે શું કરું, કહું, નહિ કહું, એવા વિચારમાં તેનાં નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી. પળવારમાં અનેક વિચારોની દોડાદોડ થઈ રહી, તેનું મન વંટોળે ચઢ્યું, મગજ પવનની સ્થિતિમાં આવ્યું.

આ વિચારવમળમાં પડ્યો તો ખરો, પણ તે એક્કે કિનારે જઈ શકયો નહિ, થોડીવારે ચિત્ત સ્થિર કરી તે બોલ્યો, "પ્રિય બંધુ કરણસિંહ! જો તારો મારાપર પૂર્ણ સ્નેહ હોય તો મારા રક્ષણની, મારા સુખની, રાજ્યની કે કોઇની પણ વાત કરતો નહિ. મને મરવામાં આનંદ છે. દુઃખનો નાશ છે, સુખની આશા છે, પાખંડમાંથી છૂટીશ, અને પૂર્ણ આનંદ પામીશ. આજે એક ભીખારડો મારા કરતાં સુખી છે, કાલે તને મળ્યો ત્યારે હું સુખી હતો, આજે નથી. કાલે તું મને સુખી કહેત તો યોગ્ય હતું, આજે નહિ." આટલામાં તો તેની આંખમાંથી ડળક ડળક આંસુ પડ્યાં. પુનઃ તે બોલ્યો, "બન્ધુ! તું કોઇપર આસક્ત થયો છે? ને તેમાં નિરાશ થયો છે? જો તેમ હોય તો તું મારા દુઃખની વાત જાણે, પણ દેવી આશાપૂર્ણા પાસ મારી એટલી જ યાચના છે કે કોઇને પણ એવું દુઃખ નહિ આવો." આ વખતે પણ તેનાં નેત્રમાંથી આંસુ ખરી પડ્યાં; જે જોતાં કરણનું કોમળ હૃદય છિન્નભિન્ન થઈ ગયું, ને જાણ્યું કે વડીલ બંધુ યુવરાજ પ્રેમભંગથી પૂર્ણ દુઃખી છે, તે વગર તે આટલો બધો ગંભીર દુઃખી થાય નહિ. કરણે પૂછ્યું, "વડીલ બંધુ! યુવરાજ! આપ પ્રેમમાં કેમ નિરાશ થાવો છો? મહારાજ તમોને ઉષાવતી પરણવાના જ છે; ત્યારે શું રાજકન્યા આપને યોગ્ય નથી, આપના પ્રેમને ઝીલનારી નથી?" ઉશ્કેરાયલો કલ્યાણ, મહા દુઃખી પ્રાણી ભવસાગરના દુઃખથી કંટાળીને છૂટવાને તત્પર હોય તેમાં કોઇ પુનઃ તે દુઃખનું સ્મરણ કરાવે ને જેવો ક્રોધી થાય તેવા ક્રોધથી બોલ્યો, "હા તે જ પાપિણી! કુલટા! વિશ્વાસઘાતી! દુશ્ચરિત્રા! આ કલ્યાણનું અકલ્યાણ કરનારી છે. તે પાપિણી છે, તથાપિ હું તેને ભૂલીને જીવિત ધરી શકતો નથી." કરણે આશ્ચર્યથી પૂછ્યું, "શું રાજકન્યા વિશ્વાસઘાતી છે? તે આપે કેમ જાણ્યું?"

આ પ્રશ્નથી કલ્યાણ, ગઈ ગુજરી વાતનું પુનઃ સ્મરણ થવાથી ક્રોધથી ધુંધવાયો, ચ્હીડવાયો, ઉશ્કેરાયો, તેનું રક્ત ઉહનું ઉહનું થઈ ગયું. તે બહુ સમય થયાં જીવને શાન્ત રાખીને બેઠો હતો, પણ હવે તે શાન્તિ જાળવી શકયો નહિ. તેની મુખમુદ્રા જ વિલક્ષણ થઈ ગઈ. નરમાશનું નામ

નાશ પામ્યું, ચિત્તની સ્થિરતા ખશી ગઇ. તે જાણે ધડુકતો હોય તેમ બોલ્યો, “હા, હા, તે જ પાપિણી, તે જ વિશ્વાસઘાતિની ! તે જ દુશ્ચારિણી ! નહિ, નહિ હું ભૂલું છું, હું કોનું નામ દઉં છું, મેં શી મૂર્ખતા કીધી ? તે ડાહી, શાણી, ભણેલી ગણેલી માટે હું શું બોલ્યો ? તેનું નામ દેતાં મને લજ્જા આવે છે, મને કલંક લાગે છે, તે અબળા નહિ. મને દુઃખ થાય છે પણ કોઇ બલા જ છે !” અધીરાએ ધીર ખોઇને જે કંઇ કહ્યું તે કરણસિંહ જરાપણ સમજી શક્યો નહિ, પણ યુવરાજના ધડુ-કાથી બોલેલા આ વચનોથી તેણે જાણ્યું કે રાજકન્યા સંબંધી યુવરાજ પૂર્ણ શંકાશીલ છે, પણ શું કારણ છે, તે તેનું રુદ્રસમ મુખ જોઇને પૂછવાની તે હિંમત કરી શક્યો નહિ. પછી ઘણી દીનવાણીથી, ઘણા આર્જવથી, ઘણા પ્રેમથી, આંસુડાં પાડતાં, યુવરાજને પ્રાણત્યાગ કર-વાની ઇચ્છાથી દૂર જવાને સમજાવ્યો, પણ તેમાં તે કૃતકાર્ય થયો નહિ, ઉલટું કલ્યાણે, તેને દિલ્લી છોડવાનો આગ્રહ કર્યો. તેને શરણ થવું પડ્યું. કરણે કહ્યું, “એમ છે તો હું એકવાર ચિતોડ જઇશ, ને માને મળીશ, પણ તે પૂર્વે મને એક વાતની અનુજ્ઞા આપો. તે એ જ કે, મેં સાંભળ્યું છે કે, કવિ ચન્દ્ર યવનની છાવણીમાં કેદી પકડાયા છે, તેમને છોડાવવા જાઉં ?” કલ્યાણે દીન સ્વરે કહ્યું, “તેમાં મને હરકત નથી. મારી માત્ર આજ ઇચ્છા છે કે તારે યુદ્ધમાં આવવું નહિ. ચન્દ્રપતિને છોડવવા જવાથી તને કશું પણ સંકટ આવશે નહિ. ને ભગવતી ચતુર્ભુજા તને સહાય થશે. આ વૃત્તાંત જાણતાં પિતાજી પણ રાજી થશે. આજે પિતાજી પૂર્ણ આનંદ પામશે, સુખી થશે, ને તેમને સુખી જોઇ હું સુખરૂપ પ્રાણત્યાગ કરીશ. પણ હવે શું આપણે આજે પ્હેલા ને છેલ્લા જ મળીશું ?” કરણે કહ્યું “ના જી, હજી યુદ્ધને ઘણા દિવસ છે. હમણાં સાથે રહીશું ને જઇશ ત્યારે—”, એટલું બોલતાં તો તે મૂર્છાગત થઇ પડ્યો.

પિતાવત્સલ પુત્ર, બન્ધુવત્સલ બન્ધુ, ચિતોડના રત્ન, સિસોદીયાની શોભા, રાજ્યના કલ્યાણ માટે, પ્રજાના સુખ માટે પિતાના આનંદ માટે, બંધુના પ્રેમ માટે, દુઃખથી, દયાથી, પ્રેમથી, વાત્સલ્યભાવથી, વિરહથી ગદ્‌ગદ્ બનીને એક જ સ્થળે માથાં સાથે માથાં અથડાવતો ઢળી પડ્યો ! ધન્ય પ્રેમ ક્ષત્રિય ? પ્રેમ શૌર્યનો યશ જ છે !

---

## પ્રકરણ ૨૧ મું

### આનન્દ



વૃદ્ધ થયા છતાં સમરસિંહ બાંધી દડીનો, વિરલો, પ્રજાનો વ્હાલો ને રમણીનો પ્રિય, વિચારગ્રસ્ત ચિન્તાતુર બેઠો છે, તેવામાં કલ્યાણસિંહે આવી આનંદની વાર્તા કરી કે, દિલીપસિંહ કોઇ જ નહિ, પણ મ્હારો ખોવાયલો બાંધવ કરણસિંહ છે. બહુ દિવસે, તેના ગંભીર, યોગીન્દ્ર શિવરૂપ સમાન મુખમંડળપર આનંદ જણાયો, ને કરણને તેડી લાવો, એમ સેવકને આજ્ઞા કીધી. અચિંત્ય આ આનંદજનક વર્તમાન જાણતાં પોતાને ધન્યભાગ્ય માનતો, દેવી ચતુર્ભુજાને નમન કરતો, તે ટટાર થઇને બેઠો; અને ધડકતી છાતીએ અને વ્યાકુળ ચિત્તે કરણને મળવાને તત્પર થઇ ગયો. જેવો કરણ આવ્યો કે પૂર્ણ ઉત્સાહથી તેને પાસામાં લીધો. પછી સ્થિર લોચને, આંખનો પલકારો માર્યા વગર–ભમરને આજ્ઞા કીધી હોય કે, બહુ વર્ષે પ્રાપ્ત થયેલા આનંદદર્શનમાં અવરોધ ન કરતો, તેમ એકીટસે તેને જોઇ રહ્યો. તેનું આત્મજ્ઞાન જતું રહ્યું હોય, જીભ ખેંચાઇ ગઇ હોય, દૃષ્ટિ ઠરી ગઇ હોય, પત્થરનું પુતળું હોય, વિકલ થયો હોય, હર્ષસાગર ઉભરાવાથી ફીણ ફીણવાળો હોય તે છતાં જડ જેવો બની ગયો–કહો કે આભો, કહો કે વિભ્રમ, કહો કે ગાંડો બની ગયો! શું આ દિલીપ કે મારો કરણ? શું એનાથી જ મારું સુખ નાશ પામ્યું હતું અને એ જ મારો કુંવર હતો તેથી જ એને પ્રથમ જોતાં જ હું સ્થિર ઠરી ગયો હતો? એ જ મારો કુંવર હોવાથી, એને જોતાં જ શું મારો સન્તાનસ્નેહ જાગ્રત થયો હતો? હેં! આ નેત્રરંજક જુવાન બાળ ખરેખર મારો પુત્ર કરણ જ છે? રે તે ત્રણ વર્ષનું બાળ, લાડકું બાળ, કાલું કાલું બોલનારું બાળ, આજે આટલો મોટો થઇ ગયો? શું એ મને હવે પિતાજી કરી, પૂર્વના મંજુલ સ્વરે બોલાવશે? રે શું મારી આશા પૂર્ણ કરશે? ચતુર્ભુજાએ મારી મનોકામના પૂર્ણ કીધી? કરણને જોતાં તેને ભેટતાં સમરસિંહ આ પ્રમાણે વિચાર સાગરમાં તરવા લાગ્યો, ને તેથી કરણને ભેટ્યા પછી પણ તે એક અક્ષર બોલી શક્યો નહિ. તે હર્ષથી ગાંડો ઘેલો જણાયો, એક ઘડીભર આ યોગીન્દ્રને જેણે જોયો હોય, તે હમણાં જોઇને એમ કહે કે, એને વિભ્રમ થયો છે કે હર્ષઘેલો બન્યો છે.

પછી કલ્યાણસિંહે પોતાના અધીરા જીવને ધીરો પાડી, કરણનો જીવન વૃત્તાંત ધીરે ધીરે કહેવા માંડ્યો: તેમાં કેવા પ્રકારથી, કીયા

સ્થળથી કરણ સંન્યાસીને જડ્યો હતો, પુત્ર પેરે કેમ લાડ લડાવ્યાં, સંન્યાસીની મરણ સમયે શું કહ્યું હતું, ને કરણ જળમાં ડૂબી ગયો તે કાળનાં વસ્ત્ર ને સુવર્ણકવચમાં લખેલું તેના નામની એંધાણી આપી; ને તે પરથી કેવી રીતે કરણનું ઓળખાણ થયું તે ઇત્થંભૂત વૃત્તાંત કહ્યો, ત્યારે સમરસિંહનું આશ્ચર્ય મટ્યું અને વર્ષો થયાં જેનાં સ્મરણ માત્રથી નિત્ય નિત્ય જે શોકમગ્ન રહેતો હતો તેને આજે અકસ્માત્ આનન્દ વ્યાપ્યો! ગંભીર રાજર્ષિ અને થોડીવાર પણ હર્ષવાળો દેખાયો. તેનો આનન્દ ગુપ્ત રહી શક્યો નહિ, વિહ્વળ ચિત્તથી તેણે ઉપચાપરી કુંવરને આલિંગન દીધું, ચુંબન કીધું, ચાંપ્યો, દાબ્યો, પાસામાં ઘાલ્યો ને શીતળ આનંદાશ્રુથી તેનું મસ્તક ભીંજવી નાંખ્યું.

જ્યારે યોગીન્દ્ર શાંત થયો ત્યારે કલ્યાણે કહ્યું, "માતુશ્રીના આનન્દમાં વધારો કરવાને હવે કરણસિંહને ચિતોડ મોકલવો, એવી મારી મરજી છે. વીરમાતા, કમલાદેવી નિરંતરના શોકમાં છે, તે એને જોતાં આનંદ પામશે. યુદ્ધમાં એ રહેશે તો કશી પણ સહાય કરી શકશે નહિ. કેમકે યુદ્ધયોગ્ય અસ્ત્રશસ્ત્ર વિદ્યાનું એને જ્ઞાન મળ્યું નથી. કદાપિ, પિતાજી! આ ઘોર યુદ્ધમાં અમારા બંનેનું મરણ થાય તો આપના શોકની સીમા રહેશે નહિ, પણ હું એકલો યુદ્ધમાં હોઇશ ને તે દશાને પામ્યો તો કરણ ચિતોડની ગાદી સાચવશે, જે આપના દુઃખમાં એક સુખનું કારણ થશે. માટે એને અત્રે રાખવો ઉચિત નથી." સમરસિંહે વિચાર્યું કે, "આટલે વર્ષે કરણ મળ્યો, ને યુદ્ધમાં મરણ પામે તો પછી તે મળ્યો ને નહિ મળ્યો સર્વ સરખું જ છે. આ યુદ્ધમાં મ્હારો પણ પ્રાણ નહિ બચ્યો તો કરણ ગાદીપતિ છે તે આશાથી આનંદ જ રહેશે. ને એ જાતે યુદ્ધમાં રહેશે તો ચિતોડના સુખની આશા નિર્મૂળ હાલતમાં ગણાશે." આ વિચારથી તેણે કલ્યાણના વિચારની સાથે ઐક્ય કર્યું. કરણને બે દિવસ પછી ચિતોડ મોકલવાનો ઠરાવ કીધો. કરણે ચન્દ્રપતિને મુક્ત કરવાનું સાહસ કરવા પિતાની આજ્ઞા માગી, અને કલ્યાણના કહેવાથી સમરસિંહે વગર આનાકાનીએ હા કહી.

આ વર્તમાન પ્રકટ થતાં દિલ્લીમાં ઠેરઠેર આનંદ વર્તાઈ રહ્યો. ચોમેર હર્ષના ગીત ગવાય છે, આનંદની નફેરી ને શરણાઈ ફુંકાય છે. વાજાં વાજી રહ્યાં છે, પૃથિરાજે આજે મોટો ઉત્સવ કરાવ્યો છે, કેમકે આજે બાવીશ વર્ષે સમરસિંહને નયનાનંદવર્ધક કરણ પાછો મળ્યો છે. આ બધી ધામધુમ થઈ રહી છે, પણ કરણનું ચિત્ત તેમાં ચોંટતું નથી. તેનું ચિત્ત શૈલબાળામાં છે. પ્હેલાં તો તેને ચિન્તા થતી હતી કે, કોણ જાણે કયારે યુદ્ધ પૂર્ણ થશે ને તે અજમેર જઇને શૈલબાળાને

મળશે. હમણાં તે સમરસિહના મહેલના એક ઓરડામાં બેઠો છે. ત્યાં શૈલબાળા સંબંધી વિચારતરંગમાં રમણ કરે છે. શૈલબાળાના સ્મરણ સાથે તેનું ઝુંપડીમાં આવવું, તેનું વય, બાલ્યભાવ, તોતળી વાણી, મધુર સ્વર તેના કાનમાં જાણે હમણાં પણ સંભળાતા હોય એમ તેને લાગ્યું. શૈશવ અવસ્થામાં બંનો ક્રીડા, કરતાં પડતાં આખડતાં ત્યારનું રડવું, ને તે ભૂલાવવાને કરવી પડતી યુક્તિ, તે છતાં તે રડતી નહિ રહેતી, ત્યારે તેની સાથે પોતે રડતો તે, અને પછી શૈલ બોલતી કે, "તું રહે, ના રડ, હું નહિ રડું!" એમ બોલતાં આંસુ લુછતી, પછી પર્વત-પર શાન્ત થઈ દોડતાં, હરણને પકડતાં, ઘોડા કુદાવતાં, પાસેના પર્વતની રમણીય લીલા જોવાને જતાં, અને જ્યારે તે થાકી જતી ત્યારે બેસતાં ને પછી તેનો હાથ પકડી ધીરે ધીરે ઝુંપડીમાં આવતાં તે સર્વનું સ્મરણ થયું. એક દિવસ એક હરણના કુદવાથી શૈલબાળા કેવી ભય-ભીત થઇ હતી; અને પછી તેને મૂકી હરણને મારવાને તે દોડ્યો તેવામાં ઠોકર લાગવાથી પડી ગયો ને શૈલબાળા દોડતી દોડતી તેને કેવી ઉઠાડવા આવી, ને પૂછ્યું કે, તને કંઈ વાગ્યું? પછી ઉઠીને તે હરણને પકડવા ગયો, ને પાછો ફરતાં શૈલ ઝાડીમાં છુપાઈ ગઇ હશે, એમ ધારી મ્હોટે મ્હોટે બૂમ મારવા લાગ્યો, તે વેળા પર્વતમાંથી થતો પડઘો. ને તે બોલાવવાને પાછી પાડતી બૂમોથી થાકીને તે ઝુંપડીમાં ગયો, અને ત્યાં એકાગ્રચિત્તથી, પાંચ વર્ષની બાળકી પૂજા કરતી હતી, તે જોઇને થયલું આશ્ચર્ય, અને પછી પૂછ્યું કે "એ કોણ? શૈલ કે? તું અહિંયા કયારે આવી? ને મને ફોકટમાં જ બૂમ પડાવી કે?" તે સાંભળીને શૈલના નિર્મળ મુખકમળનું કરમાવું, ને પછી રડવું, ને કરણને ગળે વળગી પડવું, પછી થયલી ખુશી અને બોલવું કે, 'તું હરણને પકડવા ગયો ને તને તે મારશે તો, એ બ્હીકથી હું ભયભીત થઈ પ્રાર્થના કરું છું. પિતાજી કહેતા હતા કે, સંકટ સમયે શ્રી મહાદેવજીની પ્રાર્થના કરવાથી તે સંકટ ટાળે છે, તેથી હું પ્રાર્થના કરવા આવી છું.' તે કહેવાથી થયેલી ખુશી, અને પોતાને થયલો આનંદ, એ સર્વ કરણની આંખ સમીપ તરવરી રહ્યું.

જ્યારે શૈલબાળા મ્હોટી થઇ ત્યારે તે તેને ફૂલોના ગજરા ને ઘરેણાં પ્હેરાવી હર્ષપૂર્વક જોતો હતો, તે પણ આંખ સમીપ ભમવા લાગ્યું. બાલ્યાવસ્થાની સર્વે ક્રીડાઓ તેની આંખ આગળ નાચતી દેખાઈ, તેના આનંદમાં તે જ્ઞાનશૂન્ય થઇ ગયો ને તેના સ્મરણમાં ને સ્મરણમાં એવો પ્રેમમય–તલ્લીન બની ગયો કે, જાણે તે હમણાં શૈલ સાથે પર્વતપર રમતો હોય, તેને ફૂલોના ગજરા પ્હેરાવતો હોય તેવા જ આનંદમ

રમવા લાગ્યો. તે મનમાં બોલ્યો, "અહાહા!! કેવી મનોહર લીલા જણાય છે! એ વેળા તે તે જ વનદેવીના રૂપપર મોહિત થઈ એકીટસે જોઈ રહ્યો હોય તેવો જણાવા લાગ્યો. અકસ્માત્ તે મોહ સ્વપ્નમાંથી જાગ્રત થયો, 'શૈલબાળા કયાં છે?' તે તો એકલો છે. આ પર્વત નથી પણ દિલ્લી નગર છે. તે અહિયાં નથી, અજમેર છે. પણ તેનાં લગ્ન થયાં હશે તો પરસ્ત્રીના શા વિચાર? કદાચ તે નહિ ચાહતી હશે તો મારો પ્રેમ શા કામનો? શું રાજવંશીય શૈલબાળાના મનમાં અજ્ઞાતકુળશીળ દિલીપ વસતો હશે? રાજમહેલમાં વસવા વાળી, અનેક દાસદાસીપર હુકમ કરવાવાળી, અનેક સુખમાં ઉછરેલી શૈલબાળા, પર્વતના ઝુંપડામાં રહેનાર દિલીપ સાથે પરણશે? પણ જ્યારે જાણશે કે, હું ચિતોડનો રાજકુંવર છું, ત્યારે છેક દુરાશા જેવું નથી. મને જેવું તેનું સ્મરણ થાય છે તેવું તેને મારું સ્મરણ કેમ નહિ થતું હોય? હવે મારે વિમર્ષ થવાનું કારણ શું છે? શૈલબાળાના વિવાહ નહિ થયા હશે અને મારી વાત જાણવામાં આવશે તો તે વિવાહ કરવાની ના પાડશે નહિ; પણ વિવાહ થયા હશે તો? આશા! આશા જ શી? સુખ, તારું નામ જ માત્ર રહેશે, પણ મને કદી પણ પ્રફુલ્લિત કરી શકશે નહિ. પણ શૈલનો વિવાહ થયો હશે નહિ. તેના વિવાહ કે કુંવારાપણાંપર મારા સુખદ જીવનનો સર્વ આધાર છે." આમ કરણસિંહના વિચારની પૂર્ણાહુતિ થઈ, તે નરમ અને ઠંડો થઈ ગયો. ભ્રાંતિમાં ડોલવા લાગ્યો, વિચારસાગરમાં તણાવા લાગ્યો. વિહ્‌વળ થઈ ગયો. પણ પોતાના આત્મસુખને માટે તેને એવો વિચાર થયો નહિ કે, પ્રથમ અજમેર જઈ તેની તપાસ કરું! પણ પ્રથમ ચન્દ્રપતિને છોડાવવાનો વિચાર જ થયો. ચન્દ્રપતિના છૂટ્યા પછી અજમેર ને પછી ચિતોડ! તે વગર સર્વ કલ્પના વ્યર્થ છે.

---

## પ્રકરણ ૨૨ મું

### કપટનું ખૂલવું



દિલ્હીના મનોહર, રમ્ય નાના પ્રકારથી સુશોભિત, વિશાળ ચન્દ્રપ્રભાપેરે શોભતા મહેલની પૂર્વ તરફની બારીએ એક પુરુષ ઉભો છે. તેની મુખ કાન્તિ સુશોભિત છતા હમણાં મ્લાન જણાય છે, તે અનેક પ્રકારના દુ:ખદ વિચારોથી પૂર્ણ છે. હૃદયની ચિન્તા દૂર કરવાને તે મથન કરે છે, પરન્તુ તે દૂર થતી નથી. તે પુરુષ કાર્ય કરવામાં નિરુત્સાહી જણાય છે. પાસેના ઝરુખા તરફ તેની દૃષ્ટિ પળે પળે ફરે છે, પળમાં તે મૂછપર હાથ મૂકે

છે, પળમાં તે બે હથેલીઓ ઘસી મુઠ્ઠી વાળે છે, ને બારીપર હાથ મારે છે. વિચારમાં તે હમણાં એટલો લીન છે કે આસપાસનું કશું ગ્રા‌ નથી. એ દિલ્લીનો શણગાર, ભરતખંડનું ભૂષણ, રાજપૂતોનું નાક, યવ નોનો કાળ, શત્રુ સ્ત્રીઓને રોવડાવનાર, આજાનુબાહુ ચક્રવર્તી પૃથિરાજ ઉભો છે. કેમ યુદ્ધ કરવું, કયારે મુકામ ઉપાડવો, તેના તે વિચારમાં છે. ઝરુખાની જે બાજુએ તેની દૃષ્ટિ જાય છે ત્યાં રાજકન્યા નિશ્ચેત પડી છે, ને તેનું શું થશે તે માટે તે ચિન્તાતુર છે. શત્રુઓનો પરાજય કેમ પમાડવો તેના વિચારમાં, ને દુષ્ટબુદ્ધિ શાહબુદીનપર દયા કરી તેનો તે આવો બદલો આપે છે, તેના ક્રોધની ધૂનમાં કહે છે કે, આ વેળાએ તેનો ગર્વ તોડી, પૂરેપૂરી શિક્ષા કરીશ, તેના વિચારમાં તે ગુંથાયલો છે.

થોડીક પળમાં મંત્રી આવ્યો ને મહારાજને આ પ્રમાણે વિચારગ્રસ્ત જોઈ ઉભો રહ્યો. પણ જેવી તેનાપર દૃષ્ટિ પડી તેવો જ તે બોલ્યો, "મંત્રી ! આપણે થાણેશ્વર જવાની હવે સત્વર તૈયારી કરવી જોઇયે. આવતા અઠવાડિયામાં જઇએ તેટલામાં સકળ સૈના તૈયાર કરો. રાણી પણ રાજકન્યાને લઇને ત્યાં આવવા માગે છે." મંત્રિ નમન કરી બોલ્યો, "જેવી મહારાજની આજ્ઞા ! સકળ સાહિત્ય તૈયાર છે. સેનાના સર્વ મનુષ્યોને યોગ્ય પોશાક તથા શસ્ત્ર આપવામાં આવ્યાં છે. હેદળને પણ ઉત્તમ અશ્વો પૂરા પાડ્યા છે, હાથીઓ રણમાં ઉભા રહેવાને યોગ્ય થયા છે, ઘાસ દાણો પૂરતો ભરેલો છે, કોઇ પણ વાતની તંગી પડે તેમ નથી." તે સાંભળી પૃથિરાજ પ્રસન્નવદનનો દેખાયો, પછી બોલ્યો, "ઉષાવતી બહુ માંદી છે, ને રણક્ષેત્રમાં તેને તેડી જવાની મારી ઇચ્છા નથી, પણ રાણીએ બહુ દીનતાથી જણાવ્યું કે, 'એક તો કન્યા અત્યન્ત દુઃખી છે, તેમાં તમો જશો ને કંઈ અમંગળ થાય તેવી શંકાથી વિશેષ દુઃખી થશે; પણ આપણે સર્વે સાથે હઇશું તો એક રીતે નિરાંતે રહેશે,' એ કારણથી મેં હા કહી છે, બાકી સમરાંગણમાં સ્ત્રિયો નહિ હોય તો વધારે રુડું ! ઉષાવતીને પાલખીમાં લઇશું તો કંઇ હરકત નથી. પણ ચન્દ્રપતિનું કેમ ? તેના છૂટકા માટે શું કીધું ? તેનો પ્રથમથી જ ભય હતો પણ તમે સર્વેએ ધીરજ આપી કે ચન્દ્રપતિને સંકટ આવશે નહિ. 'તે આશાએ હું ધીર ધરી રહ્યો, પણ હજી સુધી તેનો પત્તો મળ્યો નથી, તો નિશ્ચય છે કે, તે યવનની છાવણીમાં કેદી છે. ગમે તેમ પણ તેના છૂટકાનો ઉપાય યોજવો જોઇયે. આ વેળા ચોમેર મને અમંગળ સૂચક ચિહ્નો જણાય છે: ઉષાવતી પીડિત છે, ને તેના જીવનની આશા નિર્મૂળ છે. સેનાપતિ મંદવાડમાં રીબાય છે. ચન્દ્રપતિ માટે આપણે જાણતા નથી કે તે જીવે છે કે નહિ ? આ યુદ્ધમાં હું નિરુત્સાહી બન્યો છું, તે કોણ કારણથી

તે સમજાતું નથી. ઉષાવતીના મંદવાડથી મને કશું પણ ચ્હેન પડતું નથી. કર્મસંજોગે હું ઉત્સાહભંગ થાઉં તો પછી શી દશા? મારા મનમાં જે ક્લેશ થાય છે તે પ્રકટ કરતો નથી, પણ એ બધાં કારણો કંઇ વિચિત્ર જ જણાય છે. હું ક્ષત્રિયવીર છું, નિસ્તેજતાને હું સમજતો નથી. તે પાપરૂપ છે. શોક તાપથી વ્યાકુળ થવું, એ ક્ષત્રિયવીરને અધર્મ જ છે, પણ આ બધાં ચિહ્નો સારાં દેખાતાં નથી. પૃથિરાજ! દિલ્લીનો સ્વામી નિરુત્સાહી? બને જ કેમ? કાલે પ્રભાતમાં સૈન્યસમૂહની કવાયત કરાવવાનું ઠરાવો. હું આવીશ ને સમરસિંહ પણ આવશે." મહારાજને નમન કરી મંત્રી વિદાય થયો ને પૃથિરાજ ઉષાવતીની ખબર લેવાને તેના ઓરડાં તરફ ચાલ્યો.

બે દિવસ રહી, પિતા અને બંધુની આજ્ઞા લઇને કરણસિંહ ચન્દ્રપતિને છોડાવવાને નીકળી પડ્યો. તેના ગયા પછી કલ્યાણના મનમાં પાછા પૂર્વના વિચાર ઘોળાવા લાગ્યા. "હવે મારા મરણથી કશી હરકત થશે નહિ;" તે બોલ્યો; "પિતાને ચિતોડ માટે જે ચિન્તા હતી, તે દૂર થઇ છે; પણ ગુલાબને મેં વચન આપ્યું છે. તેનું શું કરવું? મેં કહ્યું હતું કે રાજકન્યા વિજયને વશ છે, તે જો તું સિદ્ધ કરશે તો તારાપર કંઇ ઉપકાર કરીશ, તે વચન મારે પાળવું જોઇયે. તેણે પોતાનું વચન પાળ્યું છે. પણ તેનાપર શો ઉપકાર કરું? ક્ષત્રિયનો ધર્મ છે કે, બોલ્યું અબોલ્યું થવું ન જોઇયે. જો તેમ થયું તો ધર્મભ્રષ્ટ થવાશે. ક્ષત્રિયના મુખમાંથી નિકળેલું વેણ અયોગ્ય ઠરે? હર! હર! એ બને જ કેમ? પણ ત્યારે એના ઉપકારનો બદલો શી રીતે આપું? જો વિજય સાથે એનાં લગ્ન થાય તો એના ઉપકારનો યથાર્થ બદલો આપેલો ગણાય; પણ વિજય એને ચાહતો નથી, તો એ વિચાર કેમ પાર પડે? અને કદી કરાવવા ચાહું તો પણ શું કરું? એ તો પાપી છે, તિરસ્કારને પાત્ર છે, અક્ષત્રિય છે, તેને હું મિત્ર કરું? કેમ બને? એણે રાજકન્યાને ફસાવી, મારા સુખનો નાશ કીધો, એ મારો કટ્ટો શત્રુ, શિક્ષાને પાત્ર તેની સાથે સ્નેહ, એ બને જ કેમ? અને ગુલાબ સાથે વિવાહ કરાવાય જ કેમ? એ અધમ મનુષ્ય સાથે ક્ષણભર પણ વાતચિત કરવી, એ મહા અપરાધ છે, તેમાં મારું ભૂષણ રહે નહિ." આમ ગુલાબપર ઉપકાર કરવાનો તેને એક માર્ગ સૂઝયો નહિ, તેથી તે ચિન્તાતુર થયો. પણ એટલામાં જ રડતી રડતી ગુલાબ તેની પાસે આવી.

રાજકન્યાની સ્થિતિ દહાડે દહાડે વિશેષ બગડતી ચાલી તે જોઇ, કોમળ હૃદયની, નિષ્પ્રપંચી, સ્વાર્થમાં ફસેલી, મિથ્યા વચનથી ભરમાયલી, વિજયના છળભેદથી અજ્ઞાન ગુલાબ ઘણી દુ:ખી થઇ. રાજકન્યાના મોતનું

કારણ ને કલ્યાણસિંહના શોકનું કારણ તે પોતાતે જ માનવા લાગી. તેના મનમાં એમ જ ઠસ્યું કે હું હત્યારી છું, પાપિણી છું, ને તેથી તેનું અંતર ચિરાઇ જવા લાગ્યું. કપટજાળ ખોલવાનો પ્રયત્ન રાજકન્યા આગળ કીધો, પણ તે જ્ઞાનશૂન્ય હતી, એટલે સર્વ બોલવું બ્યર્થ હતું; તેથી કલ્યાણસિંહને સર્વ કપટ જણાવવાને તે આવી.

કલ્યાણસિંહના એકાંત ઓરડામાં તે લથડતી, ધ્રુજતી, કંપતી આવી ને તેને પગે પડી બોલી, "ક્ષમા કરો, યુવરાજ, કુંવરજી, મેં મોટો અપરાધ કીધો છે, મને માફ કરો, જીવિત દાન આપો." ગુલાબને મ્હોંડેથી આ પ્રમાણેની દીન વાણી સાંભળીને તેને પગપર પડેલી જોઇ આશ્ચર્ય થકી કલ્યાણે પૂછ્યું, "તેં શો અપરાધ કીધોં છે, ગુલાબ? બેઠી થા, ને જે કહેવું હોય તે ખુલ્લું કહે." ગુલાબ ગભરાતાં ગભરાતાં બોલી. "મેં શો અપરાધ કીધો છે એમ પૂછો છે? યુવરાજ! હું પાપિણી, વિશ્વાસઘાતી, તમારા સુખનો નાશ કરવાવાળી, મિથ્યા દોષારોપ કરવાવાળી છું. મેં આપને નિરંતર દુઃખ અને શોકમાં મૂક્યા છે, તમારું સુખ હરણ કીધું છે!" રાજપુત્રે પૂછ્યું "અરિ ગુલાબ! મારું સુખ હરણ કરવા માટે આજે ક્ષમા માંગે છે? પણ હું તારી તરફ જરાપણ અભાવ રાખતો નથી. ઉલટો તેં મારાપર ઉપકાર કીધો છે, હું અમૃત જાણીને વિષપાન કરવા જતો હતો, તેમાંથી તેં મને બચાવ્યો છે. સત્ય છે કે તે અમૃત નથી, તેથી હું દુઃખી છું, તથાપિ વિષપાનથી હું બચ્યો, તે તારો મહદ્દઉપકાર છે ને મને બચાવ્યો તે માટે તને ધન્યવાદ દઉં છું. તને હું શી રીતે ક્ષમા કરી શકું? ઉલટો હું જ તારી ક્ષમા માગું છું, કેમકે મેં પ્રથમ તારી વાત માની નહિ ને તને તુચ્છકારી!" ગુલાબે રડતાં રડતાં પુનઃ પગપર માથું મૂકી કહ્યું, "યુવરાજ, હું પ્રાર્થના કરી કહું છું કે, પુનઃ મારી વાતપર અવિશ્વાસ કરી મને તુચ્છકારતા નહિ. આ સર્વ પ્રપંચમાં હું જ દોષિત છું. તમારું સુખ, ને મારી ઉપકાર કરનારી રાજકન્યાનું સુખ હરણ કરવામાં મેં અતિ નીચ કપટ કીધું છે. પણ જે સુખની આશાથી મેં આ કપટ કીધું, તે સુખ હવે મને જોઇતું પણ નથી ને મને મળવાનું પણ નથી. જેના સારું મેં તમોને જન્મ પર્યંત દુઃખી કર્યા છે તેને મેળવી હું શું સુખ ભોગવી શકીશ? રેરે! પાપભારથી મારું હૃદય ભસ્મ થાય છે," પછી જે કારણથી રાજકન્યા સાથે ને તેની સાથે કપટ રચવાને પ્રવૃત્ત થઇ હતી તે આદ્યોપાન્ત કહ્યું. તે સાંભળી કલ્યાણનું મન ડગમગ્યું, પણ તેને સંપૂર્ણ વિશ્વાસ બેઠો નહિ. જે વિશ્વાસનાં મૂળ હૃદયમાં દ્રઢ ખૂંચી બેઠાં છે, તે મૂળ આમ ક્ષણવારમાં ઉછળી પડે, નાશ પામે એ બને જ નહિ. જે વિશ્વાસે મૂળ

સોત સુખનો નાશ કીધો, દુઃખપીડા ભોગવાવી, જેનાથી જીવન નાશ કરવા તે તત્પર થયો હતો, તે વિશ્વાસનાં મૂળ ક્ષણમાં કેમ નાશ પામે? તે બોલ્યો, "ગુલાબ, તું શું એમ માને છે કે હું બાળક છું? કેવા કારણથી તું આ બધી વાતો કહે છે, તે હું સારી રીતે સમજું છું! વૃથા! બોલ બીજું શું છે?" આ સાંભળી ગુલાબ ડચકિયાં ખાતી બોલી, "યુવરાજ! હું સત્ય જ કહું છું, તમે નહિ માનો? માનો ન માનો મરજી, પરંતુ આ સત્ય વાતના સૂર્યચંદ્ર સાક્ષી છે. પહેલાનો વિશ્વાસ દૂર કરો ને ફરી વિશ્વાસ મૂકો. રાજકન્યા આમાંનું કંઈ જાણતી નથી, તે નિર્દોષ છે, પતિવ્રતા છે, સાધ્વી છે, તમારાપ્રત્યે પૂર્ણ પ્રેમીલી છે; હવે ન માનો તો ઇચ્છા! જો આ કહેવાનો વિશ્વાસ નહિ કરશો તો કેમ વિશ્વાસ કરશો? આ પાપિણી! દુષ્ટા! અસત્વાણીવાળી, કપટીનો કેમ વિશ્વાસ કરશો? ઠીક, મારી વાતો નહિ માનો તો ભલે, પણ આ પત્ર જુઓ, એમાંથી 'સર્વ પડદો ખુલશે!'" એમ કહી ગુલાબે, યુવરાજના હાથમાં કેટલાક પત્રો આપ્યા. એ સર્વે વિજયના હસ્તાક્ષર હતા, ને ગુલાબપર લખેલા હતા. એ પત્રમાંનો એકમાં આ પ્રમાણે લખેલું હતું.

**"પ્રાણાધિક પ્રિય રમણી ગુલાબ!**

"મારા જાણવામાં છે કે, આજે યુવરાજ રાજકન્યાને મળવા આવનાર "છે. તે જો ખરું હોય તો મને કહાવજે, ને છૂપો દરવાજો ઉઘાડો રાખજે. હું "ત્યાંથી આવીશ. તેમ આવવાથી રાજકન્યા વ્હીડવાશે, ને યુવરાજને સન્દેહ "ઉત્પન્ન થશે, એટલે બસ! ગુલાબ, હું આશાપૂર્ણા દેવીની સમીપ પ્રાર્થના કરું છું "તેમ તું પણ કર, કે જેથી આપણો મનોરથ પૂર્ણ થાય. મને જોતાં એકવાર "યુવરાજના મનમાં ક્રોધાગ્નિ સળગે ને તે બંનેનો સર્વદાનો વિયોગ થાય એ જ "મારી ઇચ્છા છે. મને પ્રેમમાં નિરાશ કરી, યુવરાજને ચહાયો છે, તેનું ફળ રાજ- "કન્યાને મળવું જોઇએ: આ જન્મમાં તેના સુખનો વિનાશ જોઈ, હું આનંદ "પામીશ, ને તેમ થવાથી, પ્રાણાધિક પ્યારી ગુલાબ મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે, "ને તને પરણી હું સુખી થઇશ.

**"તમારો ચરણાશ્રિત વિજયસિંહ."**

કલ્યાણે જેટલા પત્ર વાંચ્યા, તેમાં આ જ મતલબની વાતો લખેલી હતી. તે વાંચતાં વાંચતાં રોમાંચિત થઇ ગયો, તેનાં નેત્ર નિસ્તેજ થતાં ગયાં, આંખે અંધારાં આવ્યાં, તેનું મન ડોહળાઈ ગયું, હૃદયમાં ચુંથારો થઈ આવ્યો. તે નિઃસત્વ થઈ ગયો. તે વિજયનું કપટ જાણી ગયો. તે છતાં તેના મનમાં વિશ્વાસ આવ્યો નહિ, કે આ સર્વ સત્ય હશે. તેનું મન ચકડોળે ચ્હડયું, ને આ સર્વ સ્વપ્નવત્ દીસવા લાગ્યું. વખતે ગુલાબ જ કપટ કરતી હોય તો—એમ શંકા થઈ.

જૂત અંગરખું, પગે પાયજામા અને એક સરખી ચંપલવાળા આ સૈનિકોનો ભયાનક દેખાવ કાળને પણ કંપાવે તેવો હતો. તિણી બરછી-બરછા, ભાલા અને તરવારના ઝળકાટ અને તેમાં સૂર્ય કીરણના પરાવર્તનથી આખું મેદાન ઝાકઝમાળ થઇ રહ્યું હતું, મેદાન આ વેળા ભયાનક થઇ રહ્યું હતું. કાચીપોચી છાતીવાળા માણસનું તો તે તરફ દૃષ્ટિ કરતાં જ લોહી ઉડી જાય; તેના શરીરના વાળ ખડા થઇ જાય. વચ્ચે વચ્ચે ઘોડાઓનો હણુહણાટ અને પગથી પૃથ્વી ઠોકવાના આવતા અવાજથી એક જાતનો વિચિત્ર કોલાહલ થઇ રહેતો હતો. મેદાનનો તે ગંભીર દેખાવ પ્રચંડ કોપવાળા સૈનિકો—હાથી, ઘોડા, પેદલ, એ સર્વેથી એમ ભાસ થતો કે, શું હમણાં જ પૃથ્વીને રસાતળ મોકલશે, કે હીમગિરિના શિખરો તોડી પાડશે, કે પડતાને અટકાવશે! એવી રીતે સેનાની ભયંકરાકૃતિ દીસતી હતી.

ઉપસૈન્યાધ્યક્ષની આજ્ઞાથી, ગુલ્મપતિ, ચક્રપતિ, વ્યૂહપતિએ થોડી વારમાં સેનાને યથાયોગ્ય રીતે ગોઠવી દીધી. પ્રથમ સૈન્ય ભાગમાં ૧૨૦૦૦ સેનાની ને ૬૦૦૦ ઘોડેસ્વાર હતા; એ પૃથિરાજના તાબાની સેના હતી. તેનો પોપાક કેવળ કાળો હતો, ઘોડેસ્વારોના હાથમાં લાંબા વજ્ર જેવા ભાલાઓ ને બરછી હતી. બીજા ભાગમાં મેવાડના પ્રતાપી સીસોદીઆઓ હતા. તેની સંખ્યા પણ ૧૮૦૦૦ ની હતી; તેમાં માત્ર ૨૦૦૦ ઘોડેસ્વાર હતા. તેનો પોષાક ભગવો હતો, જે જાણે પોતાના સ્વામીના જેવો પોષાક સજવામાં મ્હોટાઇ માનતા હતા. સીસોદીઆઓ ધનુષબાણમાં નિપુણ હોવાથી તેઓએ તે જ ધારણ કીધાં હતાં. એ સૈન્યનો અધિપતિ પ્રતાપી યોગીન્દ્ર સમરસિંહ હતો. ત્રીજા વિભાગમાં ૧૨૦૦૦ સેનાની હતા. તેઓએ જામગરીથી સળગાવવાની બંદુકો તથા તલવારો જ રાખી હતી. તેનો નાયક સમરસિંહનો પુત્ર, મહાબળવાન્ કલ્યાણસિંહ હતો. ચોથા ભાગમાં ૧૦૦૦૦ સૈનિકો ને ૬૦૦૦ ઘોડેસ્વાર સૈન્ય હતું. આ સૈન્યના મનુષ્યોના હાથમાં તરવાર, બંદુક, ભાલા, ધનુષબાણ, બરછી વગેરે સબળાં શસ્ત્રો હતાં. એનો નાયક, પ્રધાનપુત્ર વિજયસિંહ હતો. સૈન્યદળના ભાગના ચાર ચાર વિભાગ કરવામાં આવ્યા હતા, ને તેનાપર રાજ્યના હિતેચ્છુ, શૂરાતનમાં પ્રવિણ, પ્રાણાંતે પણ પાછી પેની નહિ કરનારા ઉપનાયકો (Lieutenants) ની નિમણુંક કીધી હતી. સ્વારોની પીઠપર ઢાલ, હાથમાં બરછી, કમરપર તરવાર લટકી રહી હતી. એક રીતે આ સૈન્યદલમાં તલવારીયા, ભાલાવાળા, બંદુકવાળા, ધનુષધારી ને બરછીવાળા એમ પાંચ પ્રકારના લડવૈયા હતા. બીજી બાજુએ હાથીઓની હાર ઉભી હતી, ને તેનાપર ન્હાની ન્હાની તોપો ચઢાવેલી હતી;

ને મ્હોટી તોપો ઉંટનાં ગાડાંપર ચઢાવેલી હતી. ત્રીજી બાજુએ ભારબરદારી ગાડાં, બળદો, ઘોડાઓ, પાલખીઓ હતી; તેમાં લશ્કરના નિર્વાહનો સરંજામ ભરેલો હતો. તેના રક્ષણને માટે એક જૂદી જ ટુકડીની યોજના કરવામાં આવી હતી.

આ રચના જોવાને નગરજન પૂર્ણ ઉત્સાહથી ઉલટયું હતું. નગરમાં તો રઝું ખડ્યું રહ્યું હોય તે જ! લોકોમાંના કેટલાકો ઝાડપર ને કેટલાક ઉભા રહીને જોતા હતા; એટલામાં રણવાદ્યોનો અવાજ થયો ને "જય, મહારાજા પૃથિરાજનો જય !" "જય મેવાડપતિ સમરસિંહનો જય!" "જય મહાપ્રતાપી કાલિકાનો જય !" એમ મોટો જયધ્વનિ થઇ રહ્યો. રાજમહેલનું શિખર ગાજી ઉઠયું, રાજમહેલના પડઘાથી યમુનાસ્તંભ ગાજ્યો, યમુનાસ્તંભમાંથી તે અવાજ નભમંડળમાં પેઠો, નભમંડળમાંથી દિશાઓમાં વ્યાપ્યો ને ત્યાંથી પ્રતિધ્વનિ થઇ રહ્યો. આ ધ્વનિ થાય છે તેટલામાં ચાર મનુષ્ય—સેનાધ્યક્ષોના ઘોડા વિજળીની ઝડપથી સૈન્યમધ્યે આવીને ઉભા રહ્યા; ને તુરત જ પોતપોતાના દળની તરફ ફરી વળ્યા. યુદ્ધનાં વાજીંત્રોનો ઘોર ઘોષ કાનને ફાડી નાંખતો હતો. પ્રતાપી પુરુષોને જોઇ સૈન્યના ઘોડાઓ હણહણી રહ્યા, નગર જનોનાં હૃદય નાચવા લાગ્યાં ને ઉત્સાહતરંગમાં વિશાળ મેદાન નાચતું જણાયું.

મધ્યભાગના સૈન્ય સન્મુખ જે ઘોડેસ્વાર સેનાપતિ ઉભો હતો, તેના મસ્તકપર હીરાજડિત મુકુટ ઝળહળી રહ્યો હતો; કાનમાં અણમોલ મોતીનાં કુંડળ; બંનો હાથપર વીરકડાં પહેરેલાં હતાં. આખું અંગ લોહકવચથી ઢંકાયલું હતું. પીઠપર ઢાલ અને તીરોથી ભરપૂર તર્કસ શોભી રહ્યું હતું. એ ઢાલમાં વીરવરને ઉત્સાહી કરવાને લંકાકાંડનો વૃત્તાંત ચિત્રેલો હતો. કમરપર ઉત્તમ તલવાર લટકી રહી છે; એક હાથમાં બરછી ને બીજે હાથે ઘોડાની લગામ પકડેલી છે. દેવ અને દાનવોના યુદ્ધમાં કુમાર કાર્તિકસ્વામી વીરવેશ ધારણ કરીને આવે, તેવો તેણે વેશ ધારણ કરેલો હતો. તેના દૃઢ ને ચપળ કૃષ્ણવર્ણાં બંને નેત્રમાંથી આગની ચિંગારીઓ ઉડી રહી હતી; ક્રોધથી તે લાલચોળ જણાતો હતો—તેજોમય મુખશ્રીની મધ્ય રેષામાંથી સૂર્યની પેઠે વીરદર્પ પ્રકાશતો હતો. તેણે મેદાનમાં આવીને ઉભા રહ્યા પછી, સૈન્યના ભાગ વિભાગ ને ગુલ્મપતિ ચક્રપતિ ને વ્યૂહપતિપ્રતિ દૃષ્ટિ કરતાં, એક કટાક્ષે રાજપૂત વીરોના ઉત્સાહના અગ્નિને પ્રજ્જ્વલિત કીધો. તેનો ઘોડો માનકીનો પુત્ર, સ્વારથી પણ વિશેષ તેજદાર હતો. તે જાણે એવો ગર્વ કરતો હોય કે, સ્વારના ઉત્સાહથી, બળથી વિશેષ પરાક્રમી થઇ, તેને લજ્જિત કરું તેમ ઉત્સાહથી ભરપૂર થઇ ચપળ ભાવ દર્શાવવાને થનથન

કરતો હણહણ્યો. એ વીર મહાપ્રતાપી, ભરતખંડનો ઐશ્વર્ય, સ્વતંત્રતાનો બાંધવ, આર્યાવર્તનો સુપુત્ર—રાજપુત્ર પૃથિરાજ હતો. હમણાં તેની પુત્રી માંદી છે, રાણી શોકમાં છે, તેનો તે, લેશભર પણ વિચાર કરતો નથી. શોકભાવને બદલે હમણાં વીરભાવ સર્વાંગે વ્યાપી રહ્યો છે, યવનશત્રુનો સંહાર કરવા, વિજય મેળવવા, ભરતખંડની કીર્તિ જાળવવાને માત્ર શૂરતા જ સર્વાંગે દૃષ્ટિએ પડે છે.

પૃથિરાજની જમણી બાજુના સૈન્યભાગપર સમરસિંહ ઉભો હતો. તેના વિશાળ લલાટપર ચિન્તાતુરપણું દેખાય છે, પણ દૃષ્ટિ હૃદયભેદી છે ને તે દૃષ્ટિ વીર રાજપૂતોના અંતઃકરણને ઉત્સાહી કરવાને સચોટ છે—તેઓની હૃદય દીનતાને ઉથલાવી નાંખનારી છે. તેના એક એક કટાક્ષમ જાણે સંકેતથી આજ્ઞા કરતો હોય, તેવી ચોટ શકિત જણાતી હતી ને તે આજ્ઞાને સર્વ સૈન્ય ને સૈન્યપતિ, ગુલ્મપતિ આદિ અધીન રહેત હતા. તેનો યુદ્ધવેશ સામાન્ય હતો. શિરપર વજ્રમય ટોપ ને અંગપ લોહકવચ હતું. કાનમાં કુંડળ નહિ, તેમ હાથમાં વીર કડાં પણ નહોતાં માત્ર વિજળી પેરે ઝગારો કરની, અતિ તેજદાર તલવાર એક હાથમાં ને બીજા હાથમાં ઢાલ ને ઘોડાની લગામ હતી. તેની સફેદ લાંબી દાઢી છાતીને ઢાંકતી હવામાં ઉડતી હતી; ને મ્હોટી જટા, ટોપમાંથી બહાર નીકળી ખાંધપર પડી હતી. યોગીભાવ અને વીરભાવ મિશ્રિત હોવાથી તેના મુખમંડળમાંથી કોઈ અપૂર્વ શાન્તિ ઝળકી રહી હતી; તે જાણે બ્રહ્મતેજ ને ક્ષાત્રતેજ એકત્ર થઈ, બ્રહ્માંડનો નાશ કરવા ઇચ્છતું હોય તેવું જણાતું હતું. તેનો ગંભીર, દ્રઢ, અને અટલ ભાવ જોતાં તે જાણે બીજો હિમાચળ દેવ (મહાદેવ) હોય, તેવો જણાતો હતો.

પૃથિરાજની ડાબી બાજુએ યુવરાજ કલ્યાણસિંહ, પૃથિરાજ જેવો જ પોષાક સજી, શૂન્યદૃષ્ટિથી પોતાના સૈન્યદળને જોઈ રહ્યો છે. તેના મ્હોંનો ભાવ ક્ષણે ક્ષણે બદલાતો જણાય છે. હજી તે તરુણ છે, પણ વીરતામાં સૌને આંજી નાંખે તેવો જણાય છે. જેમ ધગધગતી આગમાં, આહુતિ આપવાથી તે જેમ ઘડીમાં પ્રકાશિત ને ઘડીકમાં ધુંવાડાવાળી જણાય છે, તેમ જ તેનું મુખ કદી શોકથી ઉતરેલું, તો કદી વીરરસમાં લહેરીયાં લેતું ઝળકી ઉઠે છે. તેના ભરાઉ કાનછેરીયાં કાનની આસપાસ થઈ ખભા સુધી આવેલાં છે, ને તેથી તેના ચ્હેરાપર પ્રૌઢપણું દેખાય છે. તેના હાથ શત્રુનાં કાળજાં વીંધવાને ચંચળ થયા હોત, તેમ ઘડી ઘડીમાં ફરકતા જણાય છે.

ચોથા ભાગનો સેનાધ્યક્ષ વિજયસિંહ છે. એવો કોણ સૂક્ષ્મદર્શી વિરલો છે કે જે, તેના હૃદયમાં શું શું સંકલ્પ વિકલ્પ થાય છે, તે

જોઇ શકે? તેની ધૂમરાયલી આંખો, વળેલી ભ્રુકૂટી, ક્રોધ છતાં કિંચિત હાસ્ય કરતા હોઠ, કઠણુશાવાળું મ્હોં જોઈ, કોઇના મનમાં ભાગ્યે જ એમ આવે કે એ કોઇ મહાદુષ્ટ હેતુ સિદ્ધ કરવાનો સંકલ્પ કરે છે. તેમ જ નિરુત્સાહી છે. એ દૂષ્ટ હેતુ શો? તે જાણવાનું સામર્થ્ય કોઇમાં નથી. સૌ તો એમ'જ જાણે છે કે, મુસલમાનોનો સંહાર કરવાને જ આજે તેની આવી રુદ્રરૂપ મૂર્તિ જણાય છે. તે ઘડીએ ઘડીએ કલ્યાણ તરફ તિરછી આંખે, કટુ ભાવથી જોય છે, પણ કલ્યાણની તો તેના-પર દૃષ્ટિએ થતી નથી.

ચારો સેનાપતિ પોતપોતાના સૈન્ય નજીક ઉભા રહ્યા પછી પૃથિરાજે કંઇ સંકેત કીધો કે, રણશિગડાંનો નાદ થયો ને સર્વ સૈન્ય સ્થિર થઇ ઉભું રહ્યું. કોલાહલ, જયધ્વનિ, 'રણવાદ્ય સઘળાં બંધ થઇ ગયાં. પછી સર્વેનાં હૃદય કંપાવતાં પૃથિરાજ, બોલ્યો—

"સેનાનીઓ! ક્ષત્રિય વીરો! ભરતખંડના મ્હોરાઓ! શત્રુઓના શત્રુ! આર્યવીરો! જે દુષ્ટ યવન, દૃશદ્વતી નદીના કિનારાપર, ગયે વર્ષે, ક્ષત્રિય વીર્યના તેજ તથા ક્ષત્રિયોના ,ખડ્ગનો સ્વાદ તથા તીક્ષ્ણ તલવારનો ઘા ચાખી ગયો છે, અને મહા કષ્ટે તે શરમભરેલા પરાજયથી કલંક વહોરીને નાસી ગયો હતો, જેના સેનાપતિ કાકૂરચંડાળ શાહબુદીન ઘોરીને બે વાર કેદી બનાવી તમારા આગળ પકડી લાવ્યા હતા ને આપણા આર્યવીરના ગુણ પ્રમાણે ક્ષમા કરી તેને દેશ જવા દીધો હતો, તે દુરાત્મા યવન, આજે આર્યભૂમિને કલંક લગાડવાની હામ ભીડીને આવ્યો છે. વીરો! આર્ય માતાના ભકતો! દેશના રક્ષણકર્તાઓ! તેને આવવા દો, ક્ષત્રિયોનાં ભાલાં, બાણ ને તલવારના ઘા જો તેના કલેજામાંથી રુઝાયા હશે તો આપણે આજે પાછા તાજા કરીશું, જેનાથી તે ત્રણ કાળે પણ આ પવિત્ર માતાને અપવિત્ર કરવાની ઇચ્છા કરશે નહિ. સેનાનીઓ! જો તમે આર્ય નામનો ગૌરવ ને ગર્વ રાખવાની ઇચ્છા કરતા હો, ક્ષત્રિય નામનું તેજ પ્રકાશિત રાખવા ચાહતા હો, અને યવનના પગતળે છુંદાવાની વાંછના ન હોય તો, તમારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય સ્ત્રી, પુત્ર, કન્યાનું દુષ્ટ મ્લેચ્છોની પીડાથી રક્ષણ કરવા ઉત્સુક હો; આર્યધર્મ પ્રતિ, આર્યદેવો પ્રતિ, આર્યદેવોનાં મંદિરો પ્રતિ, તમને જરાપણ શ્રદ્ધા હોય, દેવી આશાપૂર્ણાની આશા પૂર્ણ કરવા પૂર્ણ આશાવંત હો તો આ યુદ્ધમાં, જરા પણ દયા વગર, જરા પણ શાંતિ વગર, ક્રોધ ધરી શત્રુઓનાં કાળજાં ચીરી, તેઓની સ્ત્રીઓને હંમેશનો રંડાપો ને રડાપીટ આપો! નિર્વિલંબ એ પાખંડી, પરધર્મી, દુરાચારી મુસલ્લાઓને એવી શિક્ષા કરો કે, જેથી તે આ વીર ભૂમિમાં પાછો પગ મૂકવાની

સ્વપ્ને પણ ઇચ્છા ન કરે. શું તમારામાં એવો કોઈ—" આટલું ભાષણ સાંભળતાં તો સૈન્યમાં એવો ગડબડાટ થઈ રહ્યો કે, તેનું બોલવું સંભળાયું નહિ. ચારે તરફના સેનાનીઓએ ઉત્સાહથી આકાશ ગજાવ્યું, અસ્ત્રોના ઝણઝણાટ ને ઘોડાઓના હણહણાટથી એક બીજો જ જયધ્વનિ થઈ રહ્યો. 'જય જય' ના પોકારમાં પૃથિરાજનું બોલવું સંભળાયું નહિ. પા કલાકે કોલાહલ શાંત થયો ત્યારે પૃથિરાજ બોલ્યો; "શું તમારામાં એવો કોઈ કાયર, નપુંસક, હીજડો, બાયલો, અક્ષત્રિય, અનાર્ય છે કે જેને મારે ઉત્તેજનનાં વાક્યથી ઉત્તેજિત કરવો જોઇયે? પાખંડી, મ્લેચ્છ, યવનનો પરાજય કરવો, એ જ તમારો ઉદ્દેશ છે, એ જ તમારો ધર્મ છે, દેશરક્ષા એ જ તમારા શૂરાતનનું વ્રત છે. વીર ચૂડામણિ સમરસિંહ તમારી સહાય છે, તમે અનેકવાર મ્લેચ્છોનો નાશ કરવા સમર્થ થયા છો, ત્યારે તમારા અંગોમાં રુધિર ઠંડું વહેતું હોય તો એનું સ્મરણ જ તમને ગરમાગરમ કરી મૂકશે, તમને પૂર્ણ ઉત્સાહી એ સર્વે નહિ કરી શકે? સેનાનીઓ! વ્યૂહપતિઓ! સૈન્યાધ્યક્ષો! એ જ વીરતેજ, એ જ ક્ષત્રિયપ્રતાપથી આજે ચાલો, યવનનાં મસ્તક છેદો, યવનદલને ચલિત કરો, ઉત્સાહથી તૈયાર થાઓ, જીવશો તો આ લોકમાં તમારી કીર્તિ મળશે, યુદ્ધમાં મરણ થયું તો ઈંદ્રની અપ્સરાઓ તમને વરવાને થનથનાટ કરતી, આ ઉભેલી હું જોઉં છું. તે ઇચ્છે કે, મારો વીર ભર્તા ક્યાં છે! ઉત્સાહ! ધર્મ! શૂરાતન! આર્યત્વ દાખવી એ પાપી મ્લેચ્છનું નિકંદન કરવામાં અગ્રેસર થાઓ, જય આશાપૂર્ણાનો જય!"

મહારાજનું ભાષણ પૂર્ણ થયું ન થયું, તેટલામાં તો પુનઃ આકાશ ગાજી રહ્યું. પૂર્વ પેરે જ અસ્ત્રોનો ખણખણાટ ને ભાલાની ઝળક ને ઘોડાઓનો હણહણાટ થઈ રહ્યો. રણવાદ્યોના ઘોરશબ્દથી મેદાન ગાજી રહ્યું. "જય મહાદેવી કાલિકા! જય આશાપૂર્ણા! હરહર મહાદેવ! જય પૃથિરાજનો જય! જય સમરસિંહનો જય!" એવા અવાજના ગગડાટ વચ્ચે ચારે સેનાપતિઓએ પોતાના ઘોડાને પોતપોતાના સૈન્ય ભાગની આગળ કીધા. પ્રજાએ જયના પોકારથી આકાશ ગજાવ્યું. સેનાપતિઓની પછાડી ઘોડેસ્વાર, તેની પાછળ પેદલ, બે બાજુએ હાથી ને ઉંટપરની તોપ, છેક પાછળ ભારબરદારી ગાડાંઓ ચાલવા લાગ્યાં. આકાશ ધૂળથી છવાઈ ગયું, તલવાર, ભાલા ને બરછીના ઝગારામાં સૂર્યતેજ ખંડિત જણાવા લાગ્યું. દૂરથી તે તેજની પ્રભાથી બીજો સૂર્ય જણાવા લાગ્યો. પ્રજાએ પાછી જયની કીકીયારી પાડી, તેનો પ્રતિઘોષ સેનાએ કીધો જેથી નભમંડળ ગગડી ઉઠયું.





## પ્રકરણ ૨૪ મું
## શોકવતી પ્રભાવતી!

ચન્દ્રપતિના સેવક અનાથે અજમેરમાં આવી, પ્રભાવતીને જણાવ્યું કે, મહારાજ યવનોની છાવણીમાં ચર્ચા જોવાને ગયા છે, તે પછી કેટલાક દિવસ વીતી ગયા છતાં, પતિનો કોઈ પણ પત્ર નહિ મળવાથી પ્રભા અતિશય ચિન્તાતુર થઇ. પતિનું કંઈ અમંગળ તો થયું નહિ હોય, તેવી શંકાથી રાત દહાડો અત્યંત વ્યાકુળ રહેતી હતી. શૈલબાળાના મ્હોં આગળ અંતર્ગત ભાવ અસ્પષ્ટ રીતે દર્શાવ્યો, પણ તે મર્મ સમજી શકી નહિ; ને માત્ર એટલું જ બોલી કે ચન્દ્રપતિ માટે ભય ધરવાનું કે તેઓને કંઇ સંકટ આવે તેમ માનવાનું કારણ નથી. અધિક પ્રીતિ હોય ત્યાંના જો સમાચાર વખતસર નહિ મળે તો એવા અમંગળની ભાવના સ્વાભાવિક થાય, તથાપિ ચન્દ્રપતિ જેવા વીર પુરુષને કંઈ સંકટ આવે, એ આશંકા વ્યર્થ જ છે. કંઇ કારણને લીધે જ તેઓથી સત્વર અવાયું નહિ હોય, આવી વાતો શૈલે પ્રભાવતીને સમજાવી મન વાળવાનું કર્યું, પણ પ્રભાવતીને જે દુઃખ થતું હતું, તે તે સમજી શકી નહિ, ને તે સ્પષ્ટ રીતે, પોતાને જે દુઃખ થતું હતું તે જણાવીએ શકી નહિ. પણ કોઈ બીજી સખી નહિ હોવાથી, ને શૈલ સમજુ હોવાથી, વખત બેવખત આ સર્વે વાતો જણાવતાં તેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવતાં હતાં. જ્યારે પ્રભાવતી ઘણી ગભરાતી ને મુંઝાતી, છતાં પોતાના મનના દુઃખની વાત કહેતી નહિ ત્યારે અતિશય શોકતપ્ત થતી હતી.

એક સાંઝના પ્રભાવતી ને શૈલબાળા અગાસીમાં સૂતાં હતાં. રાત અધિક ગઇ હતી. અંધકારના સહાયકો ચારે પાસથી દોડ્યા આવતા હતા; દશે દિશામાં ઘોર અંધકાર હતો; મધ્યમ રાત્રિ ધમધમ ગાજતી હતી; ચારે પાસેથી પવનના સુસવાટા આવતા હતા; મેદાનમાંનાં ઝાડો ખડખડતાં હતાં, ને તેનો અવાજ ભૂત પ્રેતની શંકા ઉત્પન્ન કરતો હતો. દૂર શિયાળવાં ભૂકી રહ્યાં હતાં, ને વખતે દૂરથી કોઇ માનવીની બૂમ સંભળાતી હતી. આ વખતે નિદ્રા નહિ આવવાથી પ્રભાવતી અગાસીમાં લમણાપર હાથ દઇ બેઠી હતી. તે રડુ રડુ કરી રહી હતી. તેના કાનમાં અમંગળ વાતના ભણકારા વાગતા હતા. તેની છાતી ધાડી નહોતી કે, દુઃખમાં ધીરજ રાખી શકે, તેમ તેણે સંકટ શું તે આજે જ જાણ્યું હતું. વિરહતાપમાં તે તપેલી હતી, તેમાં પતિના અમંગળભાવથી વિશેષ તપી ગઈ. સૂવાને માટે ઘણાં ફાંફાં માર્યાં, પણ નિદ્રા આવી નહિ. પાસેના એક પલંગપર શૈલબાળા સૂતી હતી, પણ પ્રભાવતીના મનમાં શા શા

આમળગોટા થાય છે, તેથી તે અજ્ઞાત હતી. ઘડીમાં પ્રભાવતી સૂતી; વળી ઉઠતી, વળી સૂતી, એમ કેટલીક વાર ઉંઘને માટે વળખાં માર્યાં, પણ ઉંઘ આવી નહિ. હમણાં તે પલંગપર બેસીને શૈલબાળાનું નિર્મળ મ્હોં જોઈ રહી છે. ઝરુખામાંથી જે દીવાનો પ્રકાશ પડતો હતો, તેનાથી શૈલબાળાની મુખકાન્તિ વિશેષ સુશોભિત જણાતી હતી, તે તે જોતી હતી. ગરમીથી થયેલા પસીનાના બુંદથી તેના હોઠ વિશેષ શોભતા હતા, અને મૃદુ હાસ્યથી તેના અડધા વિકસિત અધરોષ્ઠ, ખીલતી ગુલાબકળી જેવા દેખાતા હતા. તે ઉંઘમાં હસતી જણાતી હતી–તે કોઈ મધુર આનંદદાયી સ્વપ્ન જોતી હતી. પ્રભાવતીએ ધીરે રહીને તેના હાસ્ય વિકસિત અધરોષ્ઠપર એક ચુંબન કીધું, પણ તે સાથે તેનાં નેત્રમાંથી બે ત્રણ આંસુ ખરી પડ્યાં, જે શૈલબાળાના કપાળપર જઈ પડ્યાં. હળવેથી તે આંસુ લુછ્યાં, પછી તે પાછી પલંગપર પડી, ને પડતાં પડતાં બોલી, "શૈલ! તું ખરી સુખી છે."

કેટલીક વાર તરફડીઆં માર્યાં પછી પ્રભાવતીને ઉંઘ આવી, પણ તે ઉંઘમાં એક ભયાનક સ્વપ્ન થયું, જેથી તે ચમકી ઉઠી. તેની ઉંઘ નાસી ગઈ. મળસ્કું થયું હતું. પક્ષીઓએ કલાબકોર કરી મૂકયો હતો, પશુઓ પોતાની આણ વર્તાવતાં હતાં, મનુષ્યો ઉદ્યમે વળગ્યા હતા. પલંગમાં પડ્યાં પડ્યાં સ્વપ્નની વાત યાદ કરતાં પ્રભાવતી રડી પડી. તેણે આસપાસ જોયું તો શૈલબાળા પલંગપર જણાઈ નહિ. પુષ્કળ રડ્યા પછી તે શૈલને જોવાને નિકળી. શૈલ, બાગમાં થઈને નદી કીનારે બેસી તરંગલીલા જોતી હતી; તેને જોઈ પ્રભાવતી તેની પાસે જવા લાગી. થોડાંક પગલાં તે ગઈ, તેટલામાં સુમધુર વીણાનો અવાજ તેના કાનપર પડ્યો, એટલે તે અટકીને ઉભી રહી. પછી નજર કરતાં જણાયું કે તે વીણાનો સ્વર નહોતો, પરંતુ શૈલનો કોમળ કંઠ સ્વર હતો, જે વીણાના સ્વરને ભૂલાવી દે તેવો હતો. પ્રભાવતી, સ્થિરચિત્તથી શૈલબાળાનું સુમધુર ગાન સાંભળવા ઉભી રહી.

**ભેરવી**

"કાલજ કોરાણું વીતી રેણ, પડે નવ ચે'ન, ગમે નવ રેણ;–કાલજ.
"શ્યામ સુંદર દર્શન વિના, તરસે રહે બેઉ નેણ;
"ત્રિવિધ સમીરતીરસમ વાગે, વિલસત કોકિલ વેણ–કાલજ.
"દિવસ ગણી ગણી હું અકલાઈ, નથી પડતું કંઈ ચે'ન;
"વિરહ તાપથી મનડું મુઝાએ, આંસુડાં ખરે આ બે'ન–કાલજ.
"પ્રિય મુખ ક્યારે જોઉં સુહાગી, વિરહણીને દુઃખ દેણ;
"રોઇ રોઇ નેણનું નુર ગયું રે, આવો નાથ સુખ દેણ–કાલજ

આટલું ગાયન સાંભળતાં પ્રભાવતીનું ઉદ્વેગવાળું ચિત્ત શાન્ત થયું; અને તે પૂરું થતાં શૈલબાળા પાસે આવી; ત્યારે શૈલે પૂછ્યું: "આજે તમારું મ્હોં આમ કેમ છે? શું રાત અને દહાડો આમ જ રડશો કે?" પ્રભાવતીએ કહ્યું, "આજે સવારના મને એક એવું માઠું સ્વપ્નું આવ્યું છે કે, તેથી મારું મન આકુળવ્યાકુળ થઈ રહ્યું છે. હવે મને એક ઘડી પણ આ ઠેકાણે રહેવાની ઈચ્છા થતી નથી." શૈલબાળાએ કહ્યું, "શું તમારો ભાવ રાત અને દહાડો આવોને આવો જ રહેશે? એવાં સ્વપ્નાં તો ઘણાંએ આવે તેમાં શું?" પ્રભાવતીએ કહ્યું, "બાઈ, તું હજી ખરા પ્રેમનો સ્વાદ જાણતી નથી, તેથી આમ બોલે છે; પણ ખરો પ્રેમરસ ચાખશે ત્યારે આમ બોલશે નહિ. જ્યારથી એઓ મુસલમાનોની છાવણીમાં ગયા, ને કંઈ ખબર આવી નથી ત્યારથી હું એમ માનું છું કે તેઓ કેદી થયા છે—તેમાં આશ્ચર્ય શું? બેશક, તેમ જ થયું હશે, એમ મારું મન કહે છે. જો તેમ નહિ હોત તો એક પત્ર પણ ન લખે? તેઓ દિલ્લીમાં તો નથી જ, ત્યાં હોત તો હું કંઈ ચિંતા ન કરત. ગુલાબને કાગળ લખત એટલે સર્વ સમાચાર મળત. પણ ત્યાં એ નથી, તો મને શંકા કેમ નહિ આવે?" આટલું બોલતાં પ્રભાવતીનાં નેત્રમાં જળ ભરાઇ આવ્યું; ત્યારે શૈલબાળાએ કહ્યું, "રડતાં રડતાં તમારાં નેત્રો સૂઝી ગયાં છે, પણ તમે હસો કે રડો, તમારું મ્હોં તો સુંદર જ રહેશે. હમણાં તમે, રડો છો, તે જાણે કમળફૂલપર ઓસના [illegible] તેવું લાગે છે.

"આંસુડાં જોઉં તમ અંગપર, મન મારૂં હરી લેય;
"મુક્તા જડિત કનક કમળ, એ શોભા સુખ દેય."

કવિ ચન્દ્રના ભાગ્યમાં જ નહિ, તેથી તેઓ આવી શોભા જોવાને ભાગ્યવાન્ થયા નથી; પણ હું તો જોઇને રાજી થાઉ છું." પ્રભાવતી ચ્હીડવાઇને બોલી, "બસ, બસ. હવે હું તારી સાથે કદી પણ વાત કરીશ નહિ. દુઃખમાં તે કોઈ મજાક કરે? બોલવાનું પણ રીતસરનું હોય.

"અરે અજ્ઞાન બાળા તું,
"નથી કંઇ ભાન સ્વામી શું;
"જીવિતનું સુખ કેવું છે,
"નથી કંઇ ભાન તુજનેરે.

ફોકટની બકી જ જાણે છે, બીજું શું?

"ચન્દ્રને કાજ ઝુરું છુ હું,
"થઈ છું મુગ્ધ રડતી છું,
"વિનોદી વાત ભાવે શું,
"વિચાર દુઃખનો મન આવે હું.

"મરીશ હું પ્રાણ વિનાની,
"ગઈ છે આશ સૌ મારી!
"નથી ચિત થિર રહેતું આ!
"દશા વિપરીત ભાસે બા!"

શૈલ!

"ચણ ચણ ચિતડું આ બળે, અંગે પ્રકટી લાય;
"હસવું આવે કયમ અલી, જીવડો મારો જાય.

હું કેમ ધીર ધરું, મારું મન ઘૂમાઈ જાય છે, ત્યાં તને હસવું આવે છે?

"પ્રભા કેમ ચન્દ્રવિણ ઝળકે,
"પુરુષ વિણ જીવ ના અટકે,
"ધરું હુ ધ્યાન નિતનિત્યે!
"મુર્ખને પ્યાર ના કનડે!

"બસ હવે ફરીથી તારી સાથે આવી પ્રેમગોઠડી કરવાને હું આવીશ નહિ." બટકબોલી શૈલબાળા બોલી, "અહોહો! એમ કે? ઠીક, ખીજવાયાં! ચ્હીડવાયાં! ગુસ્સે થયાં! જો એમ જ છે તો બાંધો કમ્મર ને ચાલો એ મુસલ્લાઓની છાવણીમાં, તમારા પ્રાણનાથને માથે ઉપાડી લઈ આવીએ. પછી કંઈ!" રોષમાં ને રોષમાં પ્રભાવતી બોલી, "હજી પણ હસવાનું બંધ કરશે કે નહિ! તું મને કે કમને ગમે તે બક, પણ મારા મન-રાજમાં તો એવો જ સંકલ્પ થાય છે." શૈલે કહ્યું, "હસે છે કોણ, હું પણ સત્ય જ કહું છું તો!" ચ્હીડમાં ને ચ્હીડમાં પ્રભાવતીએ કહ્યું, "વધારે બોલીને મારો જીવ નહિ બાળ, એક તો હું મારા દુઃખમાં મરી રહી છું, તેમાં તું ડહામ દે છે, ને મીઠું છાંટે છે. હું તારી પાસે ધીરજની આશાએ આવી, પણ પેલી કહેતી પ્રમાણે થયું, કે ઘરના ઉઠ્યા વનમાં ગયા તો વનમાં લાગી લાય, તેમ ભરસમુદ્રમાં વહાણમાં આગ લાગી ત્યારે બચવાની આશાએ દરિયામાં કૂદકો માર્યો, ત્યાં તો મોટા મોટા મગરો વળગ્યા! એ પણ બાઈ નસીબ જ કેની!"

શૈલબાળા પ્રભાવતીને ખરા હૃદયથી ચ્હાતી હતી, અને ચન્દ્રપત્ની કરતાં તે અધિક ચિન્તાતુર હતી. હમણાં જ તે મનમાં બોલી કે, "નાથ તુમ જાણત હો ઘટઘટકી!" તેના મનમાં વધારે વલોપાત થતો હતો કે શું થયું હશે, પણ પ્રભાવતીને થોડું દુઃખ થાય, તે જ કારણથી તે પોતાનો મનોભાવ ગુપ્ત રાખીને આમ વાત ઉડાવતી હતી. તે જાણતી હતી કે, પ્રભાવતીના શોકમાં તે સામેલ થશે તો તેને વિશેષ દુઃખ થશે. પણ જ્યારે પ્રભાવતીને અધિક કષ્ટવાળી જોઈ ત્યારે તે ઘણી દુઃખી થઈ ને પૂર્ણ ગંભીર સ્વરે બોલી, "અલિ! સખી! તું એમ નહિ જાણતી કે, હું હમણાં હસું છું. મેં સત્ય જ કહ્યું છે કે, આપણો છેલ્લો ઉપાય

ચન્દ્રપતિને છોડાવવાને મુસલમાનની છાવણીમાં જવાનો છે, આ કંઈ હું હસવામાં બોલતી નથી. પણ મારો વિચાર એવો છે કે, આપણે પહેલાં મુસલમાનની છાવણીમાં ન જતાં, દિલ્લી જઇએ!" પ્રભાવતીને પૂછ્યું, "ત્યાં તો નાથ નથી, તો ત્યાં જવાથી શું ફળ?" શૈલબાળાએ કહ્યું, "મારું મન કહે છે કે, ત્યાં ગયા વગર આપણા હાથમાં ચન્દ્રપતિને છોડાવવાની યોગ્ય કુંચી આવશે નહિ." પ્રભાવતીએ પૂછ્યું, "દિલ્લી જવાથી કેવી રીતે કુંચી જડશે, તે મારા લક્ષમાં આવતું નથી." ક્ષણભર વિચાર કરી શૈલબાળા બોલી, "મુસલમાનોની છાવણીમાં જઈ ચન્દ્રકવિને છોડવવા, એ આપણ અબળાને અસાધ્ય જ વાત નથી? છાવણીમાં કેવા પ્રકારની રીતભાત, બંદોબસ્ત છે, તે આપણે જાણતાં નથી. કદાચ ત્યાં ગયાં તો પકડાઈ જવાનો મોટો સંભવ છે. તેના કરતાં તો દિલ્લી જઇને મહારાજાને મળી કંઇક ગુપ્તસેના (rerervep army) લઇને ગુપચુપ, યુદ્ધસ્થાનમાં ભરાઈ બેસીએ. જે દિવસે બન્નો સેના વચ્ચે તુમુલ સંગ્રામ થશે, તે દિવસે મુસલમાનની છાવણીપર ગુપચુપ છાપો મારી ચન્દ્રપતિને છોડાવી શકીશું. છાવણીના મનુષ્યો અસાવધ હશે, તેઓપર જય મેળવતાં વિલંબ થશે નહિ."

શૈલબાળાની આ સૂચના પ્રભાવતીના ધ્યાનમાં ઉતરી, અને પછી પોતાને જોઇતો ઘણો થોડો સરસામાન ને એક વિશ્વાસુ ચાકરને સાથે લઇને બંનો જણીએ અજમેર છોડવું ઠરાવ્યું. આ વેળાએ અનાથ સેવકની ઘણી જરૂર હતી, પણ તે માંદો હોવાથી બીજા જ વિશ્વાસુ ચાકરને લીધો. શૈલબાળાની સૂચનાથી બન્નોએ સ્ત્રીવેશ પાલટી પુરુષવેશ ધારણ કીધો, કેમકે એક તો યુદ્ધની તૈયારી છે, ને બીજું તો પરધર્મી દયાહીન મનુષ્યો દેશમાં આવેલાં છે, તેનાથી રક્ષણ કરવા માટે એ યુક્તિ જરૂરની હતી. ઝીણાં સ્વચ્છ વસ્ત્રો, ઘાઘરો ને સાડી મૂકીને અંગરખું, પાયજાંમા પહેર્યાં; માથે ફેંટા વિંટાળી દીધા, કાન હડપચીની આસપાસ બુકાની બાંધી લીધી. સૌભાગ્યના એક બે અલંકાર સિવાય બીજા અલંકારો ઉતારી નાંખ્યા, કમ્મરપર તલવાર ને બરછી લટકાવી દીધી. હવે તે શૈલબાળા નથી, તે પ્રભાવતી નથી, પરન્તુ શૈલરાજ છે, પ્રભાપ્રસાદ છે. બંનો યુવાન બાળકો જણાય છે. બંનો એક બીજાનાં રૂપ જોઇ આશ્ચર્ય પામ્યાં ને શૈલ બોલી, "હવે તમે તો ખરેખરા માટીડાજી બની ગયા, તમારામાં સ્ત્રીનું એક પણ ચિહ્ન જણાતું નથી, પણ શૂરવીર ક્ષત્રિય બાળક જણાઓ છો. ન માનો તો જરાક આરસીમાં જુવો, કે કેવા ફક્કડ છેલ બન્યા છો."

પ્રભાવતીએ કહ્યું, "તું તારે જોવું હોય તે જોયા કર. મને એ

સર્વમાં કશાનું ભાન નથી." કરડાગીમાં શૈલબાળાએ હસતાં હસતાં કહ્યું, "હું તો જોઈશ જ તો, પણ તમારેએ જોયા વિના છૂટકો નથી." પછી શૈલબાળા તેનો હાથ પકડી આરસા સમીપ તેડી ગઇ, ને હથેલી હડપચી નીચે લાવી, તેનું મ્હોં આરસા સામું રાખી બોલી, "હવે બન્યાં કેની ? ઠીક બન્યાં ! ફક્કડ બન્યાં ! ઓયરે મારા લાલ! બન્યાં બન્યાં ! મારા લાલ બન્યાં, મારા છેલ બન્યાં. આ પુરુષવેશમાં તમે તો દશ્ય માટીડાજી બની ગયાં. હવે ડરશો નહિ, રસ્તામાં તમને કોઇ પીડા કરવા આવશે તો આ બંદા ! ઢાલ ને તલવાર, ને ઉડાવ માથું ! ડરે એવો નથી હોં કે ?" પછી શૈલબાળાએ કમ્મરપરથી તલવાર કહાડી, તે વાપરવાની ચેષ્ટા કરવા લાગી. તેનો પડછાયો દર્પણમાં પડવાથી, પોતાને રણસાજમાં જોઇ પોતાના રૂપથી પોતે જ મોહિત થઇ ગઇ. પછી મૃદુ મૃદુ હસીને બોલી, "જોયું કે સખિ ! માર્ગમાં હું તમારી રક્ષા કેમ કરીશ તે જોયું ! પણ વારુ કહો તો, આવી અવસ્થામાં દિલીપ મને જોય તો તે ઓળખે ખરો કે ?" પ્રભાવતીએ કરડાગીમાં કહ્યું, "કેમ આવો વેશ દિલીપને બતાવવાને ધર્યો છે કે ? જાંરે મારી બાઇ, તેને તે વળી આવા વેશ બતાવાય ?" શરમાઇને શૈલબાળા હસતી હસતી દર્પણ સામેથી પાછી હઠી ગઇ.

સંધ્યાકાળ થતાં અજમેર છોડી દિલ્લીનો માર્ગ લીધો, પણ જે માર્ગે સર્વ લોક જતા આવતા હતા તે માર્ગનો ત્યાગ કરી પર્વતને રસ્તેથી છૂપા છૂપા તેઓ ઘોડા કૂદાવતા ચાલ્યા જતા હતા. રજપૂતાણીઓ તે કાળમાં અશ્વારૂઢ થવામાં કુશળ હતી, બાળપણમાં જ બાળકીઓને અશ્વપર ચઢવું, દોડાવવું, તે શીખવવામાં આવતું હતું. પ્રભાવતી તથા શૈલબાળા ઘોડે બેસવામાં નિપુણ હતાં. પર્વતપરથી જતાં અનેક બટક-બોલાપણાથી શૈલ, પ્રભાવતીને આનંદ ઉપજાવતી, વખતે ચ્હીડવતી, વખતે હસાવતી, ને વખતે રીસાવતી પણ હતી. આમ ચાલતાં ચાલતાં તેઓ પાંચમે દિવસે સંધ્યા સમયે દિલ્લીની એટલાં નજીક આવી પહોંચ્યાં કે ત્યાંથી ત્રણ કલાકના માર્ગપર દિલ્લી રહી. પરન્તુ દિવસના તાપ તથા લાંબા પ્રવાસના થાકથી બંનો કંટાળી ગયાં હતાં તેથી, થોડો સમય વિશ્રાંતિ લેવાને, પાસેના પર્વતપર ચઢ્યાં ને નોકરને પાસેના ગામમાંથી ખાવાનો પદાર્થ લેવાને મોકલ્યો. એ સમે સંધ્યાને બે પ્રહર વીતી ગયા હતા. ચન્દ્રમાએ પૃથ્વીને નિર્મળ સ્વચ્છરૂપા જેવી બનાવી દીધી હતી. ચન્દ્રનીના પ્રકાશથી પાસેનાં ઝરણાનાં નીર પર્વતપર અથડાઇ અથડાઇ નીચે પડતાં હતાં, તે જાણે સ્વચ્છ મોતીઓ ચળકતાં હોય તેવો દેખાવ આપતું હતું. જાણે મોતીઓ ઉછળી રહ્યાં હતાં. જળના પડવાનો મધુરો નાદ સાંભળનારના કાનમાં અમૃતનો વર્ષાદ વર્ષાવતો હતો. આ લીલામાં

શૈલબાળા ને પ્રભાવતી લીન થયાં. પર્વતની શોભા નિરખી શૈલનું હૃદય નવા આનંદથી પ્રફુલ્લિત થયું. તે તો નાચવા કુદવા લાગી, આનંદના ઉભરામાં ગાવા લાગી, ગાવા પૂર્વે તે પ્રભાવતી સામા જોઇને મંદ મંદ હસવા લાગી, કહ્યું,, "અલી સખિરી! તારા મનભાવ અનુસાર જ ગીતડું ગાઉં, જેથી તને જરાક આનંદની લહર તો છૂટે."

" યમુના તુમ કસ બહત સુચ્છંદ;
" બિલસતી લહરતોં તરલ તરંગની, સખિ હિયે મૈં ચન્દ.-ય૦
" ધિક તોહિ એક મેલીબો ચૈન્દહી, જો નહિ ઢીગ વ્રજચન્દ;
" ચંપકલતા રહી મુરઝાનો, કોકીલ કીરટ બન્દ-ય૦
" વ્રજ બનિતા સબભઈ બાવરી, પરિ વિયોગકે ફન્દ;
" તનિકતાપ નહિ ઉદિત ભયો તોહી બિછુરન મૈ નંદનન્દ-ય૦

શૈલબાળાએ આ ગીત એવા આલાપ સાથે ગાયું કે, પ્રભાવતી ચકિત થઇ રહી. તેના મનની ઉદાસીનતા સહજ ઓછી થઇ. પણ તેટલામાં પશ્ચિમ તરફથી વાદળાં ઘેરાવા માંડ્યાં, ચન્દ્રમા છૂપાઇ ગયો, તે દેખાતો બંધ પડ્યો. આકાશ ઘનઘોર છવાઇ ગયું. પૃથ્વી અન્ધકારમય થઇ ગઇ, વિજળી ચમકવા લાગી, ઘડી ઘડીમાં અન્ધકાર વધવા લાગ્યો, વાયુ બંધ થઇ ગયો, ને ઝાડોનો ખડખડાટ પણ શાન્ત થયો, આકાશ મેઘથી ઘેરાઇ ગયું. ગગનમંડળમાં તારાઓ દેખાતા બંધ પડી ગયા અને આ હમણાં વર્ષાદ પડશે, એવાં ચિહ્ન પ્રગટ જણાયાં. બંનો સ્ત્રીઓ હતી, અબળા હતી, નિરાધાર હતી, તેઓની છાતી ધડકવા લાગી, વરસાદનું ભયાનક રૂપ જોઇ બંનો ડરી ગઇ, ને એક બીજાને વળગી ઉભી રહી. એટલામાં જોર ભેર પવન વાહવા લાગ્યો, તેથી બચવાને કોઇ જગ્યા શોધવા લાગ્યાં. ચોમેર દૃષ્ટિ કરતાં દિશા પણ સૂઝી નહિ તો પછી આશ્રમસ્થાન તો ક્યાંથી જ સૂઝે? પણ એટલામાં વિજળી ચમકી, ને તેના ચળકાટમાં પાસે જ એક ગુફા દેખાઇ, તેમાં જઇ બંનો બેઠાં, નિરાંત વળી, ભય ટળ્યો. પછી શૈલબાળા બોલી, "આપણે પુરુષવેશ લેવામાં બહુ ખોટું કીધું, કેમકે આટલા વરસાદના ચિહ્નથી ભયભીત થઈ ગયાં તેમાં જ સ્ત્રી સ્વભાવ જણાઇ ગયો, તો પછી પુરુષવેશથી શું લાભ? એમાં તો ડરવાનું શું?" પ્રભાવતી બોલી, "પણ હમણાં આપણું સાહસ બતાવવાથી શું ફળ? તને મરદાઇ બતાવવાની મંચ્છા હોય તો જા, આ અંધારા સાથે કુસ્તમકુસ્તા કર, ને વરસાદ સામા તલવાર ફેરવ, પછી જોઇશ તારું પુરુષત્વ!" "હાંરે હાં!" શૈલબાળા બોલી; "તું જો એકલી એકલી રડે નહિ, તો પછી જો હું કેવી એ અંધારા સાથે પણ ટક્કર લઉં છું તે બતાવું, મારી વહાલી!"

જે ગુફામાં આ બંને બેઠી હતી, તેની પડોસમાં જ એક બીજી ગુફા હતી. બંને ગુફા વચ્ચે ઘણો અંતર હતો, છતાં એક ગુફામાંથી બીજી ગુફામાં સૌ દેખાય તેમ હતું, થોડીવાર પછી બીજી ગુફામાં બે મનુષ્યો હાથમાં દીવો લઇને જતા જણાયા, તેઓ પણ વર્ષાદથી બચવાને જ તે ગુફામાં ગયા હતા, ગુફામાં પેઠા કે તુરત વરસાદ ગર્જના સાથે કડકડાટ કરતો તૂટી પડ્યો. વિજળીની છટા દિશાઓને ચમકાવતી ઝબૂકવા લાગી. પ્રચંડ વાયુ એક પર્વતની ઠોકર ખાતો બીજા પર્વતપર કૂદતો હતો, ને ત્યાંથી ત્રીજાપર જતો હતો; તે જાણે ઠોકર ખાવાથી વિશેષ ચ્હીડવાતો હોય તેમ વધારે વેગથી પછડાતો હતો, ને તેના પછડાવા સાથે પર્વતપરના પત્થરો ગડગડ કરતા ગબડી પડતા. તેના અવાજથી પર્વત ને મેદાન ગાજી ઉઠતું હતું. વાયુનો સડસડાટ, વિજળીનું ચમકવું ને ક્ષણમાં અલોપ થઇ જવું, પત્થરોનું ગબડવું, વૃક્ષો સાથે અથડાવું, તેમાં મેઘનું તર્જન ગર્જન, એ સર્વથી દિગ્મંડળમાં ગડગડાટ થઇ રહેતો હતો. પ્રલય સમયે જેમ દિશાઓ ગાજી રહે, તેમ પર્વતો પોકાર કરવા લાગ્યા, ગુફાઓ કંપી રહી, ને સાથે પ્રભાવતી પણ કંપી ઉઠી. પણ શૈલબાળા નિર્ભય બેઠી હતી; તે તો પ્રભાવતીને ભયાકુળ જોઇ હસતી હતી. પેલા બે મનુષ્યો ગુફામાં ગયા, તેને બ્હારવટીયા કે લુટારા ધારી પ્રભાવતી અધિક ગભરાઇ, ને ગુફામાં એક ખૂણે ગૂપચૂપ એવી લપાઇને બેઠી કે, વસલાટ સંભળાતો ન હોતો. ત્યારે શૈલબાળાએ કાનમાં કહ્યું, "સખિ! એમ ગભરાય છે કેમ? અહિંયાં તો કંઈ ભય નથી, ને અંધારામાં કોણ જોઈ શકવાનું છે? હા, કદાચ તમારા રૂપના પ્રકાશથી આપણે દેખાઇએ તો તે મને માલુમ નથી.

"પ્રભાવતિ પ્રિય [illegible] ન સખી, તુજ મુખચન્દ્ર પ્રકાશ;
વ્યાપ્યો દૃશ[illegible] [illegible]દશ અવનિમાં, ભયો ઘોર તમ નાશ.

ને તેથી તું પક[illegible] [illegible]વાય તો મારા તો બા ભોગ જ ફરી વળે તો? હું તો જી નાનીચ[illegible] [illegible] બાળક છું, કુંવારી છું, પરણ્યાનો લહાવોએ લીધો નથી, ને [illegible]ાર શું છે તે જાણ્યોએ નથી. બા મારે તો હજી ઘણી દુનિયા જોવી છે! તારે શું? બહુ ઠીક છે, બાઈ તો મોજમઝાથી પરવારી છે, એટલે બધુંએ ઠીક! વાહરે બ્હેન વાહ! એમ જ કેની? તેથી તને ભય ને મને નહીં, કે બીજું કંઇ? પણ ભય કયાં છે? તેઓ પણ બે છે, આપણે પણ બે છીએ, આવવા તો દે તેમને, પછી બતાવીશ મારો હાથ!"

અંધારાને લીધે તે બીજી ગુફાવાળાઓ પ્રભાવતી–શૈલબાળાને જોઇ શકતા નહોતા, પણ તેઓ તો દીવાના પ્રકાશને લીધે બધું જોઇ શકતી હતી. પ્રભાવતી, શૈલબાળાની વાત સાંભળી કંઇ બોલી નહિ, પણ

ધીરે ધીરે તેનો હાથ દબાવી ચૂપ રાખી—એમ માની કે કદાચ આપણો અવાજ ત્યાં જાય તો પકડાઇ જઇશું. શૈલ પણ ચૂપ જ રહી; પણ તે સાવધાન રહી; કેમકે બીજી ગુફામાંથી એક મનુષ્ય તેઓનો અસ્ફુટ શબ્દ સાંભળી બોલ્યો કે, "પર્વતપર કોઇ મનુષ્ય છે એમ મને લાગે છે, કેમકે કોઇનો મને શબ્દ સંભળાયો. તું દીવો મૂકી, બહાર જઇ તપાસ કર કે કોણ છે," બીજો મનુષ્ય બહાર આવ્યો. પ્રભાવતી ને શૈલબાળા એની સર્વ વાત સાંભળીને સાવધ થયાં, કેમકે કદાચ તે મનુષ્ય શોધતો શોધતો ત્યાં આવે તેવી તેઓને શંકા થઈ. પણ તે મનુષ્ય બહાર નજર કરી પાછો ગુફામાં ગયો, ને કહ્યું, "બહાર તો કોઇએ નથી, પણ આ અંધારી, વળી વરસાદ, વળી પર્વત, તેપર મરવાને કોણ આવે? પવનના સુસવાટાથી તમે છેતરાયા અથવા તમને મિથ્યા ભણકારા વાગ્યા!" તે સાંભળી પ્રભાવતીને ધીરજ આવી—તેના જીવમાં જીવ આવ્યો, પણ તે શૈલબાળાપર ખૂબ ચ્હીડવાઈ ને મનમાં બે ચાર ગાળો પણ દીધી, પરન્તુ અંધારાને લીધે શૈલબાળા તેનું ક્રોધમય મ્હોં જોઈ શકી નહિ—તે તો પેલી ગુફાવાળા મનુષ્યો શું કરે છે તે જ જોતી હતી. તે બેમાંના એકનું મ્હોં ને એકની પીઠ દેખાતી હતી. જેનું મ્હોં દેખાતું હતું તે મુસલમાન હતો, પણ જેનું મ્હોં દેખાતું નહોતું તે હિંદુ છે એમ તેના બોલવાપરથી જણાતું હતું. થોડીવારે મુસલમાને હિંદુ સાથીને કહ્યું, "મહમ્મદ ઘોરીએ મને તમારી પાસે મોકલ્યો છે." હિંદુએ પૂછ્યું, "તેનું કંઈ, પ્રમાણ?" મુસલમાને હિંદુના હાથમાં કંઈ આપ્યું, એટલે હિંદુ બોલ્યો, "બરાબર, તમે સિપહસાલારના માણસ ખરા. તેમને કહેજો કે, દિલ્લી સર કરવાને તે જેવી સહાયતા માગે છે તેવી મળશે; અને

[illegible] એટલામાં [illegible] જેથી—" એ પછીના જે શબ્દો તે
કોઇ જગ્યા શોધવા લાગ્યાં. ચોમેર [illegible] સાંભળી શકયાં નહિ; કેમકે
તો પછી આશ્રમસ્થાન તો ક્યાંથી જ સૂઝે? પણ [illegible] ગે એવી શંકા—ભય
ચમકી, ને તેના ચળકાટમાં પાસે જ એક ગુફા દેખા[illegible] ને પણ કાન
બંનો બેઠાં, નિરાંત વળી, ભય ટળ્યો. પછી શૈલબાળા બોલી, [illegible] વૃત્તાંત
પુરુષવેશ લેવામાં બહુ ખોટું કીધું, કેમકે આટલા વરસાદના ચિહ્ન સ્ત્રી
ભયભીત થઈ ગયાં તેમાં જ સ્ત્રી સ્વભાવ જણાઇ ગયો, તો પછી પુરુ-
ષવેશથી શું લાભ? એમાં તે ડરવાનું શું?" પ્રભાવતી બોલી, "પણ હમણાં આપણું સાહસ બતાવવાથી શું ફળ? તને મરદાઇ બતાવવાની મરજી હોય તો જા, આ અંધારા સાથે કુસ્તમકુસ્તા કર, ને વરસાદ સામા તલવાર ફેરવ, પછી જોઇશ તારું પુરુષત્વ!" "હાંરે હાં!" શૈલબાળા બોલી; "તું જો એકલી એકલી રડે નહિ, તો પછી જો હું કેવી એ અંધારા સાથે પણ ટક્કર લઉં છું તે બતાવું, મારી વહાલી!"

એ હિંદુ કોણ? માતૃદ્રોહી, દેશદ્રોહી, વિજયસિંહ! પૃથિરાજે દૂધ પાઈ ઉછેરેલો સર્પ! તેના વિશ્વાસઘાતકપણાથી, અવિચારી કર્મથી, મહાઘાતકી કૃત્યથી, પ્રકૃતિ દેવી" પણ ક્રોધાયમાન થઇ, તર્જનગર્જન કરી પોતાનો ક્રોધ બતાવી, તે ગયો તેની સાથે ક્રોધ–નિરાશામાં ચાલી ગઈ.



## પ્રકરણ ૨૫ મું

### પ્રેમ? પ્રાણ?



વિજય ગયા પછી યવન ગુફામાંથી બહાર આવ્યો ને જોયું તો વરસાદ રહી ગયો છે. ચન્દ્રમાના કિરણથી પર્વત શોભી રહ્યો છે, મન્દ મન્દ શીતળ વાયુના વાહવાથી વૃક્ષોપરથી જળનાં ટીપાં પડે છે; ને તેથી ચન્દ્રનો પ્રકાશ અલૌકિક શોભા આપે છે. મુસલમાને જોયું કે હવે દીવાની જરૂર નથી, એટલે તે હોલવીને પર્વતપરથી ઉતર્યો. થોડે જતાં બે ઘોડા દૃષ્ટિએ પડ્યા. શૈલબાળા અને પ્રભાવતીએ ચરવાને માટે બંનો ઘોડાને છૂટા મૂક્યા હતા, તે જ એ હતા. વર્ષાદના પડવાથી તે ઘોડાઓ એક મોટા વૃક્ષની છાયામાં ઉભા હતા. તેને જોઈ યવનને ભય ઉત્પન્ન થયો કે, "અહિયાં ઘોડા કેવા? કોના હશે? આ ઘોડાઓ તો કોઇની સ્વારીના છે, લગામ ને ખોગીર નાંખેલુ છે, તેથી એ જંગલી ઘોડા તો જણાતા નથી. બેશક કોઈ અહિયાં હશે તો નહિ? આપણી વાતચિત સાંભળી તો ન હોય? પેલા હિંદુએ શંકા કીધી હતી તે મિથ્યા નહોતી; કોઇ પણ આ વરસાદથી બચવાને કોઇ ગુફામાં બેઠું તો ન હોય? પણ તે વેળા તો મેં કોઇ જોયું નહોતું. પણ કર્મયોગે અમારી વાત કોઇએ સાંભળી હશે તો ભોગ ફરી વળશે. આ વેળા યુદ્ધમાં યશ મળવો મુશ્કેલ છે. વાત ફૂટ્યા વગર રહેશે નહિ, ને પૃથિરાજ જાણશે તો નિઃશંક વિજયને ત્રણ લાકડે લટકાવી દેશે." આવો સંકલ્પ વિકલ્પ, તર્ક વિતર્ક કરતો તે મુસલમાન પાછો પર્વતપર આવ્યો, ને ચન્નીમાં ગુફાની ચારે દિશાએ ફરી વળી સારી રીતે સર્વ ઠેકાણાં તપાસ્યાં, પણ કોઈ મનુષ્ય દૃષ્ટિએ પડયું નહિ. પછી આજુબાજુએ જોયું, કે કોઇ બીજી ગુફા તો નથી, કે જેમાં કોઈ ભરાઈ રહ્યું હોય. શોધતો શોધતો તે પ્રભાવતી–શૈલબાળાવાળી ગુફામાં આવ્યો. સાંએ અંધારામાં તે કોઇને જોઈ શકયો નહિ. શૈલના મનમાં શંકા થઈ કે, આ પાપી દુષ્ટ વાસનાથી આવ્યો હશે, ને તેમ જ પ્રભાવતીએ અનુમાન કીધું. તેનું તો લોહી જ ઉડી ગયું, તે જડ જેવી થઈ ગઇ. મુસલમાન અંધારામાં ચારે કોર હાથથી ફંફોળતો હતો, તેટલામાં શૈલના અંગપર તેનો હાથ પડ્યો;

એટલે મીયા ભાઇ ગભરાયો, કે આ કોઇ કપટીઓએ આપણી વાત સાંભળી છે, તેથી તેઓને મારવાનો વિચાર કરવા લાગ્યો, પણ તેટલામાં તો તેના હાથમાં તલવાર પેશી ગઇ.

જેવો તે મીયાભાઇ ચોમેર ફંફોળવા વાગ્યો, તેવી જ શૈલબાળા સાવધ થઇ ગઇ હતી, ને કમ્મરમાંથી તલવાર ખેંચી કાઢી ને તેના હાથની આરપાર પેસાડી દીધી; અને પછી તેના પગપર તલવાર મારવા ધસી કારણ કે તેનો પગ કપાય તો ચાલી ન શકે, ને ભુંડી ભાવનાથી અત્યાચારી ન કરી શકે !–તે પડ્યો કે સુખરૂપ અહિયાંથી નાસી શકાશે. બીજો હેતુ આ પણ ખરો કે, એ પાપી અત્રે પડ્યો તો મહમ્મદ ઘોરીની છાવણીમાં જઇ, કંઇ વર્તમાન તે આપી શકશે નહિ. વળી વિચાર કીધો કે, જો એ ઘાયલ થઈ પડ્યો તો કોઇપણ પ્રકારે દિલ્લી ઘસડી જઇશું ને શું વાત છે તે જાણી શકાશે; ને ત્યાં એ કેદી તરીકે રહેવાથી કંઇપણ હાનિકર્તા થઈ શકશે નહિ. યુદ્ધ પૂર્ણ થયા પછી એને છોડવો કે નહિં, તે મહારાજની ઇચ્છાપર રહેશે.

શૈલે આ વિંચારથી તલવાર ઉગામી તો ખરી, પણ અનભ્યાસને લીધે તેની ચોટ ધારેલે સ્થાને લાગી નહિ. મુસલમાને હાથ ફેલાવ્યા. તેના પર પુનઃ તલવાર પડી. તુરત જ તેણે બીજે હાથે કમ્મરમાંથી અસ્ત્ર ખેંચ્યું, ને જોર કરી શૈલબાળાને ગુફાની બહાર ઘસડી લાવ્યો. આ વેળાએ પ્રભાવતીએ, “રક્ષા કરો ! રક્ષા કરો !” એમ મ્હોટે મ્હોટે બૂમ મારતી તેની પાછળ દોડી. એ જ સમયે સામો, “ડરો નહિ, બ્હીઓ નહિ,” એવો ધીરજ આપનારો પ્રત્યાઘાત થયો; અને એક ક્ષણમાં એક યુવાન્ પુરુષ, હાથમાં નાગી તરવાર સાથે ઘોડો દોડાવતો તેઓની સામા આવીને ઉભો રહ્યો, ને તે જ બીજી બાજુએથી પ્રભાવતીનો નોકર પણ આવીને ઉભો.

બે મનુષ્યો તો છે, બે નવા મનુષ્યો આવ્યા છે. એક તો તલવાર ઘૂમાવતો આવે છે, એ જોઇ મુસલમાન ગભરાયો. તેનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. તેણે જોયું કે, હું એકલો આ સર્વે સામા ટકી શકવાને સમર્થ નથી, તેથી બીજો કંઇપણ વિચાર નહિ કરતાં ઉભી પુંછડીએ નાઠો. આ યુવાન્ પણ તેની પુંઠે પડ્યો, પણ તે, મુસલમાન જેવો આ પર્વત માર્ગથી જાણીતો ન હોવાથી થોડે સૂધી દોડ્યો, ને વચ્ચે ઘણું અંતર જણાયાથી, તેને જતો મૂકી શૈલ ને પ્રભાવતી જ્યાં ઉભાં હતાં ત્યાં આવ્યો.

આ બે સકુમાર, ઉછરતા, સ્વરૂપવાન્ બાળકોને પર્વતપર આ કવેળાએ જોઇને તે યુવાન્ આશ્ચર્ય પામ્યો, ને તેની સામા જોઇ જ રહ્યો. તે યુવાનના મ્હોંપર ચન્દ્રનો પ્રકાશ પડતો હોવાથી શૈલે તેને

ઓળખ્યો. તે અકસ્માત્ ગભરાટમાં, પણ ધીરેથી બોલી, "પ્રાણ!" એ બીજો કોઈ નહોતો પણ સંન્યાસીનો પુત્ર દિલીપ હતો! જેની મૂર્તિ જ રાત દહાડો તેની દૃષ્ટિસમીપ રમ્યા કરતી હતી. તેને જોતાં જ પીછાણે તેમાં આશ્ચર્ય શું ? પણ દિલીપ પુરુષવેશી શૈલને પીછાણી શક્યો નહિ. જ્યારે શૈલ તેનાથી છૂટી પૃડી હતી ત્યારે તે ઝુંપડીમાં રહેનારી, ચંચળ પગલાંવાળી, નિર્મળ દૃષ્ટિવાળી, જોબન વિનાની બાળકી હતી. હમણાં તેની ઉમ્મર મોટી થઇ છે. વળી પુરુષવેશમાં છે, તો કેમ પીછાણે ?

દિલીપસિંહને ઓળખતાં જ શૈલબાળાનું શરીર ગદ્ગદ થઇ ગયું. જુસ્સાભેર હૃદય ઉછળવા લાગ્યું. પુનઃ દિલીપ સામા દૃષ્ટિ કરી, બરાબર જોયો, મનથી લજવાઇ ગઇ, ને નીચું મ્હોં કરી દીધું; જો તેમ કરત નહિ તો તેને પૂર્ણ અનુરાગવાળી ને લજ્જાથી થયેલું ગુલાબી મુખમંડળ જોઇ દિલીપ–કરણસિંહને સંદેહ ઉત્પન્ન થાત ! શૈલબાળાએ બે ત્રણવાર ઉચું મ્હોં કરવાનું મન કીધું, પણ ઉચું થતાં પણ નીચું જ થતું હતું, ઉચું ન જ થયું. પ્રભાવતીને, શૈલબાળાને નવીન અનુરાગિણી જોઇ, નવા ભાવમાં ભીંજાતી જોઇ, સંદેહ થયો કે આ શું ? તેણે શૈલના કાનમાં કહ્યું, "આ શું રે બાઇ! તને અચિંત્યું આ શું થયું ? પુરુષવેશ ધારણ કીધો છે, ને તારી આ ગતિ જોશે તો આ જુવાન શું ધારશે ?" શરમાતી, માથાપર હાથ ફેરવતી, મ્હોં ને આંખ ઢાંકતી, હૃદયને શાન્ત કરતી, સ્મિત હાસ્યથી ધીમે ધીમે પ્રભાવતીને શૈલે કહ્યું, "તમે કહો છો એવી જો મારા હૃદયની સ્થિતિ હત તો કંઈ જૂદો જ નાટક ભજવાત, પણ–!" એમ કહી તેના કાનમાં કંઇ ધીરેથી કહ્યું. તે સાંભળી પ્રભાવતી કરણસિંહ પ્રતિ બોલી, "મ્હેં ધાર્યું તેમ જ છે. તે દુષ્ટ મુસલમાનની વાતો સાંભળીને ગભરાટ થવાથી ને તેનું પુનઃ સ્મરણ થવાથી હજી પણ એક બોલે બોલાતો નથી. એનું સર્વાંગ કંપે છે. તે તો જુઓ!" કુમારે કહ્યું, "પણ તે ચંડાલ તો ગયો હવે છે શું ? ને હોત તોએ શું ? આ દેહમાં પ્રાણ છે ત્યાં સૂધી તમારું રક્ષણ કરત; હવે તેની શંકા કેવી ?" શૈલ મનમાં બોલી, "કેમ કંઈ તમને કોઇના વિયોગની આશંકા છે કે ?" તે પ્રકટ બોલી શકી નહિ.

કરણસિંહે પૂછ્યું કે, "તમારાપર આ સંકટ કેમ આવ્યું હતું," પણ બાલ્ય સખા દિલીપ સાથે, વાક્ચતુરા શૈલબાળા કંઇ બોલી જ શકી નહિ. આજે તેને લજ્જા થઇ. જેની સાથે એક જ સ્થાનમાં રહેતી, રમતી, જમતી, હસતી, કુદતી, ને તે વેળા જરાએ લજ્જા ધરતી નહિ, તેની સાથે બોલવામાં આજે લજ્જા ? હા લજ્જા ! એનું કારણ રસિક જ જાણી શકે કે શૈલબાળા. તે ચૂપ જ રહી, ત્યારે પ્રભાવતીએ યથેતિ વૃત્તાંત

કહ્યો, જે સાંભળી કરણસિંહ વિસ્મય થયો. તે બોલ્યો, "આર્ય કુળમાં એવો કોણ કુળાંગાર જન્મ્યો છે, જે આવું નિન્દિત કર્મ કરવાને પ્રવૃત્ત થયો હશે? પરંતુ અમારો સહાયક ઈશ્વર છે, તેથી જ તમોને અત્રે મોકલ્યા, ને તેનો ગુપ્ત ભેદ જાણી શકાયો. આ અગત્યની વાત કહેવાને મારે પાછા દિલ્લી જવું પડશે. પણ તે કુળાંગાર વિશ્વાસઘાતીને તમે જોયો હતો? જો તે પકડાય તો તે કુળાંગારને, તેના કૃતકાર્યનું યથાયોગ્ય ફળ મળે!" પ્રભાવતી બોલી, "નહિ, તેનું મ્હોં જણાયું નહોતું." કરણસિંહે કહ્યું, "એટલું દુર્ભાગ્ય!"

પછી પ્રભાવતીએ નોકરને ઘોડાને તૈયાર કરવાની આજ્ઞા આપી, અને કરણસિંહ પ્રતિ બોલી, "મહારાજ! આજે તમે જે આ મારાપર ઉપકાર કીધો છે તે જીવન પર્યંત ભૂલી શકાય તેમ નથી; એ ઋણનો બદલો આપી શકીએ તેવી આશાએ નથી." કરણે શરમાતાં શરમાતાં કહ્યું, "એમાં ઉપકાર શો, ને ઋણ શું? મેં મારો ધર્મ બજાવ્યો છે. હવે હું દિલ્લી જઈશ, તમારે પણ મારી સાથે આવવું હોય તો નિડર ચાલો. હું સુખરૂપ તમને પ્હોંચાડીશ." પ્રભાવતીએ હા પાડવાથી, ત્રણે જણ પર્વતપરથી ઉતરવા લાગ્યાં. ચન્દ્રી ઝધારા કરતી હતી, રૂપેરી ચંદરવો પર્વતપર બીછાવી દીધો હતો, તેની લીલા જોતાં, તે બંનો પ્રતિ દૃષ્ટિ કરી કરણે પૂછ્યું, "તમે આવા બાળક છતાં, આ પર્વતરસ્તે દિલ્લી જાઓ છો ને સાથે કોઈ સહાય નથી, એ જોઇને બહુ કુતૂહળ થાય છે. તમને આ માર્ગે જવાનું કંઈ કારણ છે?" હવે શૈલબાળાથી મુંગા રહેવાયું નહિ, તે બટકબોલીને આટલો સમય મૌન ધરવું પડ્યું તે જ ભારી થઈ પડ્યું હતું, તેથી આ વાતનો પ્રસંગ આવેલો જાણી પ્રભાવતીના કાનમાં કહ્યું, "તમે બોલતાં નહિ, હું બે ઘડી ગમ્મત કરૂં છું, તે જુઓ." પછી કરણ પ્રતિ ફરીને શૈલ બોલી, "હાસ્તો! કારણ વગર એવી વિટંબણા કોણ હોરે? આપ જો કે અમારે મન નવા સ્નેહી છો, તો પણ કેવા કારણસર અમે દિલ્લી જઇએ છીએ, તે કહેવામાં કશી હરકત નથી." સંકેતની આ વીણાસમ વાણી સાંભળી, સાચે આ સ્વર કોઈ દહાડો સાંભળ્યો છે, એવી ભ્રાંતિ થવાથી કરણ ચમક્યો. તે બાળકીનો મંજુલ સુમધુર સ્વર સાંભળી તેની દૃષ્ટિ સમીપ શૈલબાળા તરવરી રહી, ને એક લાંબો નિસાસો મૂક્યો. તેને શંકા થઈ કે, આ શૈલપ્રિયા! પ્રાણ! તો ન હોય? પણ એ સંદેહ ઝાઝી વાર ટક્યો નહિ, પણ તેટલામાં તો તેના શરીરપર પરસેવાના ઝોબેઝોબા આવ્યા. તે જોઈ વધારે કસવા, શૈલે પ્રભાવતીને બતાવી કરણને કહ્યું; "આ તરુણ એક ઓપર આસક્ત પડ્યો છે, તેથી માતા-

પિતાની આજ્ઞા લીધા વગર ગુપચુપ નાસી' તેને મળવા જાય છે. મેં ધણીએ ના પાડી, પણ એ એકનો બે થયો નહિ, એટલે મારે ન છૂટકે એની સાથે ખેંચાવું પડ્યું ! ગમે તેવો પણ મિત્ર ! સુખ કે દુઃખમાં સહાય તો માગે જ !" એ સાંભળી કરણે પાછો લાંબો નિસાસો મૂક્યો. પ્રભાવતીએ ધીમેથી કહ્યું, "અહિંઆં પણ તારું બટકબોલાપણું !" શૈલબાળાએ કહ્યું, "વળી એમાં લાજ શી છે ! એમના આગળ લજ્જા કેવી ? મારી એવી ખાત્રી છે કે, એઓ પણ કોઇ યુવતીપર આસક્ત છે, ને તેથી તમારા દુઃખથી આ જુઓ, કેવા લાંબા લાંબા નિસાસા મૂકે છે."

આ સાંભળતાં કરણસિંહ લજવાઇ ગયો, તે સિહાવિહા થઇ ગયો, તે એક શબ્દ પણ બોલી શકયો નહિ; ત્યારે શૈલ બોલી, "કેમ, મારું અનુમાન કેવું આબાદ ! પકડી કહાવ્યા કેની ? પ્રેમ કંઇ છૂપો રહે છે ?" કરણે કહ્યું, "જ્યારે તમે જીવ ખોલી આટલી વાત કીધી તો મારી વાત પણ કહેવામાં હરકત નથી. તમારું ધારવું સત્ય છે. મારી પણ એક પ્રણયિની છે." આ સાંભળતાં શૈલબાળાનું મન ડોલાયમાન થઈ ગયું, તેનું મ્હોં ઉતરી ગયું, પગ ધ્રુજવા લાગ્યા, નીચી નજર કરી રહી, આંખમાં તમ્મર આવવા લાગ્યાં, ને સાવધતાથી ઘોડાપર બેસી શકી. તેના મનમાં આવ્યું કે, "એની પ્રણયિની કોણ હશે ? શું હું—શૈલ, કોઈ બીજી ? કોણ ? કોને માટે એણે લાંબો નિસાસો મૂકયો ? કોણ યુવતી ભાગ્યવતી હશે ?" પછી જીવને ધીરજ આપી પૂછ્યું, "તો આપ હમણાં તેને મળવા જતા હશો, નહિ વારુ ?" પુનઃ નિઃશ્વાસ મૂકી તે બોલ્યો, "હું મારા ભાઇ પેરે ભાગ્યવાન્ નથી." શૈલે પૂછ્યું, "કેમ વારુ ? શું તે તમને ચાહતી નથી ?" "મને તે માલમ નથી," કરણે કહ્યું, "મેં તેનાં લાંબા સમય થયાં દર્શન કીધાં નથી—આ નેત્ર પાવન થયાં નથી." "હં ! હં ! એમ કે ? ત્યારે તો આપનો હજી નવીન પ્રેમ છે, ઉગતો પ્રેમ છે, બાળપ્રેમ છે, કુમળો પ્રેમ છે, જેની તરફ આપની ચાહના છે, તે રમણી આપને રમાડવાને આતુર છે કે નહિ, તેથી આપ તો અજ્ઞાન છો ! ઘણા દહાડા થયાં મળ્યા ભેટયા પણ નથી કે ? અતિ ભુંડું ! પણ મને લાગે છે કે, આપની પ્રીતિ પણ એવી જ શિથિલ હશે, નહિ ?" શૈલે પૂછ્યું. શોકમય શબ્દોમાં, ડુસકાં ખાતાં, ગદ્ગદ્ નિઃશ્વાસ મૂકતાં કરણ બોલ્યો, "તમે એમ શાપરથી ધારો છો ? મારું મન તો તેને મળવાને, આકુળવ્યાકુળ થઈ રહ્યું છે, પણ યોગાનયોગથી હજી સુધી તેને મળી શકયો નથી." શૈલે સમર્મ પૂછ્યું, "પણ તે યુવતી તમારા પ્રતિ પ્યાર રાખે છે કે નહિ, તે જાણ્યા વગર તેના પ્રેમમાં અનુરાગી કેમ થયા ? તે તમને નહિ ચાહશે તો ?"

કરણે ગુંચવાડાથી, શંકાથી, વિહ્‌વળતાથી કહ્યું, "તે તો મને માલમ નથી, પણ હું તો તેના પ્રતિ પૂર્ણ પ્રેમી છું, એટલું નક્કીપણાથી જાણું છું. કદાચ તે મને ભૂલી ગઈ હોય; અન્યમાં આસક્ત હોય, હું યોગ્ય નહિ હોઉં, માતપિતા કે વાલી આજ્ઞા આપતાં ન હોય, તે ચાહતી ન હોય, તો પણ હું પ્રેમ કરીશ, ચાહીશ, હૃદયમાં ધારણ કરીશ, પણ તેને પીડિત કરીશ નહિ. તેની મનેચ્છા હશે તો દૂર થઇશ, પરંતુ તેની ઇચ્છાની આડે નહી આવીશ. મને દુઃખ થશે તો થવા દઇશ, પણ, તેને સુખી થવા દઇશ. કરણની ગદ્‌ગદિત વાણી સાંભળી, તેને નિઃશ્વાસ મૂકતો જોઈ, તેને પ્રેમાકુળ ભાળી, હૃદયભગ્ન નિહાળી, શૈલમાળા ઝાંખી, દુબળી, હૃદયકંપિત થઈ, તે પોતાની ઇચ્છાપર અંકુશ મૂકી શકી નહિ, તેનાથી બોલાયું નહિ તો પણ પૂછ્યું, "તમે જેનાપર આટલા બધા આસક્ત છો, પ્રેમી છો, પ્યાર કરો છો, તે યુવતી બેશક ભાગ્યવતી હશે!" તે વિચારવા લાગી, ભ્રમમાં પડી, સંદેહમાં ડોળવાઈ, ચિત્તવ્યાકુળી બની, કે કોણ રમણીએ દિલીપને મોહિત કીધો છે? કોણ ભાગ્યવતી છે? શું તેની બાલ્ય સખી શૈલબાળા તો નહિ હોય? શું મારું એવું સૌભાગ્ય હશે? તેના મનમાં આવા અનેક તર્કવિતર્ક રમવા લાગ્યા. એટલામાં સૌ પર્વત ઉતરી નીચે આવ્યાં.

પર્વત ઉતરતાં જ કરણે, વિજયસિંહને જતો જોયો. શાહબુદ્દિનના મુસલમાન દૂતને મળી, ભરતખંડના અકલ્યાણનું, પોતાના સ્વામીના દ્રોહરૂપી કૃતઘ્નતાનું, નિન્દિત કાર્ય સિદ્ધ કરી કહ્યા પછી તેને જવાની કશી ઉતાવળ નહોતી. તે ધીરે ધીરે જતો હતો. પણ તેના મનમાં શંકા પણ ન થઈ કે, આ કવખતે પર્વતપરથી જતાં કોઈ જોશે, કોઈ મળશે તો શો ઉત્તર આપીશ? ઘણા જલદી ચાલવાથી કરણ તેની લગોલગ જઈ પહોંચ્યો; અને તેની પાસે જતાં, ને તેને આ કવખતે પર્વતપરથી જતો જોઇ કરણ ચમકયો. તે બોલ્યો, "કોણ, વિજયસિંહ! તમે આ વખતે અહિયાં કયાંથી?" તેમ જ વિજય પણ બે બાળક સાથે કરણને પર્વત તરફથી આવતો જોઈ ચમકયો ને પૂછ્યું, "તમે અહિયાં ક્યાંથી? કેમ આવ્યા હતા?" કરણે કરડાગીમાં, મર્મમાં, ભેદમાં, પ્રપંચમાં, શંકામાં, પૂછ્યું, "હું તો કહું છું, પણ તમે તો પહેલાં કહોજી." થોડીક વાર તો વિજય ગભરાઇ જ ગયો, આભો જ બની ગયો, જડભરત જ થઈ ગયો, તે બોલી જ શકયો નહિ, મનમાં ઘણો ગુંચવાયો, પ્રપંચ શોધવા લાગ્યો, પછી બોલ્યો, "અમસ્તો, સહજ કારણથી આવ્યો હતો. આ પર્વતપર એક સંન્યાસી રહે છે, તે ભૂતભવિષ્ય સારી રીતે જાણે છે, તે મહાત્માને પૂછવા આવ્યો હતો કે, આ વેળાના

યુદ્ધમાં કોનો જય થશે. વર્ષાદ પડવાથી તેમની ઝુંપડીમાં બેસી રહ્યો તેથી મોડું થયું." કરણે પૂછ્યું "ઠીક, તમે બડા રાજભક્ત છો ! પણ સંન્યાસીએ શું કહ્યું ?" વિજયે કહ્યું, "તેઓ તો કંઈ ફરવા ગયેલા હશે, તેથી મળ્યા નથી; પણ તમે ઓચિતા ક્યાંથી ?" "હું તો કવિ ચન્દ્રને શોધવા દિલ્લીથી મુસલમાનની છાવણીમાં જાઉં છું, પણ કાર્યવશાત્ પાછા દિલ્લી જવાનો વિચાર છે. સારે નસીબે તમે મળી ગયા, તો કદાચ હવે દિલ્લી નહિ જવું પડશે. જે કાર્ય માટે હું જવાનું ધારતો હતો તે તમે જ કરશો;" વિજયનો પિતા રાજ્યભક્ત હતો, તેથી તે જે બોલે છે તે સત્યજ છે એમ માની, શંકા દૂર કરી કરણસિંહે ખુલ્લા મનથી કહ્યું.

પછી પ્રભાવતીને મ્હોંડેથી જે કંઈ વાત જાણી હતી, તે વિજયસિંહને શબ્દેશબ્દ કહી, જે સાંભળી વિજય ક્રોધાયમાન થઈ ગયો, લાલચોળ દેખાયો ! જો તે વિશ્વાસઘાતી, માતૃદ્રોહી હમણાં પકડાય તો તેના કટકે કટકા કરી નાંખું એવું ડોળ ધાલ્યું, તેના દાંત કડકડ્યા, તે બ્રહ્માંડ તોડવા તત્પર હોય તેવો દેખાયો. ભરતખંડના દુર્ભાગ્યને યોગે પ્રતાપી કરણસિંહ તમે જાતે જ દિલ્લી ગયા હોત, પૃથિરાજને મળ્યા હોત તો કેવું રુડું થાત? શત્રુને તમે સ્નેહી નહિ માન્યો હોત તો આજનો દુર્દશાનો દહાડો નહિ આવત ! પણ કમભાગ્યને યોગે તમે વિષને અમૃત ધાર્યું, શત્રુને મિત્ર માન્યો, અગ્નિને હિમ પિછાણ્યો !

भरतखंडना परवशपणाना प्रारंभनों ए बीजो दिवस हतो

વિજયને ક્રોધિત જોઇ, કુમારે યથોચિત સમજાવી કહ્યું, "હવે ક્રોધ કરવો વૃથા છે, હવે ક્રોધ કરવાથી શો લાભ ? પણ તમે ઝટપટ દિલ્લી જાઓ ને મહારાજને એ સર્વ વાત જણાવો, કે જેથી તેઓ સાવધાન રહે. મારું એક બીજું કામ પણ કરવાનું છે. આ બે બાળકોને સુખરૂપ દિલ્લી પહોંચાડો, કેમ કે હું અહિયાંથી પાછો ફરીશ." વિજયે કહ્યું, "કુમારની આજ્ઞા શિરમાન્ય છે." 'કુમાર' શબ્દ સાંભળી શૈલબાળા ચમકી ઉઠી ! તે સ્વગત બોલી, "દિલીપ–કુમાર ! દિલીપ–રાજપુત્ર ! ત્યારે તો એની પ્રણયપાત્રી એનાથી વ્હવાયલી, એની હૃદયધારિણી ! કોઇ સુરૂપવતી રાજકન્યા હશે. અજ્ઞાતકુળશીળા શૈલબાળા તેની પ્યારી, રમણી, પ્રણયપાત્રી, વ્હાલી, હૃદયધારિણી હોય જ નહિ. તે સુન્દરી સમીપ તો આ શૈલ દાસીની દાસી છે, લોંડીની લોંડી છે, ચાકરડી છે, ગુલામડી છે ! બાલ્ય સખી શૈલબાળા એના હૃદયમાં હશે પણ નહિ, તેનું સ્મરણ શાનું થાય ? તે કોણ ? એક રખડતા પિતાની રખડતી પુત્રી ! જો એને બાલ્યસખીનું ધ્યાન હોય તો મને ઓળખતે, શબ્દથી જાણતે ! જે દિલીપનું નામ હૃદયમાં સર્વદા રમણ કર્યા કરે છે,

આ રસના રટણ કરે છે, આ મ્હોં ઉચ્ચારે છે, જેને આ સામો જ હું જોઉં છું, જે આજે રાજકુમાર છે, તે આજે આ અનાથબાળાને ઓળખતો નથી, અને અનુરાગી છે! રે હૃદય ધીર ધર, હવે એ શું બોલે છે, તે સાંભળ!' આટલામાં તો શૈલના શરીરપર જાણે આભ તૂટી પડ્યું, હૃદય છિન્નભિન્ન થઇ સ્ફુરવા લાગ્યું, ચારે પાસ અંધકાર જેવું જણાવા લાગ્યું, આંખમાં નિરાશાનાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, પોતાનો પુરુષવેશ ભૂલી જઇને તે નિસાસાપર નિસાસા મૂકવા લાગી.

દિલીપના હૃદયમાં શું હતું, શૈલબાળાના હૃદયમાં શું થતું હતું! ગહનગતિ કોણ જાણી શકે છે? પણ પિંડે તેવું બ્રહ્માંડે છે, એ નિર્માણ છે. જેને તમે ચ્હાતા હો, તે તમને ચ્હાશે, ચ્હાશે જ!

શૈલબાળા હમણાં પૂર યુવાવસ્થામાં છે, તેની બાળચેષ્ટા નાશ પામી છે, તે નવોઢા છે, તનમાં સુઘડતા આવી છે, જોબનની ચિનગારી ચમકી છે; પગમાં થિરતા આવી છે, નેત્રની ચંચળતા દૂર થઇ છે, છાતી ખીલી રહી છે, મ્હોંપર રતાસ આવી છે, પ્રેમ સમજતી થઇ છે, પ્રેમમય નેત્ર બન્યાં છે, હૃદયમાં નવીન આશા ઉદ્ભવ પામી છે, નવા તરંગોમાં રમે છે, તેને નહિ ઓળખવામાં, આવી વિકટ વાટમાં નહિ ઓળખવામાં—પુરુષવેશમાં—છદ્મવેશમાં નહિ ઓળખવામાં દિલીપનો દોષ નથી. દિલીપનું પ્રીતિસ્થાન નવું છે? શું જડ ઘાલેલું પ્રેમવૃક્ષ કદી ઉખડી શકે છે?

કરણકુમારે વિજયની સાથે આ પ્રમાણે વાતચિત કીધી, તેથી પ્રભાવતી ગભરાઈ, એટલે કુમારને બાજુએ તેડી જઈ તે બોલી; "કુમાર! મેં અપરાધ કીધો છે, ક્ષમા કરો!!" કરણે વિસ્મિત થતાં પૂછ્યું, "અપરાધ? તે કેવો?" પ્રભાવતીએ કહ્યું, "હા, મેં અપરાધ કીધો છે. અમે કોણ છીએ તે તમને જણાવ્યું નથી!" કરણે કહ્યું, "તમે કોણ છો, તે જાણવાની મ્હેં ઇચ્છાયે કરી નથી, પછી અપરાધ શો?" પ્રભાવતીએ કહ્યું, "તે તો હશે, પણ અમારો તો ધર્મ જ હતો કે તમારા જેવા પરાર્થી મનુષ્યને સર્વ વૃત્તાંત જણાવવો. આપ કવિ ચન્દ્રને પિછાણો છો?" કરણે આશ્ચર્યથી પૂછ્યું, "વાહ! એ તે પ્રશ્ન હોય? તેમના છૂટકા માટે તો હું દિલ્લીથી નિકળ્યો છું, ને તેમને પિછાણતો ન હોત તો આજે તમોને મળતે કયાંથી?" પ્રભાવતીએ કહ્યું; "તમારા મિત્ર—સ્નેહી—કવિ—ચન્દ્રપતિની હું સ્ત્રી છું!" એમ બોલતાં તે લજવાઈ ગઈ ને નીચું માથું કરી ઉભી રહી. તે સાંભળી કરણ દિગ જ થઇ ગયો. તેણે વિસ્મયથી પ્રશ્ન કીધો, "આપ કવિ ચન્દ્રનાં સ્ત્રી? તમે તો ખરેખરો પુરુષવેશ લીધો છે. મને પ્રથમથી જ સંદેહ હતો,

પણ કેમ પૂછાય ! પણ તમારે દિલ્લી સુધી આવે વેશે આવવાનું શું કારણ ?" પ્રભાવતીએ કહ્યું, "હું પણ પ્રાણનાથને શોધવા નિકળી છું !! જે માટે તમે જાઓ છો, તે કાર્ય માટે અમને પણ સાથે લેતા જશો તો આપના ઉપકારમાં વધારો થશે. પ્રભાવતી પછી શૈલબાળા તરફ ફરીને બોલી, 'કેમ, શૈલ તું શું કહે છે ? એમની સાથે જવું ઠીક કેની ?' 'શૈલ'નું નામ સાંભળી કુમાર ચમકયો, ગંભીર સ્વપ્ન જોતાં અકસ્માત્ આંખ ઉઘડી ગઈ, સ્વપ્નની વાત સત્ય જણાઈ ! મન વિહ્વળ થઇ ગયું, ડોલાં ખાવા લાગ્યું. તેણે સંશયથી પોતાના મનને પૂછ્યું, "શું જે શૈલનું હું સ્મરણ કરું છું, તે જ એ ? મારી પ્યારી ! વલ્લભા ! પણ શૈલ તો અજમેરમાં છે !"

પ્રિતમ પ્યારીનો અકસ્માત્ મિલાપ થાય છે, તે વેળાએ તેઓનાં મુખ કેવાં સિહાવિહા થાય છે; તે અનુભવી જ જાણી શકે છે. તેઓના અંગેઅંગે અણદીઠો, અણપરખ્યો મદન તનમનાટ કરી રહે છે; જો કે મદનકળાનું દર્શન પણ થયેલું નહિ હોય, તથાપિ સ્વાભાવિક તે થૈ થૈ કરી રહે છે. તે અગોપ્ય, અણછતો, ગુપ્તવેશી તેઓના અંગરંગ ક્ષણમાં બદલાવી દે છે, ને એક જ ક્ષણે બંનો શૃંગારમાં મહાલી રહે છે. સ્વચ્છંદી મસ્તી, અનિવાર્ય બાળચેષ્ટા એ સર્વે નાસી જાય છે, અને ઠરેલપણું, ઠાવકાપણું, શાણપણું, ડહાપણ આવીને ગૂપચૂપ ભરાઈ બેસે છે. પ્રિયાપ્રાણ ! બંનો દબાઇને ઉભાં હતાં. દિલીપે શૈલપ્રતિ દૃષ્ટિ કરી, તો તે બાળકના મુખમંડળમાં શૈલ તરવરી, પૂર્વનો ઝળકાટ જણાયો. તે અસ્ફુટ સ્વરથી બોલવા લાગ્યો, તેના હોઠ કંપવા લાગ્યા, છાતી ધબકવા લાગી. તેણે મુખારવિંદને યથાર્થ નિહાળ્યું, ને બાલ્યસખીને ઓળખી, ત્યારે આનન્દથી હૃદય વિહ્વળ થઈ રહ્યું. અંગમાં મદને દોડ કીધી, આલિંગન દેવાનો ભાવ છૂટ્યો, અગોપ્ય રીતે તે ઉત્સુક જણાયો. પણ તે જાણતો નહોતો કે, તેના હૃદયમાં કેવો ભાવ રસળતો હતો.

થોડી વારમાં મન શાન્ત કરી તે મનમાં ને મનમાં જ બોલ્યો, "શૈલ, તું હવે ઝુંપડીમાં રહેનારી બાળકી નથી. તેવી રહી હોત તો અતિ રુડું ! તું બાલ્યાવસ્થાની ચંચળ મૂર્તિ કેમ ન રહી ? તેવી જ હોત તો બાલ્ય ભાવથી, બાલ્ય પ્રીતિથી તને ભેટવાને હું સંકોચ પામત નહિ, જરાએ લજવાત નહિ !" કરણ કુમારના મનમાં એમ આવ્યું કે, શૈલબાળા મને પિછાણી, સ્વપ્નનો ભાવ મૌન રાખી, મમ મનોભાવ જાણવાની ચેષ્ટા કરે છે, તેથી તે મનમાં હસ્યો. પછી તેણે સહર્ષ પ્રભાવતીની વાત સ્વીકારી. શૈલબાળા પણ તેનો મનોભાવ સમજી ગઇ, કે દિલીપના હૃદયમાંથી હજી સુધી તો શૈલબાળા ખસી નથી. મદન

તેના કુમળા શિરમાં સડાપ દૈતો ભરાયો, એટલે તેણે શિરના વસ્ત્રનું સોડિયું વાળ્યું. પોતાના મનમાં દિલીપ માટે શંકા ઉત્પન્ન થઈ, તે માટે પસ્તાઈ. પણ આનંદમાં તેનું મન તનમનાટ કરી રહ્યું. બંને એક જ સમયે મનમાં બોલ્યાં "પ્રાણ! પ્રિયા!" અને આનંદસાગરમાં તરવા લાગ્યાં.

શૈલબાળા ને પ્રભાવતીનું દિલ્હી જવાનું બંધ પડવાથી વિજયસિંહ અતિશય હર્ષિત થયો. કુમારે એ બન્નો બાળકને સાથે તેડી જવાનું કહ્યું, તેથી તે એવો તો ચિન્તાતુર બન્યો હતો કે, તેના મ્હોંપરનું લોહી ક્ષણમાં સુકાઈ ગયું હતું. અચિંત્યો આવો પ્રસંગ આવવાથી તે ગભરાયો. તેના મનમાં ભય વ્યાપ્યો ને આ લોકો દિલ્હી આવી મહારાજને આ વાત કહેશે તો સાવધાન થઈ જશે, તેથી પરભારી આ પીડા પતી, એટલે તે હર્ષિત થતો નગર તરફ ચાલ્યો ને મન–રાજ તરંગમાં રમવા લાગ્યો કે, "હજી સુધી, તો ઈશ્વર પૃથિરાજ સન્મુખ આવ્યો નથી. ચન્દ્રપતિ પકડાઈ ગયો છે, મારી ઈચ્છા વારંવાર પ્રકટ થતાં છૂપાઈ જાય છે ને ચારે કોરથી યવનોનો જય જણાય છે! હવે મારી આશા સફળ કે અફળ એ જ જોવાનું છે, દિલ્હીનું સિંહાસન મારે માટે ખાલી થાય છે કે અન્ય માટે તે જ જોવાનું છે!",



## પ્રકરણ ૨૬ સું

### ચંદ કવિનો છૂટકો





હમ્મદ ઘોરીએ ચન્દ્રપતિને કેદી કીધો હતો, પણ તેને મારી નાંખ્યો નહોતો. ખૂન, માર, કાપ, વહાડ, એ તો મુસલમાનોનું સ્વાભાવિક કર્મ છે, તે છતાં તેને જીવતો રાખ્યો, તેમાં અનેક કારણો હતાં. તે એમ વિચાર કરતો હતો કે, પૂર્વપેરે કદાચ પરાજય થયો તો, કવિ ચન્દ્ર મુસલમાન રક્ષણની ઢાલ રૂપ છે. તેના જ બચાવ માટે પૃથિરાજ ક્ષમા કરશે, દયા લાવશે. પણ એનો વધ કરવાથી તે અત્યંત કોપાયમાન થઈ, અનેક પ્રકારે સંહાર કરવામાં સંકોચ ધરશે નહિ. યુદ્ધમાં જય મળ્યો તો એ કાફરને મારતાં શો વિલંબ છે? આ જ કારણથી મહમ્મદ ઘોરીએ કવિને જીવતો રાખ્યો હતો. તેના હાથે પગે ભારે ભારે બેડીઓ ઠોકી રાત દહાડો તેના તંબુપર મજબુત પહેરેગીરો, નગ્ન શસ્ત્રથી ફરતા રાખ્યા હતા; અને તંબુમાં રહી કવિ શું કરે છે, તેની ખબર અંતર પળે પળે પહેરેગીરો અંદર જઈ રાખતા હતા. આવી અવસ્થામાં કવિ ચન્દ્રને નાસવાનો યત્કિંચિત્ પણ સંભવ નહોતો. આખો

દહાડા તે દુઃખેપાપે કાઢતા. સંધ્યા થતી ત્યારે નદીને તીરે જઈ, હાથે ભોજન તૈયાર કરી, એક વાર આહાર કરતા, તે વેળાએ જ તે બેડીથી છૂટા થતા હતા. પણ પ્હેલા બે ત્રણ દિવસ તા તેને અનેક પ્રકારનું સંકટ ભોગવવું પડ્યું. ખાવાનુંએ પૂરુંપાધરું મળતું નહિ. મુસલમાનો પોતાને હાથે બનાવેલું ખાવાનું લાવતા ને તે ખાવાને કહેતા, અથવા તેઓની વચ્ચે રસોઈ કરવાનું સૂચવતા, પણ તેનો કવિએ સ્વીકાર કર્યો નહિ. મુસલમાનોએ ધાર્યું કે, હમણાં નહિ માને તો ક્યાં જશે? પેટમાં આગ લાગશે ત્યારે આપોઆપ ખાવાની પેરવી કરશે; પણ ત્રણ દિન થયા તોએ કવિએ પોતાનું પણ મૂક્યું નહિ. તે ક્ષુધા તૃષાથી નિર્ગત બન્યો, પણ હિંદુધર્મ ત્યજવાની, આચારમાં શિથિલ થવાની મંચ્છા સરખી પણ કરી નહિ. "મોત આવશે તો તેનો આદર કરીશ, પણ મુસલમાન—પરધર્મિની સમક્ષ, તેઓના મુકામમાં ભોજન કરીશ નહિ. આ વાતની ખબ્બર મહમ્મદ ઘોરીને થતાં તેણે વિચાર્યું કે, એનું મોત, એ આપણા અનિષ્ટનું ચિહ્ન છે. કવિ ચન્દ્ર, પૃથિરાજનો પ્રિય સ્નેહી—પરમ પ્રાણ છે, તેનું મૃત્યુ જાણી જરા પણ દયા વગર તે સર્વેને કાપી નાંખશે, એ ભયથી, મુક્ત રહેવાને ઘોરીએ, છાવણીની નજીકમાં આવેલી નદીના તટપર સંધ્યા પછી એક જ વાર ભોજન બનાવવાની આજ્ઞા આપી. પરન્તુ જ્યારે કવિ રસોઈ કરવા જતા ત્યારે તેની સાથે પાંચ છ સિપાઇઓ રહેતા, ને જ્યાં સુધી તે જમી રહે, ત્યાં સુધી તેની આસપાસ ફરતા હતા. બે ચાર દહાડા તો એ પ્રમાણે સિપાઇઓ સાવધ રહ્યા; પણ જ્યારે તેઓએ જોયું કે કેદીમાં નાસવાનાં કશાં ચિહ્ન દેખાતાં નથી, ત્યારે તેઓએ પૂરતા સાવધ રહેવાની આવશ્યકતા જોઈ નહિ. છ સિપાઇને બદલે પાંચ, ચાર, ત્રણ ને છેલ્લે બે સિપાઇ પણ કોઇ વખતે રહેતા હતા. તેઓએ વિચાર્યું કે, કેદીથી ભય શો છે? નાસવાનાં ચિહ્ન જણાશે તો એક બુમ મારતાં જોઇએ તેટલાં માણસ છાવણીમાંથી દોડી આવશે.

એક દિવસે સન્ધ્યા સમયે, એક ઝાડની નીચે કવિ ચન્દ્ર રસોઇ બનાવતો હતો, પાસે બે પહેરેગીરો હતા. એ દિવસે મહા વદ અમાવાસ્યા હતી. ચારેકોર અંધકાર જણાતો હતો, માત્ર રસોઇના અગ્નિનો જ પ્રકાશ પડતો હતો. કવિએ રોટલા ઘડતાં જોયું તો અકસ્માત્ નદીમાં એક નૌકા જતી હતી; અને તત્ક્ષણે એક પત્થર તેના આગળ આવી પડ્યો. તે પત્થર ઉપાડી જોયો તો તેની સાથે એક પત્ર બાંધેલો હતો. તુરત તે પત્ર ખોલ્યો, વાંચ્યો. પહેરેગીર તે પત્થરના પડવાથી ચમક્યા, ને "શું છે? શું છે?" એમ બોલતા કવિની પાસે આવ્યા.

કવિએ પણ અચ્છો નાટક ભજવવા માંડ્યો. તે ધ્રુજ્યો, ભયથી કંપ્યો, ને અસ્ફુટ શબ્દથી કહ્યું, "કોણ જાણે શું છે, ઓ બાપરે, એ શું થયું ? રામ રામ ! એ અવાજ ને પત્થર ક્યાંથી આવ્યો, તે સમજાતું નથી." એમ બોલતાં તે ઢોંગ કરી જમીનપર સુઈ ગયો. એક સિપાઇ તો એમ જ સમજ્યો કે ભૂતના ચાળા હશે,' બીજો સમજ્યો કે કોઇ મનુષ્ય આવ્યું હશે. પણ અંધારામાં કોઇ દેખાયું નહિ; એટલે એમ ધાર્યું કે કોઇ પશુ પક્ષીએ ઝાડપરથી કંઇ વસ્તુ ફેંકી હશે, તેનો અવાજ થયો હશે.

આ જ સમયે છાવણીમાં મોટો ધોંધાટ થઇ રહ્યો, બૂમો પડી રહી, લોકોમાં દોડદોડ થઇ, એટલે પેલા સિપાઇએ બીજા ડરકુ સિપાઇને કહ્યું, "મીયાં, જુઓ તો ખરા, એ શાનો કોલાહલ છે ?" કવિ ચન્દ્રની વાત ને ઢોંગથી તે સિપાઇ એવો તો ડરી ગયો હતો કે છાવણી સુધી જવાની તેની હામ ચાલી નહિ, તપાસ કરવા જવામાં તેની અનિચ્છા જોઇને બીજા સિપાઇએ કહ્યું, "ડરે છે શું ? ચાલ હું જોઉં છું. તું 'હોશિયાર રહેજે,' હું છાવણીમાં શાનો શોરબકોર થાય છે, તે તપાસી પાછો આવું છું. મને આવતાં વખત લાગે તો કેદીને લઇને છાવણીમાં આવજે, દેખો મીયાં, મારી રાહ નહિ જોતા." બીજા સિપાઇના જવા પછી કવિ ચન્દ્રે પાછો પત્ર વાંચ્યો, તો જણાયું કે તેના છૂટકા માટે કોઇ આવ્યું છે.

કવિ ચન્દ્રે વિચાર્યું કે નાસવાનો આ વખત સારો છે. આવો લાગ વારે વારે આવશે નહિ. એક જ સિપાઇ છે, હું પણ એક છું, એના હાથમાંથી કોઇ રીતે છટકી શકીશ તો જ છટકાશે; બીજો આવ્યા પછી છટકાવાનું નથી. એમ વિચારી પેલા જ પત્રની બીજી બાજુએ ઝીણા કોયલાથી લખ્યું કે, 'સિપાઇ એક છે, ને નાસવાનો લાગ સારો છે.' પછી ઝાડપરથી એક મોટું પાંદડું તોડ્યું, ને તેની હોડી બનાવી તેમાં પેલો કાગળ મૂકયો. પછી હાથમાં વાસણ લઇ તે નદીએ પાણી લેવાને ગયો. સાથે પહેરેગીર પણ આવ્યો; પણ તેની આંખ ચોરાવી પેલી હોડી નદીમાં મૂકી દીધી ને પાણી ભરી પાછા આવતા આવતા પાછી દૃષ્ટિ કરી જોયું કે આ સંકેત જાણવા કોઇ આવે છે કે નહિ. વારંવાર પાછળ નજર કરવાથી ડરકુ પહેરેગીર વધારે ડર્યો. તે એમ સમજ્યો કે કવિ ચન્દ્રે કોઇને જોયો છે કે શું ? પથ્થર પડવાથી તે ડર્યો તો હતો. તેમાં આ ચેષ્ટાથી વધારે ડરી પૂછ્યું, "પાછળ શું જોય છે રે ?" કવિએ આંગળી કરી, એટલે પહેરેગીરે પાછળ જોયું, એટલે તે એકદમ એવો ડરી ગયો કે, તેનામાં હાલવા ચાલવાની પણ આય રહી નહિ.

સડસડાટ આવતી એક હોડી નદીમાં જણાઇ, ને તેમાં એક ભયંકર વિકરાળ કાળરાત્રિ જેવી એક મૂર્તિએ જોરશોર ભુસ્કો માર્યો, તે જોઇ પહેરેગીર રોમાંચિત્ત થઈ ગયો, તેના હાંઝા ગગડી ગયા. તે તે આઁ આઁ એટલું જ બોલી શક્યો. પહેરેગીરને જે ભય વ્યાપ્યો તે કવિને પ્રકટ જણાયો: પણ તે ગભરાયો; કેમકે કદાચ એ ભયથી પહેરેગીર બૂમ મારે ને છાવણીમાંથી લોક આવે તો નાસવામાં અટકાવ થશે. તેથી તેને બૂમ મારતો અટકાવવા યુકિત રચી કહ્યું, "ખબરદાર, મીયાં મોટેથી બોલશો નહિ, નહિ તો જીવ જ જશે. એ ભૂત કે પિશાચ હશે! તેનું ધ્યાન બીજી તરફ હશે, પણ આપણો સ્વર સાંભળી અહિયાં આવશે, અને ક્રોધિત થશે તો વ્યર્થ જીવ જશે! "મીયાં બોલીયે મત!" કવિની આઁ યુક્તિની સજજડ અસર થઇ. પહેરેગીર અધિક ડરી ગયો, ને તે ભયથી ધ્રુજતો હતો. એટલામાં એક હાથમાં નાગી તલવાર, બીજામાં ખંજર, કાળું મ્હોં, કાળો પહેરવેશ એવો એક મનુષ્ય ખૂઁ ખૂઁ કરતો તેઓ તરફ ધસ્યો આવ્યો; ભયભીત થયેલા પહેરેગીરે, તેને તાડ જેવો ઉંચો, ભયંકર, દાંત કચકચાવતો જોયો. તેની તલવાર પણ દસ હાથ લાંબી જણાઈ, પગ વીસ હાથ લાંબા દેખાયા, માથું પર્વતના શિખર જેવું લાગ્યું. તે જોઈ તે પહેરેગીરે નાસવાનો પ્રયત્ન કીધો, પણ તેના પગ જ બંધાઈ ગયા.

તે ભયંકર મૂર્તિએ છલંગ મારતાં પહેલે તો પહેરેગીરને એક લપડાક એવી તો ખેંચી કાઢી કે તે ગુલાંટ ખાઈ પડ્યો, ને નાગી તલવાર જોઇ એવો ડર્યો કે ઊંહ્ ઊંહ્ પણ કરી શકયો નહિ. પછી કહ્યું, "બો-બો-પ-બોલ્યો તો આ તરવારથી હમણાં જ મસ્તક ઉડાવી દઇશ. ચલ મારી સાથ." પહેરેગીર ભયથી ધ્રુજવા લાગ્યો, તે શૂન્ય થઈ ગયો. તેનાથી કંઇ સંભળાયું નહિ, તે બોલી શકયો નહિ, તે તકનો લાભ લઈ તે વિકરાળ મૂર્તિએ કહ્યું! "ચંડાળ! સુવ્વર!" એમ કહી એક બીજી લપડાક એવી તો જોરમાં ખેંચી કહાડી કે તે અચેત થઇ ત્યાં જ પડ્યો એટલે તે મનુષ્યે ત્વરિત સાદે કવિને કહ્યું, "ચલો!" એમ કહી કવિનો હાથ પકડી એકી છલાંગે તે બંનો નાઠા ને હોડીપર ચઢી બેઠા ત્યાંસૂધી દોડ્યા. એ કાળી મૂર્ત્તિ કોણ? કરણસિંહ.

હોડીમાં બેઠા ત્યારે બંનેના જીવમાં જીવ આવ્યો; ને શ્વાસ સમાતા કરણસિંહે કવિને કહ્યું, "પહેરેગીર અચેત પડ્યો છે, પણ તે સાવધ થશે તેટલામાં તો આપણે કયાંના કયાં નિકળી જઇશું. આ અંધારામાં તેને થોડી જ ખબર પડવાની હતી કે આપણે કેઇ દિશાએ નાઠા છીયે."

સડસડાટ ચાલી, ને થોડે ગયા પછી કવિએ

જાણ્યું કે, તેનો છૂટકો કરનાર સંન્યાસીનો પુત્ર દિલીપ છે. તેને જોઇ તે વિસ્મય થઇ ગયો.

હોડી ચાલ્યા પછી કવિએ પૂછ્યું, "શું તમે દિલ્લીથી આવો છો ?" કરણે કહ્યું, "મુસલમાનની છાવણીમાંથી આપને પાછા ફરતાં વિલંબ થયો, એટલે મહારાજની આજ્ઞા લઇને હું તમને શોધવા આવ્યો છું." કવિને વિચાર થયો કે શૈલબાળા ને પ્રભાવતીના કંઈ સમાચાર પૂછું, પણ તેઓ તો અજમેર છે, તેની વાત એ શી રીતે જાણી શકે, તેથી ચૂપ રહ્યા, એટલામાં હોડી ઘણી દૂર નિકળી ગઇ. જ્યારે નજીકમાં કીનારો જણાયો ત્યારે કરણસિંહે પૂછ્યું, "હવે કંઈ ભય છે ?" કવિએ કહ્યું, "નહિ, પણ દિલ્લીના શા સમાચાર છે, તે માટે મારું મન અત્યંત ચંચળ થઇ રહ્યું છે." કરણે ટુંકામાં જ જવાબ દીધો કે, 'ત્યાં તો સર્વ મંગળમય છે. પણ હમણાં રાત ઘણી ગઈ છે, માટે ઝટપટ ઘણે દૂર નિકળી જઇએ તો ઠીક, ત્યાંની વાત કાલે થશે.' કરણે વિચાર્યું કે શૈલ ને પ્રભાવતી, તેના મુકામપર છે, તે વાત હમણાં જણાવવી યોગ્ય નથી, પણ સૂતા પછી, પ્રભાતના એ ઉઠશે, ને એના મ્હોં આગળ પ્રભાવતી ઉભી હશે તો કવિને અત્યાનંદ થશે, માટે એ વાત ટુંકી કરી દીધી.

દિલ્લીના વર્તમાન કંઈ નઠારા નથી, ત્યાં શાન્તિ છે, યુદ્ધ માટે સૈન્ય વિદાય થઇ ગયું છે, પ્રજાએ મહારાજનો જય ઇચ્છ્યો છે, દેવી આશાપૂર્ણાએ આશા ફલીભૂત થવાની—મનકામના પૂર્ણ થવાની, યવનનો પરાજય થવાની આશા દિગન્તમાં દર્શાવી છે, એ જાણીને ચન્દ્રકવિ નચિંત થયો ખરો, તથાપિ દિલીપ, પ્રભાવતી ને શૈલબાળાના શા સમાચાર છે, યુદ્ધમાં કોણ કોણ રાજાઓ આવ્યા છે, કોણ નથી આવ્યા ને શા કારણથી, સૈનાધિપતિઓ કોણ નિર્માણ થયા છે, તે જાણવાને તે ઉત્સુક હતો. પરન્તુ દિલીપ-કરણે વાત અધર ઉડાવી. આ સમયે વિજયના પાપિષ્ઠ નિન્દિત વિચારો પૃથિરાજને જણાવવાની વાત તેના હૃદયમાંથી ખશી ગઇ. તેને વિચાર ન થયો એ સ્વાભાવિક હતું પણ અયોગ્ય થયું. કવિ વિચારલીન હતો, કરણ તેને ઉડાવતો હતો, હોડી ધસારાબંધ પાણી કાપતી ચાલી જતી હતી; એટલામાં કરણે કહ્યું, "આ હોડી હમણાં કિનારે પહોંચશે. ત્યાં એક સંન્યાસીનો આશ્રમ છે, ત્યાં આજની રાતની રાત આપણે પડી રહીશું; પછી પ્રભાતના ક્યાં જવું તે નક્કી કરીશું." એટલામાં હોડી કિનારાપર આવી, અને કવિ તથા કરણ કિનારે ઉતરી પડ્યા અને પાસે એક ઝુંપડી હતી તેમાં ગયા. અહિયાં એક મનુષ્ય સંન્યાસી જેવો વેશ ધારણ કરી બેઠો હતો, તેને નમસ્કાર કરી, કરણે જણાવ્યું કે, "રાત ઘણી ગઇ છે તેથી સુઇ જઇશું તો

ઠીક,'' એમ કહી બીછાવેલા બીછાનાપર બંનો પોઢી ગયા. થોડીવારમાં કવિનાં નસકોરાં બોલવા લાગ્યાં.

ઘણે દિવસે, યવનોના કબજામાંથી છૂટા થઇને, સ્વતંત્ર હવા ખાઇને દિલ્લીના મંગળ સમાચાર સાંભળી, પરાધીનતાનો ત્યાગ કરી, કાળના પાશમાંથી છૂટી, સ્વાધીન વાયુની લહેરમાં, પૂર્ણ આનંદમાં કવિ ઉંઘી ગયો.

## પ્રકરણ ૨૭ મું

### વિલક્ષણ ભેટ!




લાકેક સુધી સર્વત્ર શાન્તિ રહી, પણ કરણસિંહને ઉંઘ આવી નહી. કવિ ચન્દ્રનો છુટકો ને શૈલબાળાનો મિલાપ—એ બનોથી તે ગાંડો ઘેલો જણાતો હતો. તેણે થોડીક-વાર તરફડિયાં માર્યાં. પણ આનંદમાં નિદ્રાદેવીએ કૃપા-કટાક્ષ ફેંક્યું નહિ. અંતે કંટાળીને તે ઉઠ્યો ને પ્રભાવતી, જે તે જ ઝુંપડીમાં હતી તેની પાસે ગયો, ને તેટે સમજાવ્યું કે, ચન્દ્ર-પતિની શય્યા આગળ જઇ બેસો, ને તેઓ ઉઠે ત્યારે સાનંદાશ્ચર્ય પમાડો. પ્રભાવતીએ પ્રથમ તો ના પાડી, પણ થોડી હઠેડ પછી કબુલ થઇ. એટલે ઝુંપડીના એકાંત ઓરડામાં શૈલ ને કરણ એકલાં પડ્યાં.

હજી સુધી શૈલ અને કરણ બંનો મૌન જ ધરી રહ્યાં હતાં, પણ હમણાં બંનોના અંતરમાં એક સામટો આવેશ નાચવા કુદવા લાગ્યો હતો. કરણે વિચાર કીધો કે, "આવું તે ક્યાં સુધી ચલાવવું? પવિત્ર રાજહંસિની જેને ઘડી ચપકો પણ બોલ્યા વિના ચાલતું નહિ, તેણે આમ મુંગા જ બેસી રહેવું? નહિ, નહિ! હવે તો આ બટકબોલીને જરાક બોલાવું, ચ્હીડવું તો ગમ્મત! પ્યારી શૈલ! વ્હાલી! કામણગારી!

"કામણગારી તારી આંખલડી, આ વિંધે મારું ચિત;
"પ્યારી મુનિવ્રત લઇને બેઠી, શું દાખે એ વિપરિત!"

"આહા! એ વિપરીત જ દર્શાય છે. શૈલના મનમાં કોણ જાણે આ વેળાએ શું શું રમતું હશે. એનો પ્રેમ તો અચળ છે, પણ કૌતક કરે છે!, મને બનાવે છે! મને બોલવતા મથે છે, હું એને બોલાવવા મથું છું. હજી કોઇ ફાવ્યું નથી. આજે ત્રણ દિવસ થયા, એક અક્ષર બોલી નથી. જાણે લાજાળી હોય તેમ લાજી જાય છે. જરાક મ્હોં સામા જોયું તો ટપ દેતીકે નીચું ભાળે છે, જમીન ખોતરે છે. માન ન માન, પણ એની ચિત્તવૃત્તિ તો ચંચળ થઇ રહી છે. હમણાં એ કેવી નીચું જોય છે! એના મનમાં પણ કંઇ કંઇ વિચાર રમતા જણાય છે, બેશક,

પ્રિતલડીની રીત અતિ અટપટી છે. એ ! એ કેવી ચમકે છે. પવનના સપાટાથી નવપલ્લવ લતા કંપાયમાન થાય, તેમ એનું અંગ કંપે છે. એનું અંગ ફૂવારાની ઊંચી ધાર પેરે ચમકી ઉછળે છે, એના કપાળપર કરચળિયો આવી ગુઈ છે, એનાં નેત્ર તો મદનરાજના તેજમાં તનમનાટ કરી રહ્યાં છે. આ તો હુંએ વિહ્‌વળ છું, ને એ પણ વિહ્‌વળ જણાય છે, છતાં દષ્ટિએ કરતી નથી. પ્યારી શૈલ, ચાલ તું મને નહિ બોલાવે તો ખેર, હું તને બોલાવીશ. પ્રણયપાત્રી આગળ લજ્જા શી ! વિનયી થવામાં ખોટું શું ?"

આ વેળાએ શૈલની ચિત્તવૃત્તિ ક્યાં ક્યાં દોડતી હતી, તે સમજાતું નહોતું. કવિઓ તથા ગ્રંથકારોને સર્વના હૃદયની વાર્તા યથાસ્થિત જાણવાની સત્તા છે, બ્રહ્મલોક સુદ્ધાંત જોવાની છૂટ છે, નરકનાં દુઃખ અને સ્વર્ગનાં સુખ તે જાતે ભોગવે છે ને ભોગવાતાં બતાવે છે. યુદ્ધમાં તે તલવાર પકડી ઘૂમે છે, વીર મર્દોને ઉશ્કેરે છે, જય મેળવે છે, પરાજયના શોકમાં પડે છે. તેને રાજાનો રણવાસ જોવાની છૂટ છે, પર્વતનાં ઉચામાં ઉચાં શિખરોપર ચઢીને ત્યાંથી ગડગડવાની છૂટ છે, તેની વેદના ભોગવવાની પણ છૂટ છે, ને પુનઃ અકસ્માત્ સજીવન–કોઈ દૈવી ઉપાયથી સજીવન થવાની પણ છૂટ છે. જો તેમ ન હોત તો મુસલમાનોના છૂપામાં છૂપા જનાનામાં તે જઇ શકત નહિ, કાલીફની બીબીઓ સાથે રમી શકત નહિ, ને રાજના શયનગૃહમાં જઇ શૃંગારની અપ્રતિમ નૂતન, લીલાઓ જોઇ શકત નહિ.

શૈલબાળા અને પ્રભાવતીએ જેવું જાણ્યું કે, ચન્દ્રપતિનો છૂટકો થયો છે, તેવી અત્યાનંદ પામી, ને કરણસિંહ તેઓના ઓરડામાં આવ્યો ત્યાં સુધી ગપાટા મારતી હતી. બટકબોલી શૈલે કહ્યું, "ઓયરે ! આ તો તમારા નાથજી આવ્યા, આનંદ ને ઓચ્છવ !

"નાથજી આવ્યા, મારા પ્રાણજી આવ્યા;
"પ્રભા સંગે ચન્દ્ર, આજે લપટાયા.

હવે તો તમારા બહાર છે. હવે તો આ શૈલ પડી ખાંજરે, નાંખો છપ્પનમે પાને ! નહિ તેના સુખનો, નહિ તેના દુઃખનો સવાલ, કોણસખી ને કોણ વાત !" પ્રભાવતીએ કહ્યું, "કેમ, તું હવે ઠઠોલી કરવી રહેવા દેશે કે નહિ ? તને તો આ બારે પહોર ને બત્રીસે ઘડી સરખી જ. વેળા કવેળા પણ જોશે નહિ. કેવા દુઃખમાં સુખ થાય છે, તે તું નથી જાણતી, સજની !" "અરે ! બધુએ જાણું છું મારી બાઇ ! પણ હવે તે દુઃખ ક્યાં છે ? નાંખની તેને ખાડમાં કે ઓલી વાડમાં ! દુઃખ ગયા પછી પણ તેને સંભારી જે રડે, તે મૂર્ખનો રાજા ! જરાક તેદ

હસ. પેલો નાવલિઓ હમણાં આવી ભેટશે, ત્યારે આ શૈલને કોણ પૂછશે?" એમ શૈલે કહ્યું ત્યારે પ્રભાવતી બોલી, "તારાથી આ અલ્લપલ્લાપણું છોડાશે કે નહિ જ? પણ પેલો દિલીપ"—એટલામાં ઓરડામાં દિલીપ આવ્યો ને બંનો ચૂપ થઇ ગયાં; જે પછીના બનાવ આપણે ઉપર વર્ણવી ગયા છીયે.

પ્રભાવતી ઓરડામાંથી ગયા પછી શૈલ પહેલે તો બહુ ગભરાઇ. તેના હોઠ કંપવા લાગ્યા, ને શરીર ધ્રૂજી રહ્યું. તેના મનમાં તર્ક વિતર્ક થવા લાગ્યા ને જે ક્ષણે કરણ પ્રેમ વિચારવશ થઇ ડોલતો હતો ત્યારે તે પણ પ્રેમપાશમાં લપટાઇ બેસતી હતી. તે મનમાં બોલી: "હજી સૂધી દિલીપે, પોતાના મનનો પડદો ખોલ્યો નથી, તો એના મનમાં કંઇ બીજું તો નહિ હોય? એ કેમ પહેલા પેરે બ્સન મૂકીને મને બોલાવતો નથી? મારા હૃદયમાં કેમ કંપારત્ર થાય છે? શું એ નહિ ચહાતો હોય? કોઈ બીજી પ્રણયી હશે? પણ તેમ હોય તો એ આટલે સૂધી ચન્દ્રપતિને છોડવવાને કેમ આવે? ને મારી સાથે કેમ દૃષ્ટેદૃષ્ટ મીલાવે!

"દિલીપ વર્ણુ સર્વ છે રે અકારું;
"દિલીપ પણુ પ્રાણુ રે કુણુ ભાળું;
"ચન્દ્ર પ્રભાની બની જોડી જુક્તિ;
"આંહયાં થશે શૈલ દિલીપ પ્યારી.
"વિભાવરી ગઈ અને સૂર્ય જાગ્યો;
"ચન્દ્રતણા તેજથી છે સુભાગ્યો;
"પુરશે પ્રભુ આશ સર્વથા જ મારી;
"રમીશ એ પ્રાણસું રંગ દા'ડી.

હવે તો જીવ ધીરજ ધર! ઋણાનુબંધ હશે તો એ જ પ્યારો ને હું જ પ્યારી!" આવા વિચારમાં શૈલ ગુંચવાઇ હતી, ને દિલીપ કંઇ બોલે તેની રાહ જોતી હતી. થોડી વાર તો બંનો જડ જેવાં જ રહ્યાં. બંનોનાં મન વલોપાત કરતાં હતાં, પણ પહેલું કોણ બોલે, તેમાં અટક્યું હતું; માનમાં, લજ્જામાં, શંકામાં, માનસિક વિચારોમાં રસળતાં હતાં. બંનોના મનમાં એમ જ થતું હતું કે "તું બોલ, તમે બોલો?" પણ કોઇ બોલી શકતું નહોતું, શૈલ હજી ઉછળતી હતી. અંતે પ્રસંગ આવેથી બુદ્ધિ શબ્દ શોધી કાઢે છે, તેમ અંતે કરણ, કોમળ, મર્માળા, સુંદર અને ગંભીર પણ વિનોદી શબ્દથી બોલ્યો, "કેમ કંઇ બોલશો જ નહિ કે? હવે તમે તો મ્હોટાં લોક થયાં જણાઓ છો?" એટલે શૈલે કહ્યું, "સંભાળીને બોલજો, ઘટતે રસ્તે ચાલજો, બોલવાની રીતે બોલજો. મ્હોટાં હોય તે, હું કંઇ મ્હોટીએ નથી ને છોટીએ નથી."

"વાહરે ! તમારા શબ્દની મધુરતા ! આ તો જાણે દેવાલયમાં આરતિનો નાદ જ થયો તેવા શબ્દો કાનમાં વાગ્યા છે ! પણ કહેશો કે, મેં શો અપરાધ કીધો છે?" શૈલે કહ્યું, "તમારી સાથે બોલવાનો મારો હક્ક કોણે છીનવી લીધો છે? મ્હેં કે તમે?" કરણે કહ્યું "મેં તો નહિ; પણ તમે છદ્મવેશમાં પુરુષને ફસાવનાર તો તમે છો. હું કેમ?" શૈલે કહ્યું, "કંઈ ઓખાહરણ સીતાહરણ જેવું તો નથી થયુંની? હોય તો કહી દેજો. તમે મને પીછાણી, તે છતાં પૂછ્યું નથી કે શૈલ તુંને કેમ છે?, તો પછી તમે જ બોલવાનો હક્ક નષ્ટ કીધો કેની?" "તેં મને પહેલો જ પીછાણ્યા છતાં, તેં મ્હારી મશ્કરી ને ઠઠ્ઠાળી કીધી, તે પછી તારો હક્ક કેમ કાયમ રહે? વ્હાલી શૈલ ! તેં મને માર્ગમાં ખૂબ બનાવ્યો, મારી સજ્જડ 'ઠેકડી' કીધી! વ્હાલી! રાત અને દહાડો હું એ જ વિચારમાં હતો કે, તું મને ચહાય છે કે નહિ? ને એ વિચારમાં મેં દેહ પણ શોષવી નાંખી છે. વહાલી ! પ્યારી ! બાલ્ય સખી શૈલ ! તું મને ચહાય છે?" શૈલ ગદ્‌ગદિત કંઠે બોલી, "આપ તો હવે રાજકુમાર છો, તો શું આ ઝુંપડીવાસી અજ્ઞાન કુળશીળ બાલ્ય સખી શૈલને ચાહશો?" કુમારે કહ્યું, "એ પ્રકારથી એમ સિદ્ધ થાય છે કે, તું જો રાજકન્યા હોય, અને હું રાજપુત્ર ન હોઉં પણ પૂર્વનો દિલીપ જ હોઉં તો તું મને ચહાય નહિ. એ જ અર્થ કે કંઈ બીજો?" શૈલ હસીને બોલી, "વ્હાલા દિલીપ ! મારા બાળ ગોઠીયા ! શું તમે જાણતા નથી કે, સ્ત્રીની પ્રીતિ વિશુદ્ધ ને અચળ છે, અને પુરુષની પ્રીતિ ક્ષણક્ષણમાં ચલિત છે? હું કદી પૃથ્વીપતિની કન્યા હોઉં અથવા પરમેશ્વરી હોઉં તોએ શું દિલીપ વિના અન્યને ચાહું? નહિ જ. જેમ સીતા ને રામ, દ્રૌપદી ને અર્જુન, રુકિમણી ને કૃષ્ણ, તેમ શૈલને તો દિ—" એમ બોલતાં તે શરમાઈ ગઈ. કુમારે કહ્યું, "ત્યારે હું કેમ ભૂલીશ?" શૈલે કહ્યું, "કુમારશ્રીને યોગ્ય આ દાસી છે ખરી? આપને યોગ્ય તો કોઇ રાજભવનસુંદરી થશે." કરણસિંહે કહ્યું, "તું મારે યોગ્ય હશે કે નહિ હશે, તોપણ હું તને ભૂલી શકતો નથી. મારી ભૂત, વર્તમાન અને ભવિષ્યની અવસ્થા જાણવાને જે અધિકારીણી છે. મારા સુખદુઃખની જે સતી ભાગિયણ છે તે તું જ છે—તું જ યોગ્ય છે—એ જ મારી ઇચ્છા, આશા ને આતુરતા છે. તું મારી બાલ્ય સખી છે, ને જો તને યોગ્ય ભાસે તો તરણ ને યુવાવસ્થાની સખી થવાનું સ્વીકાર. પણ તું મારે યોગ્ય કેમ થઇ શકતી નથી?" શૈલે કહ્યું, 'સકલ વાતમાં હું અધમ છું, કુળશીળ એ પ્રાધાન્ય છે!" કરણે પૂછ્યું, "તું શું તારું કુળ જાણતી નથી?" શૈલે કહ્યું, "ના, પણ જાણું તોએ તમારે યોગ્ય

કેમ થઇ શકું? હાસ્તો, હું જાણું છું કે વામણીએ તાડફળની આશા કીધી, ને બટકીએ સાગર ઉલ્લંઘવા ઇચ્છ્યું! હું તે કોણ? મારા પિતાજી એક સાધુરામ—બાવાજી બિહારીરામ. પછી તેઓ ગમે તેવા તો પણ બાવા તે બાવા જ! રાજવંશી તો નહિ જ કેની? પણ તેઓ કોણ હતા તે હું નહિ જાણતી તો પછી આપ કહોજી, તમે જાણો છો?" કરણે કહ્યું, "હું જાણું તેમાં શું થયું? તમને મારા અતિ પ્રેમ ને વિશ્વાસ જોઇયે. સ્ત્રીઓ સમયે સમયે ચલિત ચિત્તની થઇને પુરુષને નિસ્તેજ કરે છે, તેઓના હૃદયને બાળે છે, રોવરાવે છે, વજ્રસમ મારે છે, તેમ તું આજે મને તારે, ને કદાચ કાલે મારે! મારાથી કોઈ વડો રાજકુમાર મળે તો તેને પરણે, તેથી જ હું પૂછું છું કે, તું મારામાં પ્રીતિવાન્ છે?" ખુબ ખીજવાઇને શૈલ બોલી, "જાઓ હું એનો ઉત્તર નહિ આપું! કાલજું ફાટે તેવું સાંભળવાને હું રાજી નથી. તમે છૂટશો પણ મારાથી છૂટાશે નહિ. મેં તમને જ ચાહ્યા છે, ચાહું છું ને ચાહીશ. ત્રણે લોકમાં એવું કોઈ નથી કે જે મારા વિચારને ફેરવી શકે. પણ લાલાજી, તમે તો કોઈ કુંમળી કળિને લઇને આવશો, ત્યારે મારો વિચાર પણ કરવાના નથી કે ઝુંપડીમાં વસનારી એક બાળકી હતી. એવા પુરુષો નિષ્ઠુર હોય છે!" કરણે પૂછ્યું, "એમ કે?" શૈલે તેટલા જ ગુસ્સાથી કહ્યું, "હાસ્તો! શું સીતાએ રામને તજ્યા છે? શું દમયંતી વનમાં રખડી તે છતાં નળને ભજતી નહોતી? જાઓ, જાઓ, કોઈ બીજી પુટડીપર મોહિત હશો, તેથી મારી ઠંઠોલી ના કરો! આ અજ્ઞાત કુળશીલ બાળકી ચિતોડના પાટવીને યોગ્ય નથી જ." કુમાર ચમક્યો ને બોલ્યો, "અને આ અજ્ઞાત કુળશીળ, ઝુંપડીમાં રહેનારો દિલીપ, કાન્યકુબ્જાધિપતિ જયચન્દ્રના કાકા તેજસિંહની રાજકુંવરીને પણ યોગ્ય નથી જ! હવે કંઇ?" કુંવરી ચમકી, ને પૂછ્યું, "હું કોણ? કાન્યકુબ્જાધિપતિ જયચન્દ્રના કાકાની પુત્રી!" હસતાં હસતાં કરણે એકદમ દોડી, તેને ભેટી પડી કહ્યું, "મારી બાલ્યસખી હા, તું રાજકન્યા છે, ને ન હોત તોપણ મારી વ્હાલી તો છે જ!" શૈલ તો એટલી બધી ખુશ થઈ ગઈ કે, તેનાથી બોલતાં બોલાયું નહિ, ને હર્ષથી અશ્રુપૂર્ણ નેત્ર થઈ ગયાં. તે જેમ તેમ કરતાં બોલી;

"છેલ છબીલા છોગાળાજી, આવો ભેટું લાલ;
"રંગ માણો મોરા રાજ, વધાવું મોતન થાળ.
"બાલ્યસખીને પ્રાણપિયારી, કીધી એ ઉપકાર;
"સાહેબો મોરા નથનો મોતિ, ચુંબન કરું હાલ.
"માણો રાજરે મોરા, ખોળો દિલડા તોરા;"
"શાતા વાળી સુખડું દિધું, ભુલ્યા નહિ મમરાજ;

"રાખું મારા હૈડા ઉપર, કે કરૂં શિરના તાજ–
"પધારો નેણના જોટા, માણો મોજડી મોટા !"

પણ એટલામાં સુખસ્વપ્ન નાસી ગયું. મોહનિદ્રામાંથી જાગૃત થયાં. બંનેને મ્હોંડેથી શબ્દ નીકળતો નથી, ને એકેકની દૃષ્ટિ તારામૈત્રક કહી રહી છે, શુદ્ધ પ્રેમ બંનેનાં નેત્રમાં રમી રહ્યો છે, તેટલામાં ચન્દ્રપતિએ બૂમ પાડી, "કરણસિંહ આમ આવો !" તે સાંભળતાં જ રંગમાં ભંગ થઈ ગયો, હૃદય ફાટવા લાગ્યું, ચિત્ત ચિરાવા લાગ્યું, મન મરવા લાગ્યું, હૃદય સરસા પ્રેમે પ્રાણને ને પ્રાણે પ્રેમને ચાંપ્યા ! ચુંબ્યા ! નેત્ર અશ્રુપાત કરવા લાગ્યાં ! અંતઃકરણે નિસાસાપર નિસાસા મૂકવા માંડ્યા. અવિચળ, અખંડિત સુખના ભોક્તા ક્યારે થઇશું, તે વિચાર અંતરમાં રમી રહ્યો. કરણે નિસાસા સાથે શૈલને આઘી ખસેડી ને ચન્દ્રપતિ તરફ ચાલ્યો. પ્રતાપી, ચિંતામણિ પાસેથી જતું રહેતાં મન જેમ ઉદ્વેગ્સ્વાન્ થાય છે તેમ બંનેનાં મન ઉદ્વેગગ્રસ્ત થઈ ગયાં. કરણ ચાલ્યો, પાછું જોયું, પાછો ચાલ્યો, મોહિની તરફ ખેંચાયો, લજ્જાએ રોક્યો, એકદમ દોડીને પાછું જોયા વગર ઉતાવળો ચન્દ્રપતિ પાસે જઇને ઉભો રહ્યો; અને શૈલબાળા, ચિન્તાતુર થઈ વિરહાકુળ થઈ શય્યાપર પડી.

* * * * *

ચન્દ્રપતિ, ઘણા દિવસના ઉજાગરાને લીધે એવી તો ઘાડ નિદ્રામાં પડ્યો હતો, કે ક્ષિતિમર્યાદા છોડી સૂર્ય ઉપર આવ્યો, તોપણ તેની નિદ્રા પૂર્ણ થઈ નહિ. પ્રભાવતી પતિ ઉઠવાની વાટ જોઈ, પગ આગળ બેઠી હતી. ઉંઘ પૂરી થતાં આંખ ઉઘાડી કવિએ જોયું તો પ્રભાવતીના વિકસિત કમળ જેવાં મુખનાં દર્શન થયાં. તેને લાગ્યું કે, આ તો સ્વપ્ન જ છે. અહિયાં પ્રભા ક્યાંથી ? પાછી આંખ મીંચી, વિચારમાં પડ્યો કે, આ અટળ અરણ્યમાં, જ્યાં સંકટ ઘોરંધમકારા કરી રહ્યું છે, ત્યાં પ્રભાવતી ક્યાંથી ? દિલીપ ક્યાં જતો રહ્યો ? બેશક આ સ્વપ્ન જ છે. એ લલિત લલનાનું સુમધુર હાસ્યમય વદન નિહાળવાનું ભાગ્ય ક્યાંથી ? તે તો શોક પીડિત થઈ સ્વામીના નામનું રટણ કરતી હશે. તેને શરીરની શુદ્ધિ પણ નહિ હોય. તે એક રસનાએ મને પોકારતી હશે. આવા વિચારમાંથી થોડી વારે પાછી આંખ ઉઘાડી, ને સારી રીતે દૃષ્ટિ કીધી તો આહા ! પ્રભાવતીનાં દર્શન થયાં ! "સ્વામિનાથ ! પ્રાણ ! પ્રભાના ચન્દ્ર, આ ચન્દ્રની પ્રભા જ છે !" એ સાંભળતાં કવિ ચમકીને બેઠો થયો. એટલે પ્રભાનો પૂર્ણ પ્રમોદસાગર, ચન્દ્રદર્શનથી, નેત્ર દ્વારાએ ઉભરાવા લાગ્યો. જેમ લાજાળી લતા, સાદર પણ સ્પર્શ કરવાથી શરમાઇને મંદ પડી જાય છે, જેમ શશિર સોહાગના ચુંબનથી પ્રફુલ્લિત ફૂલો ક્લાંત થઇ જાય છે,

તેમ જ કવિ ચન્દ્રનું મ્હોં નિરખી, મોહસાગરના અભિમાનથી તેની વિરહ-વ્યથા વિશેષ ઉભરાવા લાગી.

પ્રભાનું અશ્રુપૂર્ણ મુખ નિરખી કવિ ચન્દ્ર તેને બાસામાં લઇને થોડીવાર તો ચુપચુપ બેસી જ રહ્યો. થોડી વારે બંનો રસિકોએ વાત શરુ કીધી, ને પરસ્પરનાં દુઃખોનું ગાન કરવા માંડ્યું. પ્રભાવતી વિરહ-વ્યથાનું દુઃખ વર્ણવતાં અત્યંત રડી, ને તેથી જે જે શબ્દો બોલવાને માટે ગોઠવી રાખ્યા હતા, તેના અડધા શબ્દો પણ તે બોલી શકી નહિ. હરખમાં ને હરખમાં તે સર્વ દુઃખ, સર્વે વાત ભૂલી ગઈ. પછી વાત-ચિતમાં પ્રભાવતીએ કહ્યું "પ્રાણ ! આપણે તો સુખી છીયે, પણ શૈલને સુખી કરવી જોઇયે. એ ન હોત તો હું ક્યારની પરલોકમાં સિધારી ગઇ હોત, એના ઉપકારમાં એને સુખી થયેલી જોવાને હું ઉત્કંઠિત છું." કવિએ પૂછ્યું, "કેમ, તે શાને દુઃખી છે ?" પ્રભાવતીએ કહ્યું, "કેમ તમે જાણતા નથી ? તે સર્વદા દિલીપ દિલીપનું સ્મરણ કરે છે. તેનું નાથને સ્મરણ નથી ? આપ જાણો છો કે દિલીપ કોણ છે ?" કવિએ કહ્યું, "નહિ ! મને વખત જ મળ્યો નથી કે તે કોણ છે, તો હું શી રીતે જાણી શકું ! તમો જાણો છો ?" પ્રભાવતીએ કહ્યું, "હાસ્તો ! ચિતોડા-ધિપતિ સમરસિંહ મહારાજનો જળમાં ડૂબેલો પુત્ર કરણસિંહ છે !" ચસકથી, આનંદથી, કવિએ પૂછ્યું, "એ તમે કેમ જાણ્યું ?" પ્રભાવતીએ કહ્યું, "વાતમાં ને વાતમાં તેઓએ જ જણાવ્યું છે." પછી પોતાને તેની કેમ ભેટ થઇ, કેવા સંકટમાંથી તેણે બચાવ્યાં, પર્વતપર કોઇ દુષ્ટ હિંદુએ કેવો પ્રપંચ કીધો છે, ને તે કહેવાને તેઓ પૃથિરાજ પાસે નહિ જતાં વિજયને મોકલ્યો, તે પછી સર્વ આપના છૂટકારા માટે કેમ આવ્યો, ત્રણ દિવસ સુધી કવિની તપાસ કેમ લીધી ને છોડવવાનો શો ઉપાય યોજ્યો, તે સર્વ વૃત્તાંત યથાસ્થિત જણાવ્યો. આ વૃત્તાંત સાંભળતાં જ કવિ ચન્દ્ર ચસકયો, કંપ્યો, વજ્રથી આઘાત થાય તેવો બન્યો, વિજ-યનાં કાવતરાંનું સ્મરણ થયું, હોઠ કંપ્યા, શરીર રોમાંચ થઇ ગયું, નેત્ર રક્ત બની ગયાં, ક્રોધ અને નિરાશાથી તેનું ઝળકતું કપાળ વિકૃત ને પસીનાથી ગરકાવ થઇ ગયું, ગૌરકાન્તિ વદન સિપાવિયા દેખાયું, કવિ હમણાં એક અપૂર્વ મૂર્તિ–વિકરાળ મૂર્તિ દેખાયો. તે બોલ્યો, "રે દુષ્ટ, પાપી, વિશ્વાસઘાતક વિજય ! રે કરણે કેવું અયોગ્ય કર્યું છે ? એ વિશ્વાસ-ઘાતકને જ સંદેશો લઇને મોકલ્યો ! હર ! હર ! ધાડને સ્થળેથી સહાય-ધારી ! અગ્નિમાં પડી શીતળતાની આશા વિચારી !" પછી મહમ્મદ ઘોરીના તંબુમાં વિજયનો જે પરામર્શ સાંભળ્યો હતો, તે કહેવાને તેણે કરણને બૂમ મારી.

કરણે આવતાં વારને કવિ ચન્દ્રના શોક વ્યંજક શબ્દ ને ક્રોધ સહિત મૂર્તિ જોઇ ધાર્યું કે કંઇ ભય આવ્યો હશે; પણ ઝુંપડીની બહાર નિકળી જોયું તો ભયનું કારણ નહોતું; એટલે તે પાછો આવીને કવિ પાસે બેઠો. કવિએ વિજયનું કાવતરું તુટક તુટક શબ્દમાં કરણને જણાવ્યું—કેમકે ક્રોધને લીધે તેનાથી શુદ્ધ ઉચ્ચાર પણ થતો નહોતો. કરણે પૂછ્યું, "હાય! તો હવે દેશની રક્ષા કેમ થશે?" કવિએ નિરાશ થતાં કહ્યું, "મારી બુદ્ધિ સમુદ્રના મોજામાં જેમ દિવાદાંડી અચળ રહે છે તેવી અચળ છતાં, મને એ કશું સૂઝતું નથી. પણ હવે હું અહિંયાંથી બહારોબહાર દિલ્લી જઇશ, ને ત્યાંથી થાણેશ્વર જઇશ. આપ કોણ છો, તે મેં જાણ્યું છે! તો આ બંનેને તમો લઇને ચિતોડ પધારો. હું દિલ્લી જઇને દેશના સંરક્ષણનો પૂરતો બંદોબસ્ત કરીશ, ને મહારાજને મળીને વિજયની હત્યાથી ડરીશ નહિ. સ્ત્રીઓને સાથે લેવાથી ઘણો વિલંબ થશે, અને આ યુદ્ધકાળમાં સ્ત્રીઓને સાથે રાખવી, એ સંકટ હોરવા જેવું છે. કરણ! હું યુદ્ધમાંથી બચીને આવીશ તો ચિતોડ આવીશ, ને પ્રભાવતીને તેડી જઇશ, અને શૈલબાળા સાથે તમારા વિવાહ થશે. પણ હું નહિ આવ્યો તો તમો—" આટલું સાંભળતાં પ્રભાવતીના નેત્રમાંથી ડળક ડળક પાણી ખરી પડ્યાં, ને તેનું મ્હોં વિશેષ દીપવા માંડ્યું. ચન્દ્રપતિને ચિંતા થઇ કે, રખેને આ મોહીની દેશહિત કાર્યમાં અંતરાય પાડનારી થઇ પડે—તેથી નિર્વિલંબે તે ઉઠ્યો ને બારણા તરફ ચાલ્યો—દોડ્યો, નજર નાંખ્યા વગર નાઠો. એટલામાં જગકરણે શૈલબાળા કોણ છે, તે વાત નિવેદન કરી દીધી. ક્ષણમાં મળ્યાં, ક્ષણમાં હતાં તેવાં થયાં—વિજોગ થયો. પ્રભાવતીને ખોવાયલો શિરોમણિ મળ્યો, અને પુનઃ ગુમાવ્યો. ચન્દ્રના જવાથી કુસુમકલિકા જેવી પ્રભાવતી, અમંગળ શંકાના ઉદ્વેગમાં નિસ્તેજ થઇ, નિશ્ચેત પડી!

## પ્રકરણ ૨૮ મું

## મુસલમાન છાવણીમાં કોલાહલ!



ચન્દ્રપતિપર ચોકી કરનાર એક પહેરેગીર—પેલા ડરકુ પહેરેગીરને ચન્દ્રપતિપર પહેરે રાખીને, છાવણી તરફ આવ્યો, તેમ તેમ વિશેષ કોલાહલ સંભળાવા માંડ્યો. તે બોલ્યો, "અરે એ છે શું? આટલી બધી ગડબડ શી? શું કાફર હિંદુઓએ છાપો બાપો માર્યો કે કોઇને પકડ્યા, કે છાવણી સળગાવી દીધી કે ઘેરો ઘાલ્યો! આ કોલાહલનો અવાજ તો મ્હોટો સંભળાય છે!" પણ પાસે આવતાં કોલાહલમાં આનંદ ને ખુશા-

લીના શબ્દો ભેળાયલા જણાયા. કોઈ તાન ટપ્પામાં ચકચૂર હતા, કોઈ ગઝલો ગાતા હતા, પાસેના તંબુમાં કેટલાક ન્હાના ન્હાના સીપાઇઓએ મીજબાની કરી હતી. સઘળાએ દારુના શીશાના માથાં ભાગતા હતા ને કેટલાકો ખુશ ખુશ થઇને નાચતે ને કૂદતા ને ગાતા ને બજાવતા હતા—જાણે યુદ્ધમાં જય મળ્યો હોય, પુષ્કળ લૂટ મળી હોય તેમ ખુશી થતા ગઝલપર ગઝલ લલકારતા હતા. પેલા પહેરેગીરે એક બીજા સીપાઇને પૂછ્યું; "કેમ, અલ્યા શું છે? આજે આટલો બધો આનંદ શો?" બીજાએ કહ્યું, "ભલા માણસ! તું કોઇ સેતાન છે કે માણસ છે? મને શું માલમ? કોઇને પૂછ, કે શું છે? લ્યે દોસ્ત, આ મીઠા મીઠા શરબતનો નાશ કર! જ્યારે સૌ ખુશખુશાલીમાં રમે છે, ત્યારે તું ક્યાં મરે છે? તુ—તુ—તુ—કુતેકી માફક સરાબ પી! આનંદના સમાચાર છે આનંદના! બલા જાણે ક્યા હૈ! સૌ આનંદ કરે છે તો બંદા પણ આનંદમાં મઝા કરે છે!" પેલો સીપાઈ, બીજા સીપાઇના મ્હોડેથી આ ગાંડા ઘેલા શબ્દો સાંભળી, કંઇ સમજી શક્યો નહિ. તે આશ્ચર્યચકિત થયો. પછી તે મેફલ છોડી પેલો સીપાઇ બીજી મેફલે આગળ ગયો ને એક મનુષ્યને પૂછ્યું. તે બોલ્યો, "તું કોઈ ગદ્ધો છે ગદ્ધો! મીયાં આટલી પણ ખબર નથી કે, આપણા બડા નજુમીએ જણાવ્યું કે આ યુદ્ધમાં આપણી ફતેહ થશે, ને તેની ખુશાલીમાં અમે ચમન ઉડાવીએ છીએ!" ત્રીજા સીપાઇને પૂછતાં તેણે કહ્યું, "ગીઝનીથી પેગામ આવ્યો કે, સીપેહ-સાલારને પુત્ર આવ્યો છે!" ચોથાએ કહ્યું, "દિલ્લી બળી ગઈ, હવે સેનાપતિ પાછો ફરશે, ને મોતમાંથી બચીશું! ક્યા મીયા! સરનાસે જીના અચ્છા નહિ?" એમ અનેક પ્રકારની વાતચીત અને ગપાટા મારતા હતા, પણ કોઈ ખરી વાત જાણતું નહતું.

પછી તે પહેરેગીર મહમ્મદ ઘોરીના તંબું નજીક ગયો. અમીર ઉમરાવ બેઠા છે, ને એક સીપાઈ જે વાત કહે છે તે સર્વ વાત ધ્યાન-પૂર્વક સાંભળે છે. એ સીપાઈ તે તે જ કે જે દિલ્લી નજીકના પર્વતપર વિજય સાથે વાત કરી આવ્યો છે. વિજયનો પરામર્શ જાણી તે મહમ્મદ ઘોરી પાસે આવ્યો છે, ને વિજયની સહાયતાથી આ વેળાએ વિજય થશે, એવી આશાથી મુસલમાન સેનાપતિઓ ખુશાલીમાં ચકચૂર બની ગયા છે. પરંતુ સામાન્ય પદાતિ, અશ્વપતિ તો, કંઇ પણ જાણ્યા વગર, દેખાદેખી આનંદમાં આવી ગયા હતા. જ્યારે પેલો પહેરેગીર તંબૂ નજીક આવ્યો ત્યારે મહમ્મદ ઘોરી બોલતો હતો કે, "ક્યા હમ લોગોંકો ઇસ મર્તબઃ જંગમેં ફતહ હાસિલ હોગી? મગર જો વઝીરજાદા અપને ઇક્-રારસે મુનહરિફ હુઆ તો?" પેલા પર્વતવાળા દૂતે કહ્યું. "જનાબ,

નહીં વે હર્ગિજ અપને વાદેકે બર્ખિલાફ ન કરેંગે, ઉનકી બાતોપર મુઝે પૂરા એતકાદ હૈ !"

તે સાંભળી મહમ્મદ ઘોરીએ પોતાના સેનાપતિપ્રતિ દૃષ્ટિ કરી, ને સૌનાં વદન આનંદમય જોઈ બોલ્યો, "હમ લોગ આજહી કલહમેં યહાંસે છાવની ઉઠા કર દિલ્લીપર ચઢાઈ કરનેકે લિયે ચલેંગે. એક બયક ચહડાઈ કરનેસે ફતહયાબી હાંસિલ હોનેકા જ્યાદાતર ઉમ્મીદ હૈ." એક સેનાપતિ બોલ્યો, "હુજૂરકા હુકમ બશરોચસ્મ મંજૂર હૈ." મહમ્મદ ઘોરીએ પુનઃ પેલા દૂતને પૂછ્યું; "રાસ્તેમેં તો તુમ્હેં કોઇ આફત ન આઇ?" તે બોલ્યો, "જી નહીં ! કોઇ નહીં !" દૂતે, કરણસિહના આવવાથી પ્રાણભયથી જે નાસભાગ કરવી પડી હતી, તે વાત છૂપાવી; તેનાં બે કારણ હતાં. એક તો'એ કે મહમ્મદ ઘોરી તેના દૂતકાર્યથી અસંતુષ્ટ થાય, ને બીજું તો એ કે તેને બ્હીકણ સમજી, જે ઇનામ આપવાને કહ્યું હતું તે આપે નહિ. ત્રીજું આ પણ કારણ હતું કે, કરણસિહને વિજય મળ્યો હોય તો જે વાતચિત થઇ હતી તે પ્રગટ થઇ જાય તો કદાચ ઘોરી સાહેબ ઘણા ગુસ્સે થઇ જાય, ને વખતે શિરચ્છેદ પણ કરે. મહમ્મદ ઘોરી તેનાં દૂતકાર્યથી ઘણો રાજી થયો ને સારું ઇનામ આપી તેને ત્યાંથી વિદાય કીધો.

આ સર્વે વાતો પેલા પહેરેગીરના જાણવામાં નહોતી, તેથી આ આનંદ ઉત્સવનું યથાર્થ કારણ કોઇ જાણી શક્યું નહોતું પણ જ્યારે યવભૂપ્ત તંબૂમાંથી બહાર આવ્યો ત્યારે સર્વ વર્તમાન એક સિપાઇને જણાવતાં છાવણીમાં મોટો કોલાહલ મચી રહ્યો. સૌ સીપાઇઓ કુદવા નાચવા લાગ્યા, ને મુસલમાન ધર્મમાં મના છતાં મદ્યપાન કરવા મંડી પડ્યા. જો કે વાતનું રૂપ બદલાતું ગયું, પણ સૌએ જાણ્યું કે, કંઇ છે. પેલો સીપાઇ પણ સૌમાં સામેલ થઈ ગયો ને પીતાં પીતાં ગાવા ને કુદવા મંડી પડ્યો.

આ આનંદ ઉત્સવમાં તે પેહેરેગીર કવિ ચન્દ્ર તથા પેલા ડરકુ સીપાઇની તો વાત જ ભૂલી ગયો. થોડીવારે તેનું સ્મરણ થતાં તે ઉઠ્યો ને તેના તંબૂમાં તપાસ કરી, તો જણાયું કે હજી કોઇ આવ્યું નથી, તેથી આશ્ચર્ય પામ્યો, કે હજી સુધી કેમ કોઇ આવ્યું નથી ! એમ વિચારતો તે નદી કીનારે ગયો. જે વૃક્ષ નીચે કવિ રસોઇ કરતો હતો, ત્યાં કોઇને નહિ જોવાથી ધાર્યું કે તેઓ બીજે રસ્તે છાવણીમાં ગયા હશે; પણ એટલામાં કોઈના ગળાનો ઘરેડો શબ્દ સંભળાયો, એટલે તે તરફ ગયો; અને અંધારામાં જોતાં જોતાં જણાયું કે નદીના કાદવામાં કોઇ મનુષ્ય પડ્યું છે, ને તેના ગળામાંથી ભયંકર અસ્ફુટ શબ્દ નીકળે છે

દારુની કેફમાં ચકચૂર હોવાથી તે ડરતો ડરતો, ધીમે ધીમે તેની પાસે ગયો, પણ આંખો લાલચોળ હોવાથી તેને ઓળખી શકયો નહિં કે કોણ છે? બેચાર વાર નીચા ઉંચા-આડા તેડા વળી જોયું ત્યારે જાણ્યું કે, એ તો પહેરેગીર છે. તેને ઉઠાડવાને ઘણોએ પ્રયત્ન કીધો, પણ તે સચેત થયો નહિ, ત્યારે નદીમાંથી પાણી લાવી તેના મ્હોંપર બેચાર ફડાકા માર્યા. જ્યારે તેને કાંઇક ચૈતન્ય આવ્યું, ત્યારે આંખ ઉઘાડી બીજા પહેરેગીરને જોયો, પણ તેને જોતાં પેલે જ સેતાન સમજી બૂમ મારી, "અયા અલ્લા! યા અલ્લા! સેતાન ખરા હૈ!" એમ બોલતાં પુનઃ અચેત થઇ ગયો. બીજા પહેરેગીરે પૂછ્યું "કેમ મીયાં, કેમ શું થયું છે! એમ કેમ કરે છે? રે હું શેરઅલ્લી છું શેરઅલ્લી! મારાથી ડર નહિ." પેલા પહેરેગીરને જરાપણ વિશ્વાસ આવ્યો નહિ, તે તો નિશ્ચય ભાવથી તેને સેતાન જાણી ચુપચાપ પડી જ રહ્યો. શેરઅલ્લીએ કહ્યું, "મીયાં ઉઠો, ઉઠો! કેદી કયાં છે?" પડેલા પહેરેગીરે કહ્યું, "સેતાન. જા, માફ કર! હું નહિ! હું-હું! મર ગયા! બોઁ! બોઁ! મરતા, ભાગા! પડા!" આમ તેને ડરકુ જોઇ શેરઅલ્લીએ એક લાત મારી કહ્યું, "લલ્લા બોલ કેદી કયાં છે?" લાત ખાધી ત્યારે મીયાંને શુદ્ધિ આવી, આંખ ચોળી શેરઅલ્લી સામા જોયું, તેને પિછાણ્યો, પણ આસપાસ ડરથી જોવા લાગ્યો, કે રખેને પેલી વિકરાળ મૂર્તિ આવી, એક લપડાક ખેંચી કાઢે. તે આમ તેમ જોતાં જોતાં બોલ્યો, "એ! ઓં! ભાગા! આયા! સેતાન બોઁ બોઁ!" એમ બોલતા એવા અસ્ફુટ શબ્દો કાઢવા લાગ્યો કે, શેરઅલ્લીને હસવું આવ્યું. તે બોલ્યો, "હવે ભસની કુત્તા! કેદી કયાં મરી ગયો?" ડરકુ પહેરેગીરે નદી તરફ આંગળી બતાવી, પણ બોલી શકયો નહિ. શેરઅલ્લીએ પૂછ્યું, "શું નાઠો? કયારે? કેમ?" ડરકુ મીયાએ માથું હલાવી કહ્યું, "નહિ." શેરઅલ્લીએ અધીરા પડી પૂછ્યું, "તો બન્યું શું? કુત્તા, તારા ને મારા માથાની સલામતી છે કે? બોલ, બોલ ડરે છે શું?" ડરકુ મીયાંએ ધીમેસ્તથી શેરઅલ્લીના કાનમાં કહ્યું, "શું કરે છે, આસ્તે બોલ, આસ્તે! મ્હોટેથી બોલશે તો કેદીની હાલત તે આપણી! તે સેતાન બંનેને ઉઠાવી જશે!" શેરઅલ્લીએ ક્રોધથી પૂછ્યું, "પણ કેદી કયાં છે? બતાવ." ડરકુ મીયાંએ ટ્રી! ટ્રી! એમ કંપતાં કંપતાં કહ્યું, "તંબુમાં ચાલ, તંબુમાં ચાલ, હું મરી જઇશ, મારાથી બોલાતું નથી. તંબુમાં કહીશ!" શેરઅલ્લી આથી ઘણો ગુસ્સે થઇ ગયો ને પેલા ડરકુ મીયાંને બે ત્રણ ઠોસા મારી કહ્યું, "કેદી બતાવ, નહિતર હમણાં મારી નાંખીશ! કમબખ્ત! કેદીને નસાડ્યો!" ડરકુ મીયાંએ કહ્યું, "ધીરેસ્તથી બોલ રે, નહિ, એ નહિ ભાગા! એ સેતાન-એ આયા!

ભાગો! ભાગો! રે એ સેતાન, મીયાં દેખો! ખડા હે! કેદીકો ઉઠા લે ગયા! ભાગો! મીયાં ભાગો! એ ખડા હે!" એમ બોલતો નાસવા લાગ્યો.

હવે શેરઅલ્લીની ઉંઘ ઉડી. તેણે જાણ્યું કે કેદી, કંઈ દગો કરીને નાસી ગયો છે. તે ડરથી બૂમ પાડી ઉઠ્યો, "આવો આવો! કેદી નાઠો છે!" તુરતજ છાવણીમાંથી સીપાઇ ને અધિકારીઓ મસાલો લઇને દોડી આવ્યા, કેટલાક નદી તરફ દોડ્યા, કેટલાક બાજુએ ગયા, પણ કોઇના લક્ષમાં આવ્યું નહિ કે ચન્દ્રપતિ કેવી રીતે ને કઈ દિશા તરફ નાઠો છે. હોડીઓ મંગાવી, પણ ઉલટી જ દિશાએ તે ગઇ. થોડી વારમાં હોડીવાળાઓ પાછા આવ્યા કે એ તરફ તો કોઇ જણાતું નથી. તંબૂમાં દારુની ગડબડમાં બે કલાક નિકળી ગયા હતા, તેટલામાં ચન્દ્રપતિવાળી હોડી અનુકૂળ પવનના સપાટામાં ઘણા ગાઉ નિકળી ગઈ હતી. ત્રણ કલાક સુધી શોધ કીધી, પણ અંતે થાકીને સૌ આ સાઠો બનાવ મહમ્મદ ઘોરીને કહેવાને તેના તંબૂ તરફ ગયા. આટલું છતાં પેલા ડરકુ મીયાંના લક્ષમાં તો એમ જ હતું કે તેને કોઇ સેતાન ઉપાડી ગયો છે. મહમ્મદ ઘોરી આગળ જે વાત કીધી તેમાં પણ તેણે એમ જ જણાવ્યું કે, "એક મોટો વિકરાળ, કાળો સાહી જેવો સેતાન આવીને કેદીને ઉપાડી ગયો અને એક લાત સાથે તેને સો કોશ ફેંકી દીધો, પછી બીજા સેતાને ઉંચકીને અહિયા લાવી નાંખ્યો."

---

## પ્રકરણ ૨૯ મું

## પહેલી લડાઇની ત્રેવડ!



ચંદ કવિ નાસી ગયો, તે વર્તમાન જાણતાં મહમ્મદ ઘોરી ઘણો ગભરાયો અને વિચાર થયો કે, કદાચ, "અલ્લા! પ્રતિકૂળ થશે ને કેદ પકડાયા તો આ વેળા પૃથિરાજ સૌને જીવતા જવા દેશે નહિ—રે એક પણ ગીજની જઇને આ સંહારની ખબર કરશે, એ વ્યર્થ આશા છે." તે હાથ પછાડી બોલ્યો, "સેતાન! કેદી ભાગા! યા અલ્લાઃ કયા મુસીબત!" આવા વિચારમાં તે ક્રોધથી બ્હાવરો બ્હાવરો થઇ ગયો, પોતાના આત્માપર જ ક્રોધે ભરાયો, ને પૂછવા લાગ્યો કે, "મેં શા કારણથી આટલો સમય ચન્દ કવિને જીવતો રાખ્યો? તેને શા માટે મારી નહિ નાંખ્યો?" પછી મનને શાંતિ મનાવા આશાવમળમાં પડ્યો, "કદાચ યુદ્ધમાં જય થશે તો એનો બદલો લઇશ." થોડીક વાર તે નિરાંતમાં પડ્યો રહ્યો કે, હવે કેમ કરવું? જય આશાતરંગમાં રસળતો, પરાજય સંભવના ભણકારામાં

ચમકતો, સૈન્યપર્વતભારમાં ડૂબેલો તે ગુંચવાયો ને વિચાર કરવા લાગ્યો કે, "ચન્દ્ર કવિ બેશક દિલ્હી જશે, ને ત્યાંથી પૃથિરાજ પાસે જશે. વિજયનો પરામર્શ નિવેદન કરશે, અને તેથી પૃથિરાજ હેનો શિરચ્છેદ કરશે તો મહા કષ્ટકારક થઇ પડશે; અને આ વેળાએ પરાજય પામી નાઠા તો પાછા આવી શકવાના નથી. સાત સાત વાર બંદી થયો છું, આ આઠમી વાર રક્ષણ થવાનો સંભવ નથી. અને એમ થયું તો દેશમાં ને બન્ધુઓમાં કેવા પ્રકારે મ્હોં બતાવીશ? વિજયનો પરામર્શ જાણવાને આટલા દિવસ રાહ જોઇ, આજે તેના સમાચાર મળી ચૂક્યા છે. હવે દિલ્હી તરફ વધવું, એ સર્વથા ઉત્તમ માર્ગ છે, અને પૃથિરાજને યુદ્ધની સકળ સામગ્રી તૈયાર કરતો અટકાવવાથી વિશેષ લાભ થશે. બે માસની મ્હેતલ આપી છે, તથાપિ સ્વલાભ માટે એ મ્હેતલને વળગી રહેવાનું પ્રયોજન શું?" આવો વિચાર થતાં શિથિલ મનમાં ચંચળતા વ્યાપી, દિલ્હીપર ચઢાઈ કરવાને સેનાપતિને આજ્ઞા દીધી.

બીજે દિવસે પાછલા પહોરના ગૂપચૂપ સેનાને ઉપાડવાની આજ્ઞા આપી હતી, તે પ્રમાણે ૩૦૦૦૦ સ્વાર ને ૪૦૦૯૦ પેદલ સેના લઇ, તે મધ્ય રાત્રિના પૃથિરાજની સેનાથી થોડે દૂર આવીને ઉભો રહ્યો. એટલી તો ચુપકીથી તે છાપો મારવાને આવ્યો હતો કે, હિન્દુઓને તેનો સંચારો પણ જણાયો નહિ. થાણેશ્વરના મેદાનમાં આવી, પોતાના સૈન્યના ત્રણ ભાગ પાડી, તેમાંના એક ભાગને ગુપ્ત સૈન્ય તરીકે ઝાડીઓમાં છૂપાવ્યું, ને યોગ્ય વ્યૂહ રચી, સૈન્યને ત્વરાથી આગળ ચલાવ્યું.

વિજયની કુટિલતાથી રાજપુતાણાના કેટલાક રાજાઓ તો આવ્યા જ નહિ, માત્ર બે ત્રણ રાજાઓ જ સહાયે આવ્યા હતા. રાજપુતોનું સૈન્ય ઘણું ઓછું હતું. રાજપુત રાજાઓને ન આવવાનું કારણ દ્વેષ, વૈર, સ્પર્ધા, સ્વલાભ વગેરે હતા. કેટલાક સમજ્યા કે, પૃથિરાજ સમર્થ છે; કેટલાક સમજ્યા કે, એ ગર્વથી ભરપૂર છે, તેથી તેનો ગર્વ તૂટવો જોઇયે, અને કેટલાક જયચન્દ્રના બોધથી આશ્રયે આવ્યા નહોતા, છતાં પૃથિરાજ સેના સજીને યુદ્ધ માટે તૈયાર હતો. થાણેશ્વરમાં મુકામ હતો, તેટલામાં એક દૂતે ત્વરાથી આવી યવનોના આવવાના સમાચાર આપ્યા. યવનસેના ધસારાબંધ અગાડી આવી, તેટલામાં—ઘણા થોડા સમયમાં હિંદુસેના સાવધ થઇ ગઈ; ને યવનોને ટક્કર આપવાને તૈયાર જણાઈ. તે જોઈ શાહબુદ્દીન અચકાયો; પણ જરાએ ખમચ્યો નહિ. કાગલ નદી—દશદ્વતી નદી ઉતરીને અકસ્માત્ યવનસેના પાણીપતના મેદાનમાં આવી ઉભી રહી. તત્ક્ષણે રાજપુતોનાં ભાલાં ઝળકી રહ્યાં. એક બાજુએ ગીઝની સેના હાથમાં તલવાર, બક્ષમ, ધનુષ, પીઠપર

ઢાલ ને બાણ ભરી ઉભી છે, બીજી તરફ પ્રચંડ પર્વત સમાન હિંદુસેના ઉભી છે. મુસલમાન સૈન્ય ભરતખંડમાંથી ક્ષત્રિય બીજનો નાશ કરવાનો સંકલ્પ ધરી ઉભું છે, ને "અલ્લા હો અકબર" નો જયઘોષ કરવાને તત્પર છે; ધનુર્ધારી, ને તલવારીયું રાજપુત સૈન્ય યવનસંહાર કરવાને, ત્રાસ ઉપજાવે, તેમ ખડું થઈ રહ્યું છે; ને તેની આજુબાજુએ તોપોની હાર ચઢે ગોળે તૈયાર છે.

દઘાઈ ગયલો શાહબુદ્દીન સૈન્યની આગળ આવ્યો ને બોલ્યો; "તલવારીઓ, આગળ વધો." ન પંડે "અલ્લા હો અકબર,"ની બૂમ પાડી કે, દિશાઓને કંપાવતો શબ્દ થયો ને આકાશ ગાજી રહ્યું. તે સાથે દીનદીનના શબ્દો કરતું મુસલમાન સૈન્ય આગળ ધસ્યું. રાજપુતોએ તેટલા જ જોસથી "હરં હર મહાદેવ! જય આશાપૂર્ણા! જય પૃથિરાજ! જય સમરસિંહ!" એવી કીકીયારી પાડી, અને તરત જ તોપના ગોળાઓનો અવાજ થયો, ને કાપાકાપી શરુ થઇ. રણક્ષેત્ર ભયાનક થઈ રહ્યું, કંઇના માથાં પટોપટ પડવા લાગ્યાં, કંઇનાં હાથ ને કંઇના પગો પડતા હતા. તોપના ગોળાઓના અવાજથી ને બંદુકોની નાની ગોળીઓથી યવન સેનામાં પટોપટ માણસો પડતાં, તેઓના બૂમરાણથી મેદાન ગાજી રહ્યું. રાજપૂત સેના અગાડીથી પુષ્કળ હતી, પણ પાછળથી ઘણી થોડી હતી, મધ્યની સેનાનો નાયક પૃથિરાજ હતો, તેના ડાબા હાથપર મેવાડી સેના હતી, ને જમણા હાથપર કુમાર કલ્યાણસિંહ સહાયક રાજાઓના સૈન્ય સાથે ઉભો હતો. પુઠ પાછળ વિજયસિંહ હતો, તેને એવી આજ્ઞા હતી કે, જ્યાંથી સેનાની હાર તૂટે ત્યાં પાછળના માણસોમાથી ભરતી કરવી.

શાહબુદ્દીને જોયું કે, અકસ્માત્ છાપો મારવાની તેની યુક્તિ નિષ્ફળ ગઇ છે, અને શત્રુઓ તૈયાર છે, ત્યારે તેણે બીજી યુક્તિ કામે લગાડી; પણ તે પૂર્ણ થાય, તેટલામાં તો રાજપૂતોએ યવન સેનાનાં છ હજાર માણસોને કાપી નાંખ્યા ને રાજપૂતોનાં અગીઆરસો મરણ પામ્યા. મળસકું થયું એટલે રાજપૂત વીરો વધારે સાવધ થયા ને વધારે વેગથી યવન સેનાનો સંહાર કરવા માંડ્યો. રાજપૂત સેનાએ પહેલે જ સપાટે, યવનસેનાની આગલી ટુકડી કાપી નાંખી, યવન દળમાં ભંગાણ પાડ્યું. તોપોના મારા સામું યવનસેના ટકી શકયું નહિ. તેના તર્જનગર્જનથી જ યવનોનાં માથાં ને હાથો ખરતા ગયા. તે જાણે આકાશમાં ભયંકર તોફાન થતા તારાઓ ખરે તેમ ખરતા હતા. "મારામાર ને કાપાકાપ," "જય ભવાની ને હર હર શંકર!" "અલ્લા હો અકબર ને દીન દીન"ના શબ્દો ગાજતા હતા. રાજપૂતોના મારા આગળ મુસલમાનોના

મ્હોંમાંથી આખો પણ અલ્લાહનો શબ્દ નિકળ્યો ન નિકળ્યો તેટલામાં તો તે અલ્લાહ પાસે પહોંચી જતો હતો. એટલામાં કુમાર કલ્યાણે પોતાના સૈન્યને આગળ કહાડી, તીરોનો વર્ષાદ વર્ષાવ્યો, જેમાં યવનસેનાને એવી ગભરાટમાં નાંખી કે મુસલમાનસૈન્યમાં ભંગાણ પડ્યું ને નાસ ભાગ થઇ રહી. પાછળથી ઘોરી, સૈન્યને ઉશ્કેરી આગળ વધવાનો પ્રયત્ન કરતો હતો, પણ રાજપૂતોના મારા આગળ મુસલમાનની સેના ક્ષણભર ટકી શકી નહિ; તેઓ પાછળના પાછળ જ હઠતા ગયા, ને તોપોનો મારો નહિ સહન થવાથી સામાથી ખસી બાજુએ વળી ગયા. ઘોરી અગાડી આવ્યો, ને તલવાર ઘૂમાવીને સીપાઇઓને ઉશ્કેરતો ગોળ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો, કે જેથી પૃથિરાજની સેના તેમાં સપડાય તો કૂટો વાળી નાંખે. પણ સમરસિંહ બહુ સાવધ હતો. જો કે ઘોરી સૈન્યના થોડા ભાગને ગોળમાં લાવ્યો ખરો, પણ ક્ષત્રિય તલવારના મ્હોં આગળ યવન દળનાં મસ્તક પટાપટ હવામાં, કાગળનાં રમકડાં ઉડે તેમ ઉડવા લાગ્યાં; ઘોડેસ્વારો અદ્ધર ઉછ્યા ને સીપાઇઓનાં મરણનો તો પાર રહ્યો નહિ.

આ સંહાર જોઇ મહમ્મદ ઘોરી બમણા વેગથી, પોતાના સૈન્યના એક ભાગને અગાડી લાવીને પૃથિરાજની સેના ગોળમાંથી છટકી ગઇ હતી ત્યાં આવ્યો, ને તે સેનાના મધ્યમાં પ્રવેશ કરી ઘોર સંગ્રામ મચાવી દીધો. પણ આ વેળાએ મુસલમાનોની રચના વ્યર્થ ગઇ રાજપૂત સેનાને ગોળમાં લાવતાં તેઓ જ, રાજપૂતોના ચાતુર્યથી જેર્ળમાં સપડાઇ ગયા. સમરસિંહ ને કલ્યાણસિંહે, જે યવનસેના પૃથિરાજના ગોળમાં સપડાઇ હતી, તેને ઘેરી લઇને સંહાર કરવા માંડ્યો. ઘોડાના હાવલાના અવાજથી, પદાતિના પગલાથી, મોટી બૂમોથી, જય જયના નાદથી, તોપના ભડાકાથી, તલવારના ખણખણાટથી, તીરોના સણસણાટ છૂટવાથી, નભમંડળ ગાજી રહ્યું, આકાશ ધૂળથી છવાઇ રહ્યું. સમડી ને સમડાઓને આજે જ મીજબાનીનો દિવસ હોવાથી નીચે કાપાકાપી ચાલી હતી, ત્યારે ઉંચે તેઓ દોડાદોડી કરી રહ્યાં હતાં, ધૂળગોટથી સૂર્ય છવાઇ ગયો હતો, પ્રલય કાળપેરે દિશાઓ ડોલાયમાન થઇ રહીં. ચારે કોર અંધકાર જ જણાતો હતો. તોપોનો અવાજ ને રણવાદ્યનો અવાજ એકત્ર થઇ ગયો, તુમુલ યુદ્ધમાંથી નિકળતો સેનાના કોલાહલનો શબ્દ પ્રલયપેરે ગર્જના કરતો હોય તેમ લાગતુ હતું. તલવારોના ઝળઝળાટ, સૂર્યનાં કિરણથી વિજળી જેવો જણાતો હતો. વીરપુરૂષોનાં પગલાથી પૃથ્વી ધમધમી રહી હતી. જાણે પ્રલય સમયે ભૂમંડળ કેન્દ્ર ચલિત થાય છે! તેમ સર્વ ચલાયમાન થઇ રહ્યું હતું.

રાજપૂતોએ પોતાની જનુનીની કુખ લજાવી નહિ. પૃથિરાજે સન્મુખથી, કલ્યાણે ડાબી બાજુથી ને સમરસિંહે બંનો બાજુથી યવનદળને ઘેરી લીધું. યવનદળ ગોળમાં એવું તો સજજડ સપડાયું કે, જો આ વેળાએ ચોથી બાજુથી વિજયના સૈન્યે તેને ઘેરી લીધું હોત તો એક પણ મનુષ્ય ગિજની જવા પામત નહિ. યવનને માટે બીજી પ્રભાતનો સૂર્ય જ ન રહેત. પણ માતૃદ્રોહી–દેશદ્રોહી વિજય, પોતાની સેનાને લઇને પૃથિરાજની પુંઠળમાં નિશ્ચિંત બેસી રહ્યો. આ રંગચટકો જોઈ શૂરના તરંગોમાં ઉભરાઈ જવાથી રાજપૂત સેનાએ કોલાહલ કરી મૂક્યું, તથા યુદ્ધમાં જવાને તૈયાર થઇ. એટલે તેઓનો ઉત્સાહ મંદ કરવાને વિજયે કહ્યું, "હજી સમય આવ્યો નથી !"

મહમ્મદ ઘોરીની સેના ત્રણ તરફથી ઘેરાઈ ગઈ છે, ઘણા માણસોનો ઘાણ નિકળી ગયો છે, ને રાજપૂતોના મારા આગળ ટકી શકાતું નથી. સૈન્યમાં ભંગાણ પડ્યું છે, ને કદાચ ઘેરાઈ જઇશું તો નિકળવાનો માર્ગ નથી, એવા ભયથી તાતારખાને (શાહબુદ્દીનના સેનાપતિએ) બ્યુગલ ફુંકી, ઘોડાઓ પાછા વાળવાનો હુકમ કીધો; પહેલો શાહબુદ્દીનનો ઘોડો, ચોથો માર્ગ ખુલ્લો હતો ત્યાંથી નાઠો, તેની પુંઠળ યવનસેના નાસવા લાગી. રાજપૂત સેના પુંઠે પડીને કાગલ નદીને, અનેક યવનોના રક્તથી રાતી કરી મૂકી. નદીમાં પડતાં પણ ઘણાક યવનો કપાઇ ગયા, ને ત્યાં જ કબર કરી પુઆ રહ્યા.

યવનોને મોટા સંહાર સાથે નસાડી રાજપૂતસેના જયવાદ્યના આનંદ સ્વરે સુણતી છાવણીમાં પાછી ફરી ને રાત્રિના મહાદેવ તથા દેવી આશાપૂર્ણાની પૂજા કરી આનંદ વર્તાવ્યો. બીજે દિવસે, ત્રણે સેનાપતિઓએ સૈન્યને સજજ કરી, યુદ્ધની તૈયારી કીધી, એવા હેતુથી કે આજે યવનોનો પરાજય થશે તો ફરીથી આ પવિત્ર ભૂમિપર પગ મૂકવાની ઇચ્છા જ કરશે નહિ. સૈન્ય તૈયાર થયા પછી કલ્યાણ અને પૃથિરાજ રાજરાણી તથા ઉષાવતીને મળવાને તેના તંબૂમાં ગયા; જતાં જતાં પૃથિરાજે કહ્યું, "આજે નદીને પેલે પાર યુદ્ધ કરીશું."

## પ્રકરણ ૩૦ સું

### પ્રેમસીમપર રઝળતો !



થા
ણેશ્વરની છાવણીના છેક છેડાપર પટરાણીનો તંબૂ હતો. આ તંબુ સઘળા સોનેરી સાજથી ભરપૂર હતો, ને તેમાં કોઈ પણ પ્રકારની કમીના હોતી. તંબૂના મધ્યમાં એક સુવર્ણ પલંગપર ઉષાવતી નિશ્ચેતાવસ્થામાં પડી હતી. તેનું મ્હોં જોઇ જોઇને પટરાણી રડતી હતી. દિલ્લીમાં આપણે

જ્યારે પટ્ટરાણીને મળ્યા હતા ત્યારે તેના વદનકમળપર ગુલાબની રેષાઓ લખલખી રહી હતી, હમણાં તે વદનકમળ સુકાઇને નિસ્તેજ થયું છે; તે વેળા તેનું અંગ હ્રષ્ટપુષ્ટ હતું, મ્હોં ભરાઉ ને માંસલ હતું, જંઘા સઘન હતી, છાતી ઉઠાવદાર હતી, નેત્ર તેજસ્વી હતાં, હાથ ચપળ હતા, પગનો ઠમકો કરતી કે જમીન ધ્રુજતી હતી. હમણાં તેમાંનું કંઈ નથી. હમણાં તે દુબળી પડી ગઇ છે, લાલી જતી રહી છે, રોવાથી તેની આંખોમાં ચીપડા બાઝેલા છે, સલેખમ થયો છે, હોઠ ફીકા પડી ગયા છે, પેટ ને જાંઘ ઝુલી ગયાં છે, છાતી બેસી ગઈ છે, હાથ મંદ પડ્યા છે—એમ આખું અંગ શિથિલ થઇ ગયું છે. તેનાં નેત્રમાંથી હમણાં પણ આંસુ પડ્યાં જાય છે, તેવામાં કલ્યાણ ને પૃથિરાજ ત્યાં આવ્યા. રાત્રિ પૂરી થઇ છે, પણ સૂર્યનાં કિરણો પડ્યાં નથી, તેથી ઉષાવતીના મ્હોં આગળ એક દીવો બળતો હતો.

તંબૂમાં આવતાં કલ્યાણ વિભ્રમ થઇ ગયો, ને એકી ટસે ઉષાવતીનું નિર્જીવ નિર્દોષ મુખમંડળ જોઇ રહ્યો. આ વખતે તેનું હૃદય છિન્નભિન્ન થઈ રહ્યું હતું, અને તેના મનમાં પોતાની મૂર્ખાઇમાટે અત્યંત પરિતાપ થતો હતો—કહો કે તેનાં હૃદયમાં એક જાતનો ધુંધાટો થતો હતો. તે આંખો મીચીને વિચાર કરતો, ઉઘાડતો, દૃષ્ટિ કરતો, ને અંતર્ગત વાતથી મુંઝાતો હતો. તેના હૃદયની વેદનાનું વર્ણન અશક્ય છે; જો કોઇ મનુષ્ય, ધાતુને અગ્નિમાં નાંખીને તેનાપર હથોડાથી ટીપતી વખતનાં દુઃખ—વેદનાનો વિચાર કરી શકે તો જ કલ્યાણનાં દુઃખનો વિચાર કરી શકે. ઉષાવતી—પ્યારી—પ્રાણાધિક પ્યારી—નિર્દોષ પ્યારી—છલકપટની ભોગ રાજકુમારી, હમણાં મૃત્યુશય્યાપર પડી છે, તે છતાં તેની મુખકાન્તિ ઝળહળે છે, તે તેની નિર્દોષતાએ તેના હૃદયમાં મોટો આઘાત કીધો છે. તેના મૃત્યુનું કારણ તે જ છે, તેના સ્વચ્છ મનોભાવપર, પ્રપંચથી છેતરાઇ તેણે કલંક લગાવ્યું, તે જ મૃત્યુકારણ છે. ભ્રાંતિથી તેને "કપટી, દુશ્ચરિત્રા ! !" કહી વજ્રઘા કીધો તે જ છે. એ વચનથી તેનું હૃદય, જેમ કુવાડાના ઘાથી કોમળ લતા નિર્જીવ થઇ પડે છે, તેમ જ તેનું કોમળ હૃદય છેદાઇને પડ્યું છે ! તે હમણાં ચૈતન્યહીન છે, મૃત્યુનું પ્રારંભ સ્વરૂપ છે ! કલ્યાણ પશ્ચાત્તાપ કરવાને આવ્યો છે. ઉષાવતીના શોક દુઃખ મૃત્યુનું કારણ પોતે જ છે, એ વિચારથી તેનું હૃદય હમણાં ચૂરેચૂરા થતું જોવામાં આવે છે. તે ગાંડા પેરે, ભ્રમિષ્ટ પેરે, સમાધિનિષ્ઠ પેરે—ઉષાવતીનું પ્રાતઃ શશિસમ મલિન કાન્તિ મુખમંડળ એકટસે જોઇ રહ્યો છે; ને તેના અડધાં ખુલેલાં લાલ કમળસમ નેત્ર યુગ્મ અવલોકે છે. શોકાગ્નિમાં તેનું હૃદય બળી જાય છે. તેની આ શોકમૂર્તિ નિહાળી એક અજ્ઞાન બાળક પણ જાણી શકે કે, તે હમણાં ચૂર્ણ હૃદયે ઉભો છે.

એકની એક લાડકી પુત્રીની આવી અવસ્થા જોઈ, પૃથિરાજ પણ ઉદાસીન હતો, પણ તેણે ગમે તેમ કરી પોતાનું દુઃખ છૂપાવ્યું હતું. તે પુત્રીને જોઈ જ રહ્યો, પણ એક શબ્દ બોલી શકયો ન હોતો. થોડી વાર આડી તેડી વાત કરી તે બોલ્યો, "પ્રિયા ! આ હૃદયવિદારક પ્રસંગે ક્ષત્રિય ક્ષત્રાણીએ ધીરજ ધરવી જોઇએ. ક્ષત્રિય કુળમાં જન્મી, દેશરક્ષા નહિ કરી તો પછી પુરુષ કરતાં પહાણા જન્મ્યા હોત તોએ શું ઓછું હતું ? દેશરક્ષા, જનુની લજ્જારક્ષા, એ જ ક્ષત્રિયનો પ્રાધાન્ય ધર્મ છે, ને તેને માટે આજે હું જાઉં છું. ક્ષત્રિય પર અનેક સંકટ પડે, આભ તૂટી પડે, અંગમાં વજ્રપ્રાયઃ દુઃખ હોય તથાપિ આ ધર્મકાર્યમાં તેણે ઉત્સાહી થવું, તેને પવિત્ર કરનાર છે. વીરરાજની પુત્રી પ્રિય ચક્રવર્તિની ! હવે હું જઇશ. દેવી આશાપૂર્ણા જગદંબા તમારું રક્ષણ કરો ! કોઈ પણ સંકટમાંથી બચાવો ! તેના જ સ્વાધીનમાં, પ્રાણપ્રિય પત્ની અને કન્યા સોંપું છું ! તે તમારું કલ્યાણ કરો !"

રાણી, ઉષાવતીનું મ્હોં જોઈ જોઇને રડતી હતી, તેણે આમાંના કંઈ શબ્દો સાંભળ્યા, કંઈ નહિ સાંભળ્યા પણ રડતાં રડતાં બોલી. "પ્રાણનાથ ! હું જોઉં છું કે, આ સમયે ગૃહલક્ષ્મી આપણને છોડીને જવા તત્પર છે. ભાગ્યદેવી મહાદેવી મહાલક્ષ્મી આ વેળાએ આપણાં પ્રતિ નિર્દય દેખાય છે. પ્રાણ ! મારી મનોવૃત્તિઓ બદલાઈ ગઈ છે, ને મને શંકા થાય છે કે, આ પ્રસંગે જય થશે નહિ.". પૃથિરાજે કંપતાં કહ્યું, "રાણી એ શું બોલો છો ! આ મંગળ પ્રસંગે આવી વાણી કયાંથી નિકળી ?' ગઈ કાલે એક જ સપાટામાં એ મુસલ્લાઓને નસાડ્યા છે, તેઓથી પરાજયની આશા ? શોકથી આકુળ થઇને, આજે તમે ક્ષત્રિયોની વીરતાપર શંકા કરો છો ? દેવી ! કદાચ તમે કહ્યું તેમ જ થયું, અધર્મનો જય થયો, સૂર્ય ચન્દ્રનો પ્રકાશ બંધ પડ્યો તોપણ સ્મરણમાં રાખજો કે, હું જીવતો તો પાછો ફરવાનો નથી. જિતીશ તો આ મ્હોં જોશો, નહિ તો સ્વ—"

રડતાં રડતાં રાણી બોલી, "હર ! હર ! જગદંબા ! આપણાં સંકટ સર્વ નિવારો ! દેવ ! હું એમ ઇચ્છતી નથી–મનમાં કે સ્વપ્નમાં પણ ઇચ્છતી નથી કે મમ નાથ–આર્યાવર્તના ગૌરવ યુદ્ધમાં પરાજય પામી પાછા આવે ! પરંતુ આપની સંગે યુદ્ધક્ષેત્રમાં હું પ્રાણત્યાગ કરીશ નહિ, તેથીજ શોચ થાય છે ! આપ એમ તો ધારતા જ નહિ કે અમને આ લોકનું સુખ ઇષ્ટ છે, અમે પણ ઇંદ્ર રાજસભા જોવાને ઉત્સુક છીએ ! પવિત્ર દેવાંગનાઓ સંગે બેસવાને લાલસાવાળાં છીએ. રણક્ષેત્રમાં આપનું મૃત્યુ થયું તો આપની પાછળ હું તૈયાર જ છું;

અને આપણે સર્વે પરલોકમાં એકઠાં મળી, જે શુભ આ લોકમાં મળવું દુર્લભ થઈ પડ્યું છે, તેના ભોક્તા ત્યાં થઈશું! સિધારો, મંગળ કરો; મ્લેચ્છોના કાળજાં વિંધો, જય મેળવો. અમારો વિચાર રણક્ષેત્રમાં આણતા જ નહિ. ક્ષત્રિય સુન્દરી પોતાનું રક્ષણ કરવા સમર્થ છે!"

અત્યાર સૂધી કલ્યાણ જડ જેવો—મૂર્ખ જેવો—મુનિ જેવો—મૌનધારી જેવો ઊભો હતો; તે મનમાં વિચાર કરતો હતો કે, "આહા! પ્યારી ઉષાવતી! તારૂં નિર્દોષ સુખમંડળ હવે ક્યાં નીરખીશ! ઓ ઈશ્વર! તેં શું કીધું, કલ્યાણ, પ્રજાનો વહાલો, સર્વનું કલ્યાણ કર્તા, સર્વને રંજન કરનારો, સર્વનો સ્નેહી તે ઉષાવતીનો અકલ્યાણ દાતા, તેનો શત્રુ થઈ પડ્યો! પ્રિય ઉષા! અભાગિયા કલ્યાણને ક્ષમા કરશે? રે આ અંતર ચીરાઈ જાય છે, પણ તું કેમ ક્ષમા કરે? મેં શું યોગ્ય કર્તવ્ય કીધું છે? હું દુષ્ટ—નિર્દય—પાપી—અક્કલશૂન્ય બન્યો નથી? મેં તને મૃત્યુ વશ કીધી નથી? તારા સુખ વૈભવનો નાશ કીધો નથી? નિઃશંક, આ શરીર દુરાત્માનું સ્થાન છે. આ જીભ કાપવાને યોગ્ય છે! આ હાથ—જે હાથે ઉષાને હડસેલી હતી તે અપવિત્ર થયો છે! રે જીભ! તું તૂટી પડ! હાથ ખરી જા! અંગ હમણાં ભસ્મીભૂત નહિ થાય? પ્રિયતમ વિના તું શા સુખની આશાએ જીવ ધરી રહ્યો છે? નિર્દોષને કલંકિત કર્યા પછી વગર લજ્જાએ ઊભા રહેતાં, તારી કઠણાશ શું નરમાશ કહેવાશે? ગરીબ ઉષા! નિર્દોષ ઉષા! દુઃખથી, દયાથી, મૂર્ખતાથી, વિરહથી આ કલ્યાણ આજે આત્મઘાત કરવાને તત્પર છે. પણ આ ધર્મ, ક્ષત્રિયને અયોગ્ય ધર્મનું પરિસેવન કરવાથી, અખંડિત સીસોદીઆ કુલકીર્તિને ઝાંખપ લાગે, આ યુદ્ધ કાળે કાયરમાં ખપું, એ જ ભયથી તો પ્રાણ ટકાવી રહ્યો છે. બાકી તારા પહેલાં હું જઈને શ્રેષ્ઠાસન શોધી રાખત! પ્યારી ઉષાવતી! તારા સહાસ્ય નિર્મળ મુખમંડળનાં તો દર્શન હવે દુર્લભ જ તો!" આ પ્રમાણે શોકવશ, વિચારશીળ, ગદ્ગદિત કંઠનો, આંસું પાડતો કલ્યાણ ઊભો હતો. તે ઉષાવતીના રક્ષણ માટે ઈશ્વરની પ્રાર્થના કરતો હતો કે,

"દુખિ દુખિ દુખિ બન્યો, સૂખને દૂર કીધું;
"કમળવદનિ પીડી, દુઃખ તેં માંગી લીધું;
"મમ ઉર સળગે છે, રોમમાં રોગ વ્યાપ્યો;
"હર હર હર પિડા માફ માંગુ અમાપો.
"પડિ શશિવદની આ, અંધ કીધો વળે શી;
"જીવિત સુખ ન માંગુ, રાખ પ્યારી બળેશી.
"એ પ્રાણ! એ પિયારી! કલ્યાણનું તું સુખ છે;
"રાખો ઇશ્વરી ઉષા, કલ્યાણ જીવન ઈષ્ટ છે.

"રે દૈવ! મુજના અભાગ્યથીજ આજે આ કુસુમલતિકા અકાળે સુકાઇ જાય છે. પણ એ અપરાધનું હું શું પ્રાયશ્ચિત્ત કરું? હું સંપૂર્ણ દોષી છું. આ પૃથ્વીમાં મારા જેવો પાપી અપરાધી કોઇ પણ હશે નહિ. મેં જ આ નિર્દોષ સરળ હૃદયા બાળકીનો નાશ કીધો છે—ઘાત કીધો છે! આ નિર્દોષ બાળકી મને દેવસમાન પૂજતી હતી, અને શિરોમણિ માનતી હતી; જેના સુખથી હું આહ્‌લાદ પૂર્ણ હતો, જે મારામાં પ્રીતિવાળી હતી, મને જ સુખી કરવાને તલપતી હતી, તેનો મેં અવિશ્વાસ કીધો, તેની સરળતાનું મ્હેં મૂર્ખે અધમ ફળ આપ્યું, તેના હૃદયદાનનો અધમ બદલો આપ્યો. રે રે! કુસુમકલિ ખીલવાની અણીપર હતી, તે સમયે મેં મૂર્ખતાથી, નિર્દયપણાથી તેને તોડી પીંખી છુંદી નાખી. હે ચિતોડઅધિષ્ઠાત્રી દેવી! હું એ પાપનું શું પ્રાયશ્ચિત્ત કરું? હે દેવી! મને યોગ્ય શિક્ષા કરો, આ દેહને ભસ્મીભૂત કરો; એને યોગ્ય શિક્ષાને પહોંચાડો, કંઇ પણ વધઘટ વગર તે કષ્ટ હું સહન કરીશ. આ મહા પાપના બદલામાં મને નરક સિવાય બીજી જગ્યા મળનારી નથી; પણ મને આ જે દુઃખ થાય છે, તે નરકથી પણ વધારે છે! પણ હે દેવી! હવે મારો પ્રાર્થના કરવાનો અધિકાર છે? તેને હું પાત્ર છું? તમારું પવિત્ર નામ ઉચ્ચારવાને, રે દેવી, હવે હું પાત્ર નથી, હું કલંકિત છું, દોષિત છું, પણ મારી પ્યારી ઉષાવતી માટે મારી પ્રાર્થના છે, તેના જીવિત માટે છે. હું સંકોચ પામતાં એટલી જ પ્રાર્થના કરું છું કે, ઉષાવતીને એક વાર બચાવે, કે એ ચૈતન્ય ધરી મને કહે કે, તમારો અપરાધ ક્ષમા કીધો છે! મેં એના હૃદયમાં અગ્નિ સળગાવ્યો છે. તે તું, હે દેવી! શાંત કરી ત્યાં અમૃતજળનું સિચન કર!"

તુરત તેની દૃષ્ટિ ઉષાવતીના મુખમંડળપર પડી, પણ પાછી ખેંચી લીધી ને બોલ્યો, "રે! હવે એનાં મુખદર્શનનો મને અધિકાર નથી, એ પવિત્ર પુતળી મારા દર્શનથી અપવિત્ર થશે! હું વિશ્વાસ ઘાતક! સ્ત્રી હત્યારો! સતી હત્યારો! પ્રાણાધિક પ્રણયી હત્યારો છું! એનું મુખમંડળ જોવાનો મને અધિકાર નથી. હવે તો યુદ્ધ! બસ એ જ મારા મોક્ષનું સાધન છે. ત્યાં જઇને મરીશ ને રણયજ્ઞમાં પ્રાણાહુતિ આપી પ્રાયશ્ચિત્ત કરીશ! પણ હાય! અપરાધી મરીશ, ના, ના, હું હમણાં રડીને એના કાલાવાલા કરી ક્ષમા માંગી મરીશ. ક્ષમાને પાત્ર નથી, પણ એ ક્ષમાવંતી સદ્‌ગુણસંપન્ન છે, તે મારા અપરાધ પ્રતિ લક્ષ ન દેતાં ક્ષમા કરશે! ક્ષમા કરશે તો પણ સમરક્ષેત્રમાં પ્રાણદાનની આહુતિ તો આપીશ જ, તેથી દેવતાઓ સંપુષ્ટ થશે, ને પુનઃ મારા અપરાધના દંડો નહિ દે! પણ હું શી રીતે ઉષાવતી પાસે ક્ષમા માગું?

એ તો નિશ્ચિત પડી છે, પીડાય છે. મૃત્યુની જ વાટ જોય છે, હાય!" તેને ચારે દિશા શૂન્ય દેખાતી હતી, તેનું મસ્તક ઘુમતું હતું. તે વિહ્વળ થઇ રાજકન્યાના પલંગ નજીક મૂર્છાગત થઇ ઢળી પડ્યો; તેનું મસ્તક રાજકન્યાનાં ચરણ સમીપ પડયું–તે જાણે શિર નમાવી ક્ષમા માગતું હોય તેમ પડયું.

કલ્યાણ કુમારની આ અવસ્થા જોઇ પૃથિરાજ ચકિત થઇ ગભરાટમાં પડ્યો, તે તેની પાસે જઇ, તેનું માથું પકડી બોલ્યો, "કલ્યાણ! પ્રાણાધિક કલ્યાણ!" પણ કલ્યાણ શુદ્ધિમાં ન હોતો, એટલે શાનો ઉત્તર આપે? એક તરફ પ્રાણાધિક રાજકુંવરી મૃત્યુ આસનપર પડી છે, બીજી બાજુએ રાણી શોકમાં પડી રડે છે, ત્રીજી બાજુએ પુત્ર તુલ્ય વીર કેસરી કલ્યાણ મૂર્છાગત છે, અને ચોથી બાજુએ યવનદળ સંહાર કરવા સૈન્ય ઉભું છે. તે જોઇ પૃથિરાજનું હૃદય શોકથી છેદનભેદન થઇ ગયું. તત્ક્ષણ અકસ્માત્ સેનામાંથી પોકાર પડ્યો કે, "યવન આવ્યા! યવન આવ્યા!" તે ભયાનક શબ્દનો કોલાહલ પણ તેના કાનની આરપાર નીકળી ગયો. તેણે સર્વ સંકટ સામટું જોયું. યવનો ચઢી આવ્યા છે, તે જોઇ તેણે રાણીને કહ્યું, "દેવી! રાણી! હવે હું અહિઆં ઉભો રહી શકતો નથી, આ યવનો ચઢી આવ્યા જણાય છે, હું જઇશ, તું કલ્યાણ ને ઉષાવતીની સંભાળ લેજે. વિલમ્બ કરવાનું હવે કામ નથી, કેમકે સ્નેહ, ક્ષત્રિયધર્મ કરતાં પ્રબળ છે ને તેમાં હું લેવાયો તો મારો ધર્મ ચૂકીશ. રાણી રડતાં રડતાં બોલી, "નાથ! હું એકલી નિશ્ચેતન યુવરાજ અને મૂર્છિત કન્યાને કેમ સંભાળી શકીશ? આપ જવાથી હું વિશેષ ગભરાઇશ, તેથી યુદ્ધમાં–" રાણીનું વાકય પૂરું તો થયું નહિ, તેટલામાં તેને અટકાવી પૃથિરાજ બોલ્યો, "ભદ્રે! ભગવતી કાત્યાયની તમારી રક્ષા કરશે! હજી ક્ષત્રિય કુળદેવી ઉંઘમાં પડી નથી. ધર્મ જ આપણો સહાયક છે." રાણીએ કહ્યું, "પણ–!" પૃથિરાજ બોલ્યો, "હવે પણ બણનો સમય નથી, પણ તો યુદ્ધનું જ છે. આ હું, અનુચિત–ક્ષત્રિયને અયોગ્ય વિલંબ કરું છું, હવે તારે રડીને મારા સમરઉત્સાહને મંદ ન થવા દેવો જોઇયે." રાણીએ રડતાં રડતાં જ કહ્યું, "મહારાજ! ક્ષત્રાણી વીર સ્વામીનો સમર ઉત્સાહ મંદ થવા દેતી જ નથી. હું આપને અટકાવતી નથી, હું એટલું જ કહું છું કે જ્યાં સૂધી યુવરાજ સચેત થાય ત્યાં સૂધી થોભો! એટલા સમયમાં યુદ્ધમાં અનર્થ થશે નહિ, પણ એવી શંકા હોય તો પધારો! મંગળ!"

આ વાતચિત પૂરી થઇ નથી, તેટલામાં કલ્યાણે એક લાંબો શ્વાસ લીધો. દાસીઓએ તેના મ્હોં, લલાટ અને માથાપર ગુલાબ જળ રેડ્યું, તે જાગ્યો, બેઠો થયો કે પૃથિરાજે રાણીને કહ્યું, "કુમારની મૂર્છા વળી

છે." તે જોઇને રાણીએ પ્રેમપૂર્ણ હૃદયથી પૂછ્યું, "કલ્યાણ ! તને રાજકન્યાનું દુઃખ જોઇ મૂર્છા આવી." પણ તે તો રાણીનું બોલવું કંઇ પણ નહિ સાંભળતાં ગાંડા પેરે બકવા લાગ્યો, "ભગવતિ શૈલસુતા, દેવી ! ક્ષત્રિય કુળરક્ષણી મા !" રાણી તે જોઇને ગભરાઇ, ને કલ્યાણનો હાથ પકડી, તેના મ્હોંપર હાથ ફેરવી પૂછવા લાગી, કલ્યાણ ! કલ્યાણ ! એ શું? એમ અનેક વાર મ્હોટે મ્હોટેથી બૂમ મારી ત્યારે તે પૂરી શુદ્ધિમાં આવ્યો; રાણીને જોઇ તે લજવાઇ ગયો, તેની આંખો બંધ થઇ ગઇ, ને તે પુનઃ બકવા લાગ્યો, "ભગવતિ શૈલસુતા ! જો મેં જન્મથી તે આજપર્યંત તમારી સેવા કીધી હોય તો ઉષાવતીને એકવાર સચેત કરો ! હું એક વાર તેની પાસે મારા અપરાધની ક્ષમા માગું, ક્ષમાની ભિક્ષા માગું, ને મારા હૃદયને તૃપ્ત કરું !" આટલું બોલતાં તો કલ્યાણના અધર કંપવા લાગ્યા, નેત્રમાંથી આંસુ વહ્યાં, તે ગાલપર થઇને છાતીપર ને ત્યાંથી ભૂમિપર પડ્યાં; અને અશ્રુપૂર્ણ લોચનથી, વ્યથિત હૃદયથી, વ્યાકુળ દૃષ્ટિથી ઉષાવતીપર દૃષ્ટિ ફેંકી, તો જેમ તૃષાર્થી પોયણી મલિન થઇ જાય છે-કરમાઇ જાય છે, તેમ તેનું વદનકમળ કરમાઇ ગયું. તેણે એક નિસાસો મૂકયો; ને તે જ સાથે તેના નેત્રમાંનું જળ સૂકાઇ ગયું. તેનું હૃદય સ્તંભ પામી ગયું. તે જડવત્, જળવિહીન મત્સ્યસમ, બની ગયો. લોહી પણ ફરતું અટકી પડ્યું. તે કંઇ સાંભળતો પણ નહોતો. કંઇ જોઇ શકતો પણ નહોતો. નેત્રો જ્યોતિ વગરનાં સ્થિર હોય તેવો તે બની ગયો.

પરન્તુ આવી અવસ્થામાં તે ઝાઝીવાર રહ્યો નહિ. થોડીવારમાં તેનું ગયેલું ચૈતન્ય-ગયેલી શુદ્ધિ-ગયેલું જ્ઞાન પાછું આવ્યું. શરીરમાં રક્ત દોડવા લાગ્યું. નિર્જીવ ઇંદ્રિયો સજીવ થઇ વિચાર કરવામાં પ્રવૃત્ત થઇ. પુનઃ ચિન્તાએ પોતાની કમાન ચઢાવી, તેને પોતાના પ્રવાહમાં હડસેલ્યો. તે ગળગળો થઇ વિચારવશ થઇ બોલ્યો, "રે ! આજે આ સુન્દર મુખ સ્હોરાઇ સુકાઇ નિસ્તેજ કેમ બન્યું છે? એનો સુમધુર કંઠ-કોકીલાસમ મધુર કંઠ શબ્દ વગરનો કેમ છે? એવાં પ્રેમપૂર્ણ નયન બંધ કેમ છે? રાજરાણીનું હૃદય આજે શૂન્ય ચિન્તાતુર-છવ્યું છવ્યું કેમ છે? રાજે-દિલ્હીશ્વરનું મુખ પણ શોકપૂરિત કેમ છે ? હાય ! આજે આ પ્યારી હૃદયરમણી મૃત્યુનું સેવન કરે છે, તેના મ્હોં સામું રાણી ભાળી રહી છે ! કારણ ? આ પાપી ધૂર્ત મૂર્ખ એ સર્વેનું કારણ છે. મારા હૃદયમાં આ અગ્નિ ભડભડાટ બળી ચિતા આહુતિ આપે છે, તે મૃત્યુપર્યંત જ આપશે. હવે હું જઇશ, ને બાળાની સામા ઉભો રહીશ, કે જેથી આ પીડામાંથી-આ પાપમાંથી-આ વિરહ વેદનામાંથી છૂટીશ. મૂર્ખતાથી

કરેલા કૃત્યનું તે પ્રાયશ્ચિત્ત યથાર્થ થશે. 'લખ્યા લેખ તો નહિ મીટનેકા કરનહાર કીરતાર !' એમજ આ નસિબમાં લખેલું છે તે મિથ્યા થશે નહિ. આ હૃદય તો મૃત્યુ પામ્યું છે જ, તેમાં સંજ્ઞા રહી નથી, હવે શરીર મરવું જોઇયે. ચાલ જીવ, તારે માર્ગે લાગ; તારા કૃત્યનું પ્રાયશ્ચિત્ત કર ! ઉષાવતી પ્રથમ, તું ચાલ !

કલ્યાણના મનમાં આવા વિચાર તરવરી રહ્યા હતા, ને તે એવા તો સપાટાભેર દોડતા હતા કે, આ લેખ લખતાં જેટલો વિલંબ થયો તેનો સોમો ભાગ પણ તે વખત વહ્યો નહોતો. પશ્ચાત્તાપમાં લીન થતો તે કંપ્યો, સ્નેહ લીન કંપ્યો, વીરપુરુષ કંપ્યો, ઉદ્ધતતાએ કંપાવ્યો. એટલામાં પૃથિરાજે તેના કાનમાં કહ્યું, "યુવરાજ કલ્યાણ! મેવાડનો સૂર્ય ને સમરસિહનો પુત્ર, સ્ત્રીઓ માફક અધીરો થઇ રડે, ને યુદ્ધની વાત ભૂલી જાય એ શું ? સાંભળ, રણવાદ્યો ગડગડી રહ્યાં છે, આ કોલાહલ તને સંભળાતો નથી ?" કલ્યાણે કહ્યું, "મહારાજ ! ચાલો, આપની પાછળ આવ્યો !" પૃથિરાજે જોયું કે, જો એક ક્ષણ પણ વધારે વખત કલ્યાણ અહિયાં રહ્યો તો યુદ્ધથી એનું હૃદય શિથિલ થઇ જશે; ને સ્નેહપૂર્ણ હોવાથી શોકવશ થઇ ઉઠી શકશે નહિ; એવા વિચારવશ થઇ તેણે કપટકોપ કીધો, "કેમ ? આજે શું વીરવર કલ્યાણે સમરક્ષેત્ર મૂકી રોગીની ચાકરી કરવા સ્ત્રીવેશ ધારણ કીધો છે કે ?"

કલ્યાણે લજવાઇને નીચું માથું કીધું, ને તુરત જ રાણી પાસેથી આજ્ઞા માગી, પણ નિશ્ચેત ઉષાવતીના મ્હોં તરફ તે દૃષ્ટિ કરી શકયો નહિ. તે ધીરે ધીરે વિચારલીન થતો તંબુમાંથી બહાર નિકળ્યો; કે રણવાદ્યો, સૈન્યનો કોલાહલ, 'હરહર મહાદેવ' અને 'જય આશાપૂર્ણા'ના શબ્દો તેનો કાનમાં પડ્યા, કે તેનું હૃદય શાંત થયું ને સૈન્યની મદદમાં ગયો કે રોમરોમે શૂર વ્યાપી રહ્યું, તેનું જ્ઞાન-ભાન શુદ્ધ યુદ્ધ કાર્યમાં લીન થઇ ગયું.

---

## પ્રકરણ ૩૧ મું

### કપટ સંધિ !




રે પૃથિરાજ અને કલ્યાણસિહ પટ્ટરાણીના તંબૂમાં ગયા, ત્યારે યોગિન્દ્ર સમરસિહ પ્રાતઃસંધ્યા કરવાને પુણ્યવતી દશદ્વતી નદીના તીરપર બેઠો હતો. તેની સાથે તેની સેનાના કેટલાક માણસો પણ સંધ્યા કરવામાં લીન હતા. રાત્રિ પૂરી થઇ ને મળસકું થયું, દિશાઓ લાલ, લીલા, પીળા, ભૂરા રંગથી રંગીન થઇ ગઇ, લતાપલ્લવને હલાવતો, સરોવર જળને કંપાવતો, દશદ્વતીના

નિર્મળ જળના તરંગને ઉછાળતો મૃદુ મંદ સમીર વહાવા લાગ્યો, તિરસ્થમંલ્લિકા તથા માલતીનાં ઝાડપર મધુલોભી ભ્રમર ભમરીઓનાં ટોળે ટોળાં ગુંજારવ૰ કરી રહ્યાં હતાં. શોકનસાવન અશોક અને પલાસ પર પપિયાએ પિઉપિઉ, ને કોકિલાએ કૂહૂકૂહૂ સ્વર કરી નિદ્રામાં પડેલી સેનાને જાગૃત કરી. સમરસિંહ પણ ધ્યાનમાંથી પરવાર્યો અને આંખ ઉઘાડી લાંબી નજર કીધી તો દશદ્વતી નદીના સામા કિનારાપર કાળો મેઘ ચઢયો હોય તેવું પથરાઈ ગયેલું લશ્કર જણાયું, ને કેટલીક સેના નિ:શબ્દ નદી ઉતરતી જોઇ. ફડાક દેતો કે સમરસિંહ ઉઠયો ને સેવકોને આજ્ઞા કીધી કે "ભયનું બ્યુગલ ફુંકે." તરત રણસિંગડાંનો નાદ થયો, ને બીજા માણસો પૃથિરાજને એ સમાચાર કહેવાને તેના તંબૂ તરફ દોડ્યા. જોત જોતામાં સમરસિંહનું સીસોદીયાનું સૈન્ય, અડગ થઇ પહાડપેરે યવન સેનાને રોકવાને મેદાનના મધ્યમાં ઉભું રહ્યું; ને કેટલુંક લશ્કર કુચ કરીને યવનોનો સંહાર કરવાને દશદ્વતી નદી તરફ વધ્યું. યવનોનું સૈન્ય અરધું નદી ઉતરી આવ્યું હતું; ને અરધું નદીમાં હતું, તેનાપર પહેલોજ ધા૰ સમરસિંહે કીધો. ગડબડાંટના ભયંકર શબ્દથી, હરહર શંકર, જય ભવાની, અલ્લાહ અકબરના શબ્દથી આકાશ ગાજી રહ્યું. યવન સૈન્યે સામો પણ તેવોજ જબરો ધા કીધો ને સીસોદીયાઓને ચલાયમાન કરવાનો પુરતો પ્રયત્ન કીધો, પણ અટલ અચળ વીરભાવથી ટક્કર ઝીલવાને તૈયાર એવી સમરસિંહની સેનાએ જરાએ મચક આપી નહિ. ને ઉલટો એવો પ્રહાર કરવા માંડ્યો કે યવનસેના તેના મારા સામું ટકી શકી નહિ. યવનોનું સૈન્ય ૬૦૦૦૦ માણસોનું અને સમરસિંહનું સૈન્ય ૧૪૦૦૦ નું હતું. છતાં એક કલાક સુધી સમરસિંહે ટકાવ રાખ્યો, તેમાં સીસોદીયાઓનાં ઘણાં માણસ ઘાયલ થયાં ને ટપોટપ પડવા માંડ્યાં તે જોઈ, તે વીરભદ્ર જેવો મહાબાહુ ગભરાયો, અને પાછું ભયનું બ્યુગલ ફુંકયું, પણ પૃથિરાજ આવ્યો નહિ. યવનદલ રાજપૂતોનો ગભરાટ જોઈ, નિડર થઇ સામું આવવા મથ્યું, પણ મેવાડીઓએ રંગ રાખ્યો. આ વેળા રાણીના તંબુમાં પૃથિરાજ કલ્યાણ મૂર્છિત થવાથી ગભરાટમાં પડ્યો હતો. આમ વિલંબ થવાનું કારણ સમરસિંહે નહિ જાણવાથી પુન: જોરથી બ્યુગલ ફુંકાયું, તત્ક્ષણે પૃથિરાજ ને કલ્યાણ પોતાના સૈન્ય સાથે આવીને ઉભા રહ્યા; ને બીજી બાજુએથી હાથીપર મૂકેલી નાની તોપો પણ આવીને ઉભી રહી.

ક્ષણવારમાં ચામુંડરાયે (પૃથિરાજનો એક પ્રતાપી સેનાની) સૈન્યની વ્યવસ્થા કરી દીધી, ને સેનાનિયો હારકટાર ગોઠવાઈ ગયા. હુકુમ થતાં જ તોપોનો મારો જારી થયો. જમ્હિરાના સપાટાભેર, વગર અટકતા

મારામાં યવન સેના આગળ વધતી અટકી, એટલું જ નહિ પણ યવન સેના આ અકસ્માત્ મારાથી એવી તો ગલિત થઇ ગઈ કે તેઓથી ટકી શકાયું નહિ. સમરસિંહે "જય! આશાપૂર્ણાની જય!" એવો ઘોર શબ્દ કરી બે હાથે તલવાર વાપરવા માંડી, તે ક્રુધસિંહ બની ગયો, કલ્યાણ અકલ્યાણ કર્તા બન્યો. જાણે પાપીનો નાશ કરવાને જ ભવાની કોપે ચઢી હોય ને તેનો સિંહ કુદતો હોય તેમ પૃથિરાજનો અશ્વ કુદવા માંડ્યો. વિજળીની માફક પૃથિરાજ અને સમરસિંહની તલવાર ચાલી જતી હતી, આકાશ ગાજી રહ્યું હતું, કોલાહલથી મેદાન પ્રત્યાઘાત કરતું હતું, રાજપૂતો "જય શંકર ! હરહર ! મહાદેવ "નું નામ દઇ કુદતા હતા. મુસલમાનો "અલ્લાહ અકબર "ના નામનો પોકાર કરતા હતા. આવું યુદ્ધ એક કલાક ચાલ્યું. બંનો સૈન્યમાંથી કોઇએ નમણું જણાવ્યું નહિ, એટલામાં પૃથિરાજની તોપની સેના આવી પ્હોંચી, અને તેણે સચોટ મારો ચલાવ્યો કે પા કલાકમાં યવનસેનાએ નાસવા માંડયું. આ નાસભાગમાં કલ્યાણે ૬૦૦૦ મુસલમાનોને કાપી નાંખ્યા. ભયની મારી યવન સેના એવી તો સપાટાભેર દોડી કે તે પણ પાછું વાળી જોવાની હામ ધરી શકી નહિ.

રાજપૂત સેના સધ્યાહ્ન થતાં છાવણીમાં પાછી ફરી તે વેળા તે પુરેપુરી થાકી ગઇ હતી, તેથી જ્યાં જેને ફાવ્યું ત્યાં વિશ્રામ લેવાને બેસી ગઇ. સંધ્યાકાળે સમરસિંહે પૃથિરાજને મળી રાત્રિના વિચાર કરવાને સભા બોલાવી. સમરસિંહના તંબૂમાં સૌ સરદારો ભેગા મળ્યા. મધ્યાસને પૃથિરાજ, તેની બાજુએ સમરસિંહ અને કલ્યાણસિંહ, સામંત ચામુંડરાય અને રાજગુરુ રામદેવ, સામા વિજયસિંહ, પટાવત અજીતસિંહ, સમરસિંહનો સહાય રાજા નાગોપતિ, ચંદેરીપતિ તથા સેનાપતિ, વૃદ્ધ મંત્રી–વિજયનો પિતા, અને બીજા સરદારો હતા.

સૌ મળ્યા પછી સમરસિંહે કહ્યું, "શાહબુદ્દીનને આગલી લડાઇમાં જતો મૂકવામાં આપણે આર્યધર્માનુસાર કાર્ય કીધું છે, પણ આજે જોઇએ છીએ કે હારેલો શત્રુ ફરી ફરી આવે, તેમ તે દોડ્યો આવ્યો છે. બંનો દિવસની લડાઇમાં આપણે શત્રુને ફાવવા દીધા નથી, તેઓને લજ્જીત કરી નસાડ્યા છે. નાસતાપર ઘા કરવો એ રાજપૂતોનો ધર્મ નથી, તેથી બચેલા યવનો ફરી ફરી દોડ્યા આવે છે, માટે શું કરવું !"

રાજગુરુ રામદેવે કહ્યું, "જો મહમ્મદ ઘોરી દેશ તજી જાય તો તેને જવા દેવો, ફરીથી યુદ્ધ કરવાની જરૂર નથીઃ કેમકે અસમર્થ ને નાસતા શત્રુપર ઘા કરવો એ ક્ષત્રિયનો ધર્મ નથી. મારી સલાહ એવી છે કે, મહમ્મદ ઘોરીને દૂત મોકલી જણાવવું કે તે દેશ છોડી ચાલ્યો જશે તો અમે તેને સંમત થઇશું, ને દયાથી છોડી દઇશું."

ચામુંડરાયે જણાવ્યું, "મેં પ્રતિજ્ઞા કરી છે કે મારે શસ્ત્ર પકડવું નહિ, પરંતુ દેશરક્ષાને માટે જ્યારે શ્રીકૃષ્ણે પણ સુદર્શન હાથમાં લીધું હતું તો હું એકવાર મારાં તીરકામઠાં હાથમાં લઇશ, પણ તલવાર પકડીશ નહિ. તીરકામઠાંમાંથી પણ લોઢાની ભાલુડી કાઢી નાંખીશ, માત્ર થોથું જ ઉરાડીશ; એટલે મારી સલાહ તો નિરર્થક છે. પરન્તુ મહારાજ આજ્ઞા કરે તેનાપર આ થોથું મારીશ, તેનો નિશ્ચે પ્રાણ લઇશ."

ચામુંડરાયનાં આ વચન સાંભળી વિજય ગભરાયો, કે રખેને મહારાજ આજ્ઞા કરે કે મહમ્મદ ઘોરીને એ થોથું મારે તો વિનાશ થાય; તે ભયથી કંપી, અધવચે બોલી ઉઠ્યો, "આપ આપનું થોથું હાહોલીરાયને મારો, તે પોતાના પિતા તુલ્ય રાજાને મરાવવાને, વિના અપરાધે મરાવવાને એ દુષ્ટ યવનોને ઘસડી લાવ્યો છે, તો તે પાપી એ દંડને પાત્ર છે."

ચામુંડરાયે કહ્યું, "યુવાનિયાઓની સલાહ લેવાને હું કેદમાંથી છુટી અહિયા આવ્યો નથી, હું તો દેશની સેવા કરવાને આવ્યો છું. મહારાજ આજ્ઞા કરે તો શાહબુદીનને હતપ્રાણ કરું, તે જ આજ્ઞા માગું છું." લાલચોળ આખ કરી પૃથિરાજ બોલ્યો, "ચામુંડરાય, એજ સત્ય છે, હાહોલીરાય જ આ સર્વે સંકટનું કારણ છે." એ સાંભળી ચામુંડરાય મુંગો રહ્યો, જો કે તેણે ધાર્યું કે હવે મહારાજનું આવી રહ્યું છે.

સમરસિંહે સલાહ આપી કે, "હાલ આપણે દૂત મોકલો, ને ઘોરીને જણાવો કે તે સુખરૂપ પાછો જાય તો ઠીક; આપણે તેને જીવતદાન આપીશું." કલ્યાણ અને રાજગુરુ પણ તેને સંમત થયાં, ત્યારે વિજયે કહ્યું, "યવનોની ઇચ્છા છે કે નહિ એ પૂછવાની મારી સલાહ નથી. જ્યારે એ મ્લેચ્છોએ અહંકારી થઇ ભરતખંડમાં આઠમીવાર આવવાની સ્પર્ધા કીધી છે તો હવે તેઓની ઇચ્છા કેવી પૂછવી? આપણે તો તેમને યોગ્ય દંડ આપી, માર મારી દેશમાંથી હાંકી કાઢવા જોઇએ. હવે ક્ષમા કેવી? વૈરીપર દયા કેવી?"

સમરસિંહ શાંતચિત્ત બોલ્યો, "તેને તો આપણે યથેચ્છ દંડ આપ્યો જ છે, અને દુર્બળને મારવાથી ફળ શું? માત્ર એમાં આપણી સેનાનો વિના પ્રયોજને ક્ષય!-એ જ લાભ! આ વેળા પણ તે પાછો ફરે તો ક્ષત્રિય વીર તેને જીવિતદાન આપવામાં-શત્રુને પણ જીવિતદાન આપવામાં પાછો હઠશે નહિ. માટે મારી સલાહ દૂત મોકલવાની છે." સર્વે સભાસદો તેને સંમત થવાથી મહમ્મદ ઘોરીપ્રતિ દૂતમોકલવાનું ઠરાવ્યું.

આ સમયે મહમ્મદ ઘોરી વિચારમાં લીન થઇને બેઠો હતો. તે પોતાના સરદાર તાતારખાં અને કુતબુદીન ગુલામ સાથે વિચાર કરતો

હતો કે, "જો આ વેળાએ જેમ હાર ખાઇને આપણે પાછા આવ્યા છીએ તેમ જ જો બીજી વેળાએ પણ થશે તો આપણામાંથી કોઈ પાછો મુવા જીવતાની ખબર આપવા ગીઝની જવા પામશે નહિ. વિજય આપણા પક્ષમાં છે, તથાપિ જયની આશા સંપૂર્ણ દેખાતી નથી; માટે મારો વિચાર છે કે આપણે સન્ધિને માટે દૂતો મોકલીએ તો યોગ્ય!" તાતારખાંએ કહ્યું, "વિજય બડા કાફર છે, તેના બોલવાપર વિશ્વાસ શો મૂકવો? તે આપણી સાથે પ્રપંચ રમશે તો? રાજપૂતો બડા બહાદૂર છે, તેવા જ જો તે દંશીલા ને દયાહીન હોત તો, ખુદાવંદ, આપણે ખુદાતાલાની દરબારમાં ઘણાં વર્ષો થયાં પ્હોંચી ગયા હોત, માટે હાલ ગુપચુપ પાછા જવામાં ઠીક છે." એટલામાં એક સીપાઇએ આવી હિંદુ દૂતના આવવાની ખબર આપી. હિંદુ દૂત સભામાં આવ્યો, અને પૃથિરાજનો સંદેશો આ પ્રમાણે નિવેદન કીધો, "સાત વાર આપને બંદીવાન કરી અમારી આર્યરીતિને અનુસરી જીવિતદાન આપ્યું છે! આ વેળા પણ તમો પરાજય પામીને નાસી જશો, પણ પકડાયા તો જીવતા રાખીશ નહિ, પણ હમણાં સુખરૂપ જવાની ઇચ્છા હોય તો, દિલ્લીશ્વર તમોને જવા દેશે.' શાહબુદીને તે સમાચાર જાણી પોતાનો પૂર્ણ આનંદ દર્શાવ્યો, ને કૃતજ્ઞતાપૂર્વક એ સન્ધિ સ્વીકારી. પરન્તુ જણાવ્યું કે, "હું સ્વતંત્ર નથી, ગીઝની ખબર મોકલી ત્યાંથી હા આવે હું મુકામ ઉઠાવી જઈશ, ત્યાં સુધી તમો નિશ્ચિત રહો; અને તેનો ઉત્તર સત્વર મોકલી શકીશ." દૂત વિદાય થયા પછી, મહમ્મદ ઘોરીએ વિજયનો એ માટે શો વિચાર છે તે જાણવાને સંકેતસ્થાનપર પોતાનો દૂત મોકલાવ્યો. ત્યારે વિજયે સલાહ આપી કે, "સન્ધિ કરવી, અને સૈન્ય ઉપાડી જવાની તૈયારી પણ બતાવવી. તેમ કરવાથી રાજપૂત સૈન્ય આનંદમાં નિશ્ચિત રહેશે. તે તકનો લાભ લઈ, અકસ્માત્ એકદમ તમે તૂટી પડજો. પહેલા હુમલા વખતે સર્વ સૈન્ય સમરક્ષેત્રમાં લાવતા નહિ, પણ થોડુંક સૈન્ય ગુપ્ત રાખજો. જ્યારે રાજપૂત સેના થાકી જાય ત્યારે છુપાવેલું સૈન્ય આગળ આણશો તો જયલાભ નિઃશંક છે." વિજયની સૂચના પ્રમાણે ત્રીજે દિવસે શાહબુદીને પૃથિરાજને કહાવી મોકલાવ્યું કે, "ગીજની સરકારે સન્ધિનો સ્વીકાર કીધો છે, ને તેઓને થયેલા નુકસાન બદલ સો અશ્વ, દશ હજાર સુંના મ્હોર દંડ તરીકે મોકલાવે છે." આ સમાચાર દૂતે પૃથિરાજને જણાવ્યા તે સાથે વિશેષ આ પણ જણાવ્યું કે, તંબૂઓ ને સામાન ઉપાડવામાં આવ્યો છે. રાજપૂત સેનામાં આ વર્તમાન પ્રકટ થતાં સર્વત્ર આનંદ છવાઈ રહ્યો. યુદ્ધ વાર્તા બંધ પડી; રાજપૂત સૈન્ય આનંદ પામ્યું. મહમ્મદ ઘોરીએ પૃથિરાજ સમક્ષ પોતાની અધમતા સ્વીકારી; અને રાજપૂત

સેનાએ આનંદધ્વનિ અને આશાપૂર્ણા દેવીનો જય બોલાવ્યો. રાજપૂતો શૂરાતનમાં એક્કા હતા, હિંદુઓ દયામાં પ્રપૂર્ણ છે, શરણાગતને અભયદાન અને આત્માર્પણ કરવામાં નિડર હોય છે; રાજ્ય છળ સમજે છે; પરંતુ પોતાના જેવા સર્વેને સરળ હૃદય સમજે છે. મહમ્મદ ઘોરીએ શો પ્રપંચ કીધો છે, આપણામાં ફુટફુટ છે કે કેમ? તે જાણવામાં પૃથિરાજ કે સમરસિંહ કે ચામુંડરાય કોઈ ચતુર નિવડ્યા નહિ. સૌએ શાહબુદીનની સન્ધિની વાત સરળ હૃદયની માની, અને આખા સૈન્યમાં જણાવી દીધું કે, આવતી કાલે દેરા તંબૂ ઉપાડીને દિલ્હી પાછા ફરવાનું છે. આ વધામણીના સમાચાર જાણી રાજપૂતોએ તે રાત્રિ આનંદમાં જ દેવોપાસનામાં ગાળવાનો નિશ્ચય કીધો. સૈનાનિયો પરસ્પર ધાડ આલિંગન કરવા લાગ્યા, પુનઃ પિતા, માતા, સ્ત્રી, ભ્રાતા, કુટુંબ પરિવારને મળીશું તે આશાથી સૌએ એવી તો આનંદધ્વનિ કીધી કે આકાશમંડળ વ્યાપ્તમાન થઈ ગયું. બીજી રાત્રિ ક્ષત્રિયોએ દેવોપાસનામાં ગાળવા દોડાદોડ કરી મૂકી.

બીજે દિવસે પ્રભાતના પૃથિરાજે સેનામાં સર્વત્ર જણાવી દીધું કે આજ રાત્રિના દેવી આશાપૂર્ણાની પૂજા કરી, કાલ રાત્રિના સર્વ સૈન્ય દિલ્હી વિદાય થશે—માત્ર ઉષાવતીના આરોગ્ય માટે થોડી સેના સહિત મહારાજ અત્ર રહેશે. મધ્યાહ્ન થયા પૂર્વે પૂજાનો સામાન લાવવામાં સમગ્ર સેના રોકાઈ ગઈ, કોઈ ફૂલફલાદિ લાવવામાં, કોઈ બલિદાન માટે મેષ અને મહિશ શોધવામાં, કોઈ દશદ્વતીનું નિર્મળ જળ લાવવામાં, કોઈ માટીની મૂર્તિ બનાવવામાં, એમ સર્વ સન્ય હર્ષથી રોકાઈ ગયું હતું. મંડળ મંડળમાં નવીન નવીન મૂર્તિઓની સ્થાપના થતી હતી. રાત્રિ પડતાં કરતાલ સાથે માતાની પૂજા શરુ થઈ. કરતાલ અને દદામાના ઘોર નાદથી દિશાઓ કાંપવા લાગી, વાજીંત્રના નાદથી આકાશ ગગડી ઉઠયું. એક પ્રહર સુધી એમ પૂજા ચાલુ રહી તેટલામાં પશ્ચિમમાં દેખાતી ચન્દ્રલેખા ક્ષયને પામી. ચારે દિશાએ અંધકાર ઝમઝમાટ શબ્દ કરવા લાગ્યો. આકાશના તારાઓ અને શિબિરોમાં અગ્નિ સળગતો હતો તેનો જ પ્રકાશ પડતો હતો. અંધકાર દિશાઓમાં દોડતો હતો, પવન સુસવાટ નાંખી રહ્યો હતો, દિવસના ક્ષત્રિય તલવાર અથડાતી તેનો અવાજ સંભાળતો, તેમ રાત્રિના પવનના બળે વૃક્ષે વૃક્ષ ને પાંદડે પાંદડાં અથડાઈ અવાજ કરતાં હતાં; દિવસના બાણાવળીના બાણના સણુસણાટ શબ્દો સંભળાતા ને રાત્રિના પવનના સુસવાટનો સણસણાટ શબ્દ સંભળાતો હતો; દિવસના મનુષ્ય મરણની ચીસો સંભળાતી ને રાત્રિના પશુ પક્ષીની ચીસો સંભળાતી હતી; આ રાત્રિ યુદ્ધમાં વાજાંઓનું કામ

તમરાંઓ કરતાં હતાં; દિવસના યોદ્ધાઓ શત્રુનો સંહાર કરતા ને વીણી વીણીને મારતા હતા, રાત્રિના વાઘ, વરુ, સિંહ પોતાના શત્રુ (?) હરણ સસલાંને વીણી વીણી (શોધી શોધી) મારતા હતા; તેઓની ચીસોથી દૂરના મેદાનમાં અવાજ થઇ રહેતો, પર્વતો ગાજતા ને પડઘા પડતા હતા. સેનાપતિનું કામ મૃગરાજ કરતો, ને તેનો ગુર્ડગુડુકવાનો અવાજ તોપનું કામ સારતો હતો. મોટા યોધાઓ બથમબથા કરે તેમ રાની પાડા અને સાંઢો વૃક્ષો જોડે બથમબથા કરતા હતા; બળવાન્ મહારથીના ક્રોધમાંથી બચવાને યોધાઓ નાસતા તેમ મૃગરાજ, વરુ અને વાઘના ક્રોધમાંથી છટકવાને નાનાં પશુ પક્ષીઓ નાસાનાસ કરતાં હતાં. રણભૂમિએ રાત્રિના પણ ભયાનક ભાવને ધારણ કીધો હતો. તેવામાં પૂજન પૂર્ણ થયું ને બલિદાન અપાયું; ભેરી નફેરી ને રણસિંગાં વાજી રહ્યાં; ને 'જય આશાપૂર્ણાની જય!' નો શબ્દ દિગદિગન્તમાં ફેલાઇ ગયો. ધૂપને ધુમાડે, બલિદાનમાંથી નીકળતી લોહીની લહરે, અને અનેક પ્રકારના સૌગન્ધિક પદાર્થમાંથી નિકળતા મઘમઘાટે આ પૂજન કાર્યમાં આમોદપ્રમોદ વધારી દીધો હતો.

પછી સૈનિકોએ પોતપોતાના તંબૂની નજીક બેસીને કોઇએ વાર્તાઓ, કોઇએ મહાભારત તથા રામાયણના કથા પ્રસંગો, કોઇએ મહારાજાની કીર્તિનું યશોગાન કરવા માંડ્યું. ત્યારે કોઈએ લાવણી, ખ્યાલ ને ટપ્પા લલકાર્યા! કોઇ એક બીજાના દુઃખની, કોઇ મુસલમાનોની કાયરતા ને કોઇ પોતાના સંકટની, કોઇ બંધુ મરવાની ને કોઇ પુત્રના ઘાયલ થવાની વાતો કરતા હતા. કોઇ પ્રિયાના ગુણની, કોઇ રૂપની, કોઈ નીતિની, કોઇ પ્યારીની, કોઇ પ્રીતિની, કોઇ સ્વપ્નની ને કોઈ વિરહ-વ્યથાની વાતોમાં લીન હતા. કોઇ કોઇ સેનાનિયો તો શારીરિક અને માનસિક લાભ માટે સુતા જ છે, કોઈ એકલા બેઠા જ છે, કોઇ પ્રભુ નામ ભજે જ છે, કોઇ સુરાપાન કરે જ છે, કોઇ ભાંગ રગડે જ છે, કોઇ પીયે જ છે, ને કોઇ "હરહર શંભો! લીજે ભાંગ કા ગોટ, કભી ન આવે ખોટ' ની બૂમ પાડે જ છે! કોઇ કહે છે કે સુખ ક્યાં? આ બંદાને તો આટલા વિના ચાલે જ નહિ.

"બડ પીપલકી છાય, સોબત ભલ્લોકી, રજાડ કસુંબા ઘોળ, સુઠી ચનોકી;
"આખડી ભેંસકા દુધ, સક્કર ગોળનાજી, ઇતના દે કીરતાર, ક્યા બોલનાજી."

એમ બોલી રહ્યા છે; ત્યારે કોઇ કહે કે, "આપણે તો ઘેર જઇને બડી ગમ્મત કરીશું! રાજપૂતાણી કહેશે કે કેમ કેવી લડાઇ મારી? ત્યારે પછી બતાવીશું કે ખરી જોવી છે કે ખોટી? અને ખરી કહુ તો તેની જ સાથે કુસ્તમકુસ્તા ને રંગડા! પછી મુસલ્લાઓની જે ફીસફીસ કાઢી

છે તેનું વર્ણન એવું તો કરીશ, એવું તો કરીશ કે પ્યારી પણ ખુશ-ખુશ !". આમ ચોમેર ઉત્સાહ ઉત્સાહ, આનંદ આનંદ અને જયજયની વાતો ચાલી રહી હતી.

આશાપૂર્ણાની પૂજા કરી સર્વ સૈનિકો વિદાય થયા પછી એક ગંભીર પુરુષ દેવી સમીપ આવી, પ્રણયાંજલી અર્પી, સ્થિરચિત્તે, ગંભીર પણ દીન મુદ્રાથી સમાધિ સાધતો ઉભો રહ્યો. ઘોર કાળ રાત્રિના તે એકલો અનાથ જેવો હતો, ને મહા ભયંકર ભય પ્રસંગ વિચારીને જ જાણે પ્રાર્થતો હોય તેવી તેની વૃત્તિઓ સ્થિર હતી. નિઃશ્વાસ અને પ્રાણ સાથે સાથ જ છાતીમાં ધડકતાં હોય તેમ લાગતું હતું. તે ગરીબડું મુખ પહોળું કરી પ્રાર્થતો હતો તે વેળાએ તેની યોગીન્દ્ર મુદ્રા વિશેષ ગંભીર દીસતી હતી. મેવાડનો સૂર્ય સમરસિંહ એકાંત જોઇને આ સમયે પ્રાર્થના કરવાને આવ્યો હતો, તે દેવીની સન્મુખ થઇ, નેત્ર બંધ કરી, હાથ જોડીને કરગરવા લાગ્યો, "હે મહાદેવિ ! જગત્ જનુની ! ભગવતિ ! ક્ષત્રિયકુળરક્ષણી ! સેવકના લાડ કોડ પૂર્ણ કરનારી દેવી આશાપૂર્ણા ! માજી ! તેં પ્રસન્ન ચિત્તે આજે આ ક્ષત્રિય સંતાનોની આશા પૂર્ણ કીધી છે કે નહિ તે હું જાણી શકતો નથી, પણ માજી હવે તમારું સંહારક સ્વરૂપ સમેટી ક્ષત્રિયોની આશા પૂર્ણ કરો. હે માતાજી ! અમે અમારી કૃતજ્ઞતા કેમ કરી દર્શાવી શકીએ ? પણ મા ! અમે સર્વે ભક્તિ ને ઉમંગથી પૂર્ણ છીએ, ને તારી જે સેવા કરીએ છીએ તેનો સ્વીકાર કર, દયા કર ! મા ! તું સર્વાંતર્યામી છે, એકવાર સહૃદય નેત્રથી અમારાપર કૃપાદૃષ્ટિ કર; ને મારી સામું જો, મારા મનનો ભાવ જો, વિશુદ્ધિ તપાસ, મા તુંજ સર્વની મનકામના પૂર્ણ કર્તા છે." આમ પ્રાર્થના કરી સમરસિંહે ગળગળા થઇને દેવીને સાષ્ટાંગ નમસ્કાર કીધા, પાછો ઉઠયો, ને દેવીનું કોમળ હાસ્યમય વદન નિહાળવા દૃષ્ટિ કીધી, તો દેવીના જ્યોતિમય બંનો નેત્રમાંથી અખંડિત જળધારા વહેતી જણાઇ, તે જળ ગાલપર થઇને જમીનપર પડ્યું તો તે રક્ત સમાન જણાતું હતું.

આ અદ્ભુત દેખાવ જોઇ સમરસિંહ ચમકયો, ખમચ્યો, આભો બન્યો, દીન થઇ ગયો, કાતર જણાયો, તેના મ્હોંનું તેજ નિસ્તેજ થઇ ગયું, તેનું સર્વાંગ રોમાંચિત થયું. યોગીંદ્ર સમરસિંહે જાણ્યું કે; "માનો ન માનો પણ દેવીનાં નેત્રની અશ્રુધારા એ અમંગળની નિશાની છે. રે હાય ! અમે સર્વે દેવીનો શો અપરાધ કીધો છે તે જણાતું નથી, પણ નિઃશંક કંઇ અપરાધ છે ને કોણ જાણે છે, કે આ અશ્રુધારા શું અમંગળ સૂચવે છે !" આવા વિચારમાં લીન થતો સમરસિંહ ગદ્-

ગદ્દિત કંઠે પુનઃ પ્રાર્થના કરવા લાગ્યો. "હે ભગવતિ! અમારો શો અપરાધ છે, શો દોષ છે, કીયું પાપ છે, કે આપ રુષ્ટ થઇ, અમને અમંગળ ભય દર્શાવો છો! દયા! દયા! ક્ષમા! ક્ષમા!" એમ ઘણીવાર આરાધના કીધી, પરંતુ કોઇ રીતે દેવીની મલિન મુખ છબીપર પ્રસન્નતાનો ભાવ જણાયો નહિ. એટલામાં ઘોર ગંભીર શબ્દ થયો. તે જાણે પિત્તળનો રણકો થતો હોય તેવો મધુરો હતો. તે શબ્દ સમરસિંહના અંગને કંપાવનાર, મુન્જાવનાર, ચોંકાવનાર, રોમેરોમ ખડાં કરનારો હતો. "હે ભક્ત, મેવાડના સૂર્ય સમર! અમંગળભાવ સૂચિત કરવાનું પ્રયોજન આ જ કે હવે ક્ષત્રિય દિન અસ્તાચળપર છે! શોચ શાને કરે છે? આ પૃથ્વી કોઇની થઇ નથી ને થવાનીએ નથી. ભલભલા ભૂમિપતિઓને તેણે ત્યજી દીધા છે તો તું કોણ? પૃથિરાજ કોણ? આ ભૂમિ, પ્રતાપી બલિ, વેન, હિરણ્યાક્ષ, રામ, હરિશ્ચન્દ્ર, નળ, રાવણ, મુચુકુંદ ને માન્ધાતાની થઇ નથી, ને વિશ્વંભર કૃષ્ણના સખા અર્જુનને ઘેર પણ બાંધી રહી નથી તો પૃથિરાજ કોણ ગણત્રિમાં છે! રણક્ષેત્રમાં લડનારા, કે જેને માટે જે લડે છે તેમાંના કોઇની તે થઇ નથી! આ ભૂમિમાં જે વીરવર અસાર સંસારમાં માયિક ભાવ ત્યજીને પોતાના ધર્મને વળગી લડે છે, તેનુંજ યશોગાન થાય છે. વીરપુત્ર! વીરબાહુ! રણમાં રંગ રાખ, તે જ તુજ કીર્તિને તેજસ્વી રાખશે."* એટલું બોલી તે વાણી વિરામી. પછી નિરાશ અને આનંદરહિત હૃદયથી સમરસિંહે પૂજા સમાપ્ત કીધી. પણ આ સર્વનું કારણ તે યથાર્થ સમજી શકયો નહિ, પણ નિઃશંક માન્યું કે કંઇ અમંગળ શેષ રહ્યું છે. પછી દેવીના દેવાલયમાંથી બહાર નિકળી વિચારશીલ તે તંબૂમાં આવ્યો, પણ આ વાત કોઇને જણાવી નહિ. તે શોચ કરવા લાગ્યો કે હજી અરિષ્ટ ખસ્યું નથી, સંકટ મ્હોટું છે, પણ આ વર્તમાન કોઇને પણ નિવેદન કરીશ તો આ આનંદમાં સર્વ કોઇ નિરુત્સાહ થઇ જશે; આખી રાત્રિ તે જાગૃત રહ્યો, ને પોતાની સીસોદીયા સેનાને વરદી આપી કે આજની રાત્રિ કોઇએ પણ શયન નહિ કરતાં સાવધચિત્ત દેવીની પ્રાર્થના કરવી.

જે સમયે સમરસિંહ વ્યાકુળચિત્ત આ અશુભ લક્ષણનું ફળાફળ વિચારતો હતો. તેજ ક્ષણે દેશદ્રોહી વિજયસિંહ દશદ્વતી નદીના દક્ષિણ તટપર ચિંતાતુર ચ્હેરે આંટા મારતો હતો. તે ઘડીકમાં પીઠ તરફ દૃષ્ટિ કરતો, ઘડીકમાં સામી દૃષ્ટિ કરતો હતો. મધરાત્રિ થઇ ગઇ હતી; હિંસક પશુઓ વન ગજાવતાં હતાં. તેનાથી તે ડરતો નહોતો, પણ પીઠેથી આવી કોઇ તોટો પીસે તેનો તેને ડર હતો. તે વિચારતો કે, નાઠેલો કવિ ચંદ તો નહિ આવી પ્હોંચે—તેનાથી ઘણો સાવધ રહેતો હતો. એટલામાં નદીપારથી

---

* ચંદના રાસમાંથી સાર.

ત્રણ રાજપૂત વેશધારી યવનો ધીમે ધીમે તેની પાસે આવ્યા. તેઓએ સશંકિત ભાવથી એકવાર તો ચારેકોર દૃષ્ટિ ફેરવી. પછી મૃદુ તથા સતર્ક ભાવથી વિજય સાથે વાતચિત કીધી ને પા કલાકમાં તે ત્રણે દૂતો ચાલ્યા ગયા ને વિજયસિંહ પણ ધીમે ધીમે શિબિરમાં આવ્યો.

એ સમયે પૃથિરાજ અને કલ્યાણસિંહ મૂર્છિત ઉષાવતી, જે ચૈતન્યને ત્યજી જવાના એક નિશ્ચયથી પતિપ્રેમમાં લીન થઇને, તેની જ સમાધિ ચઢાવી બેશુદ્ધ પડી હતી, તેના પર્યંકપર બેઠા હતા. રણવિજય મેળવી, સર્વે કાલે પ્રભાતના દિલ્લી જશે તે વાર્તા સાંભળી, એ તંબૂમાં આનંદ આનંદ દેખાય છે ! પરંતુ કલ્યાણ ! હાય ! તેની દશા વિપરીત હતી. પોતાની મનોકામના-ઇચ્છિત કામના વ્યર્થ ગઇ તેથી તેનું હૃદય ધડકતું-કંપતું-શોચતું-રડતું હતું ! રણમાં મૃત્યુને વશ થઇ આનંદ પામીશ તે આશા અફળ ગઇ તેથી તે રડતો હતો.' તેનું હૃદય દુઃખથી પૂર્ણ હતું ! આ જગતના અવિચારી કૃત્યનો ન્યાય કરે છે, તેને નિંદે છે-તેનું તે પ્રાયશ્ચિત્ત કરે છે-શિક્ષા સહે છે-તે જ નરકની પીડા ભોગવે છે. રણમાં મૃત્યુનો વિચાર જ તેણે સ્થિર કીધો હતો તે આપણે જાણીએ છીએ. પરંતુ કાળનું ચક્ર વિચિત્ર છે, 'ધાર્યું ન થાય, થવાનું તે થાય,' એ તેનો દ્રઢ નિયમ છે. આ જગતમાં કોઈ પણ સ્થળે, કોઇ પણ અવસ્થામાં મનુષ્યનું ધાર્યું કોઈ દહાડે થયું નથી ને થવાનુંએ નથી, તથાપિ મનુષ્ય-ગાંડો મનુષ્ય-પોતાની ઇચ્છા પ્રમાણે કાળની રેંટમાળ ફેરવવાનું મિથ્યા મથન કરે છે. તેને ભાન નથી કે એ શું છે ! જગનાયક-જગન્નાટકના સૂત્રધારે જગખેલના પડદા પાછળ કેવાં પાત્રોની ગોઠવણ કીધી છે ને ત્યાંથી કેવો વેશ ભજવનાર છે તેની કલ્પના જગશ્રોતૃગૃહમાં વિરાજીત શ્રોતાઓ જાણતા નથી-કલ્પી પણ શકતા નથી. તેવી જ કલ્યાણની અવસ્થા છે ! તેણે મૃત્યુ શોધ્યું, પણ જડયું નહિ. શોધવા ગયો ને જડયું; જાણ્યું કે મૃત્યુ તો સહેલ છે, હમણાં આવશે, પણ તે નાઠું, તેથી તે પરિતાપને પામી આથડે છે. "મ્હેં ધાર્યું હતું કે યુદ્ધમાં મરણ પામીશ, ઉષાવતીથી પહેલાં આ પાપી પ્રાણ જશે, પણ હાય ! દૈવ બે ડગલાં આગળનું આગળ છે. રણસંગ્રામમાંથી મરણ નાઠું, કારણ ? બીજું શું ? ઉષાવતીને આ દુઃખ પીડા ભોગવાતી જોવાને હું જીવું છું. હવે એક જ ઉપાય છે-આત્મહત્યા.!" પણ આ વિચાર લંબાવતાં તે અચકયો ! એક ક્ષત્રિય વીરવર આત્મહત્યા કરે ! દુઃખમાંથી છુટવાને સ્વઘાત કરી દીન અને જગતમાં મૂર્ખ ઠરે ? આવું અધમ કાર્ય ક્ષત્રિયથી થાય ? વિચાર્યું કે આત્મહત્યા તો કાયર પુરુષનું કર્મ છે, અને એવું કરીશ તો ચિતોડ રાજ્યવંશને કંઈ થોડું અપમાન નથી. એમ કરવાથી ક્ષત્રિય સહનશીળતાનો લોપ થશે ! નહિ, નહિ !

એમ તો કદાપિ પણ થાય નહિ ! હું આત્મહત્યારો નહિ બનું ! પણ જીવતો રહીને આ દુઃખદાવાનલમાં–આ નિરંતરના અગ્નિમાં પ્રજવળ્યા કરું ? પણ એ તો પાપનું પ્રાયશ્ચિત્ત થશે. હવે તો હું નિર્જન, જ્યાં વૃક્ષ કે પત્ર નહિ હોય ને સૂર્યનો તાપ અગ્નિ પેરે લાગતો હોય, જ્યાં પશુ પક્ષી નહિ હોય, તૃણ ન હોય, લતા ન હોય, એવા અરણ્યમાં જઈ, રેતીના સુખને માટે દેવતાઓની પ્રાર્થના કરીશ, જ્યાં અગ્નિ હશે તે રણમાં બેસી, ઉષાવતીના અગ્નિના તાપમાં પ્રજ્વલિત થઇ ધાતુઓ રસમય થઇ વહેતી હશે તેવા અગમ્ય ભયાનક પર્વતમાં રહી હું ઉષાના કલ્યાણ માટે પ્રાર્થના કરીશ. હું મરીશ નહિ, આ દેહે જ પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ. વિશેષ પીડા ભોગવીશ ! મરવાથી આ મારા પાપમાંથી છુટીશ નહિ, પણ નિરંતરની પીડાને પાત્ર ઠરીશ ! તેથી કદાચ મારા પરલોકના દુઃખનો નાશ થશે. બસ, પ્રાયશ્ચિત્ત જ કરીશ ! નહિ મરું તો શું ને ન મુવો તેઓ શું !" આ પ્રકારે દુઃખદાવાનળમાં બળતો તે ઉષાવતીનું મુખકમળ એકી ટસે જોઇ રહ્યો હતો, તેમાં જ ત્રણ પ્રહર વીતી ગયા.

એટલામાં દૂર ભયાનક કોલાહલ સંભળાયો. સૈનિકોમાં આકાશ ફાડી નાંખે તેવી કીકીયારી પડી રહી ! પૃથિરાજ આશ્ચર્યચકિત થઇને બોલ્યો, "રે વળી એ શું ?" ને કલ્યાણપ્રત્યે દૃષ્ટિ કીધી. ક્ષણે ક્ષણે શોર બકોર વધતો ગયો, એટલે ધીરજ નહિ ધરતાં પૃથિરાજ કલ્યાણને તેડી તંબૂ બહાર આવ્યો.

---

## પ્રકરણ ૩૨ સું

### પ્રેમમૂર્છા તે પ્રેમમૃત્યુ




ત્રિ પુરી થઇ. સળસ્કું થયું. પુત્રીવત્સલ રાણી, મૂર્છિત ઉષાવતીનું મુખ જોઇ રહી છે, વચે વચે લાંબા લાંબા નિસાસા મૂકે છે, તેનાં નેત્રમાંથી પાણી તો સુકાતું જ નથી. વખતો વખત ઉષાવતીના વિખરાઈ ગયેલા વાળ બરાબર ગોઠવે છે, વખતે તે કન્યાનું મ્હોં જોઇ મોહ પામી ધીમેસ્તથી ચુંબન કરે છે, દાસીઓ તાપમાંથી બચાવવા માટે પંખો નાંખે છે, ને વખતે રાણી પંડે કન્યાને પંખો કરે છે, વખતે કન્યાનું માથું ખોળામાં લે છે, વખતે ઓસીકે મૂકે છે, વખતે પ્રાર્થના કરે છે કે, "હે ઇશ્વર ! તું આ કન્યાને સાજી કરી મને ઉપાડી લે."

પ્રભાતના શીતળ સમીરમાં કન્યાને કંઈ જાગૃતિ આવી, અને શૂન્યદૃષ્ટિએ ચારેકોર જોવા લાગી; તો માત્ર માતુશ્રી જ હતી. તે નિરા-

રા ને શોકમય મ્હોંએ બેઠેલી હતી; દાસીઓ પુતળાં પેરે ઉભી હતી. તે જોઈ ઉષાવતી આશ્ચર્ય પામી, ને આ સર્વનું કારણ શું છે તે સમજી શકી નહિ. માતાને રડતી જોઇને તે બોલી, "મા શું છે ? તું કેમ રડે છે ? તને કંઇ પીડા થાય છે ?" એટલું બોલી રાણીનો હાથ લઇ પોતાની છાતીપર મૂકયો; ને પુનઃ બોલવાનો પ્રયત્ન કરવા જતાં તે પુનઃ નિશ્ચેત થઇ પડી. રાજકન્યાની આ અવસ્થા જોઇ રાણી એટલું બધું તો રડી કે તેનાં અશ્રુથી કન્યાના કેશ ભીંજાઇ ગયા.

થોડા કલાક પછી કન્યાનું માથું ખોળામાંથી ઓસિકાપર મૂકયું, એટલાંમાં ઉષાવતી અકસ્માત્ બોલી ઉઠી, 'પિતા–યુવરાજ !" તે જોઇ રાણી ગભરાઈ, અને માથું ઓસિકાપરથી પાછું ખોળામાં લીધું, તેણે ધાર્યું કે ઉષાવતીના માથામાં ઘા થયો છે, ત્યાં કંઇ પીડા થવાથી તે બુમ પાડી ઉઠી હશે; પણ થોડી ક્ષણમાં જાણ્યું કે તે સ્વપ્નાવસ્થામાં પડે છે, આ વેળા રાજકન્યા ઘોર સ્વપ્નમાં રમણ કરતી હતી. તે જાણે કલ્યાણ સાથે યમુના તટપર પ્રેમ વાર્તા કરતી ફરે છે. તે વેળાએ કલ્યાણ રાજકન્યાને ઘુંટણે પડી લજ્જીત ભાવથી પોતાના દોષની ક્ષમા માંગે છે ને ગળગળો થતાં તેનાં નેત્રમાંથી અશ્રુધારા પડે છે. પછી જાણે કલ્યાણને ઉઠાડી, તેનું આહ્લાદમય મુખડું જોઈ પોતે મનમાં ને મનમાં તેને ક્ષમા કરે છે, ને પ્રસન્ન થાય છે, પણ લજ્જાતી હોવાથી તે બોલી શકતી નથી, માત્ર હોઠથી સુમધુરું હાસ્ય થઈ જાય છે; ને પ્રેમપૂર્વક નમન કરતી સ્થિર જ્યોતિ મનોભાવ દર્શાવે છે. તે વાતમાં ને વાતમાં કલ્યાણ પુનઃ ઉષાવતીને પગે પડી તેના પગ પકડવા જાય છે, એટલે ઉષાવતી લજ્જાથી હસતી હસતી પાછી સટકી ગઈ અને બોલી, "પ્રાણ ! ઉઠો ઉઠો ! હોય ! હવે હું તમને આ કરુણાળ અવસ્થામાં જોઈ શકતી નથી ! શું તમે મારી માફી માંગો છો ? બોલો, આ દાસી માફી આપવા પાત્ર છે ? તમે શું અપરાધ કીધો છે કે હું માફી આપું ? શું પ્રિયા–પ્રિતમને–નાયકને ક્ષમા આપવાને અધિકારી છે કે ? હું તો તમારા કોઇ દોષ જાણતી નથી.તમે તો મારા પ્રાણ ! મારા દેવ ! દેવોના દેવ છો ! દેવ દોષ કરે તો શું મનુષ્ય ક્ષમા કરી શકે ? હવે સ્પષ્ટ મનથી બોલો, વ્હેમ દૂર કરો, હવે આપ મને છળપ્રપંચી નહિ સમજો એટલે જ બસ ! મારાપર પ્રસન્ન રહો એટલે હું કૃતકૃત્ય થઇશ ! તેથી મારું હૃદય આહ્લાદ પૂર્ણ થશે. આ ક્ષુદ્ર હૃદયમા આપના દોષ જોવાનું, પણ સ્થાન નથી, તો રાખવાનું તો કયાંથી જ હોય ? પતિના દોષ જોનારી સ્ત્રી દુશ્ચરિતા, અધમા ને પાપિણી છે ! હું એ સર્વથી મુક્ત છું ને મુક્ત રહેવાને પ્રાર્થના કરીશ." કલ્યાણ આવાં

વાક્યો સાંભાળતાં આનંદમાં લીન થયો. તત્ક્ષણે બંનો સંપૂર્ણ સુખી થયાં. અંગોઅંગ આનંદ વ્યાપી રહ્યો. આ દેખાવ જોઇને દૂર ઉભેલા લોકો હસી પડ્યા, ને બંનો શરમાઇ ચાલતાં થયાં.

પછી જાણે સંધ્યાકાળ પડી. દંપતિ સ્વાભાવિક શાન્ત અને મધુરાં બની ગયાં. રુપેરી ચંદરવા જેવી ચન્ની નદીપર છવાઇ રહી હતી, સંધ્યાકાળનો પવન વૃક્ષ લતાઓને ધીમે ધીમે ડોલાવતો ને વચ્ચે વચ્ચે મૃદુ મધુરો વીણાનાદ કરતો હતો. વચ્ચે વચ્ચે યમુનાજળ શબ્દાયમાન થઇ, વૃક્ષોની સાથે અથડાતું હતું. યમુના નદીનું જળ આ વેળા સ્ફટીક જેવું સ્વચ્છ દેખાતું હતું. ધીમા સ્વરવાળી, તટ સાથે અથડાતી તરંગમાળા નૃત્ય કરતી જણાતી હતી. નદીના વમળમાં તે તરંગમાળા સાથે આકાશ પણ નૃત્ય કરતું જણાતું હતું. ચારેકોર શોભા, ચારેકોર આનંદ, ચારેકોર શાન્તિ હતી. એટલામાં અકસ્માત બીજો દેખાવ ઉષાવતીની દૃષ્ટિએ પડ્યો. પૃથ્વીપરની સર્વ શોભા બદલાઈ ગઈ, તે ભયાનક જણાઈ, તે રુદ્રરૂપ જણાઈ; શાન્તિને સ્થળે અશાન્તિ ઉપસ્થિત થઈ: ભયાનક કોલાહલથી દિશાઓ ગાજી રહી, ચારેકોર મધુરા શબ્દને બદલે ભયાનક શબ્દ ગાજી રહ્યા; આકાશમાં ચન્ની પણ નથી, તારાએ નથી, ઘનઘોર ઘટાથી આકાશ ઘેરાઈ ગયું, કાળી માઝમ રાત્રિ છમછમાટ કરી રહી; ભયાનક અંધારાની દોડાદોડી થઈ રહી; વાયુના સુસવાટાથી ને વર્ષાદના ગર્જનતર્જનથી પૃથ્વી કંપી ઉઠી; નદીના નાના નાના તરંગો પર્વત સમાન મોજાઓમાં બદલાઈ, તીરની માફક વાંકાટીકા ઉછળાતા જણાયા, પણ વિજળી ચમકતી નથી—વર્ષાદ પણ પડતો નથી—માત્ર તોફાન જ છે. અંધારામાં કોઈ આશ્રમસ્થાને દેખાતું નથી. આવી કવેળાએ ઉષાવતીને માટે કોઇ આશ્રમસ્થાન શોધવામાં કલ્યાણ ગુંચવાઇ ગયો; પણ પ્રાણપ્યારી ભૂલી ન પડે તે માટે તેનો હાથ દૃઢતાથી પકડી આસપાસ જોતો હતો, એટલામાં, આ ભયંકર તોફાન જોઇને, ઉષાવતી ડરની મારી તેના ખભાપર મૂર્છિત થઈ પડી, નદીના લોઢ પર્વત જેટલા ભયાનક ઉંચા થઇ કિનારાપર પડવા લાગ્યા, અહિયાં ઉષાવતીના સ્વપ્નાનો દેખાવ પાછો બદલાયો.

મોટા મોટા લોઢ તરંગના આકારમાં બદલાઇ ગયાં, ભયંકર લોઢને બદલે નાના તરંગો જણાયા, ક્ષણમાં તે તરંગો અસંખ્ય હોડીઓના રૂપમાં બદલાઈ ગયા. હોડીઓ કીનારે આવી, એટલે તેમાંથી અગણિત મુસલમાન સિપાઇઓ, નદીના કિનારાપર કૂદી પડ્યા. વાયુના સુસવાટા ને મેઘની ગર્જનાને બદલે અલ્લાહો અકબરનો શબ્દ ગગન મંડળ સુધી પહોંચી ગયો; અને અસ્ત્રોનો ઝણઝણાટ શબ્દ સંભળાવા લાગ્યો. આ

યવનોને જોઇને કલ્યાણનું ક્ષત્રિય રક્ત ઉછળી આવ્યું, તેણે ઉષાવતીનો હાથ મૂકી દીધો, તેને ભૂલી ગયો. ક્રોધમાં તલવાર કાઢીને ઉષાવતીને તેવી જ દુરવસ્થામાં મૂકીને, તે તીરવેગથી યવનોની સેનામાં ઘૂસ્યો. આમ અકસ્માત્ યવનોની સેનામાં એક ક્ષત્રિયને પ્રવેશ કરતો જોઈ ઉષાવતી મૂર્છિત થઇ પડી.

વળી સ્વપ્નસ્વરૂપ બદલાયું. જોયું તો તે યમુનાના એક કિનારાપર મૂર્છિત પડી છે. પણ તે યમુના નથી, પણ રુધિરની નદી છે, તેમાંથી અનેક તરંગો ઉછળી ઉછળી તેના પગને અથડાય છે, કિનારાપર અનેક મુડદાં પડ્યાં છે, તેની વચમાં તે પડી છે. શિયાળવાં ને કુતરાં, ગીધ, બાજ ને કાગડાઓનો શોર બકોર થઈ રહ્યો છે, તેઓ લડે છે. ઝુંડના ઝુંડ મુડદાં પિંખવાને ઉતરી પડે છે, થોડે દૂર રણવાદ્ય વાગતાં સંભળાય છે, પડઘમના અવાજ થાય છે, ને તલવારનો ખણખણાટ સંભળાય છે, ભયથી કંપતી તે થોડી વારે મુડદાંની વચમાં બેઠી થઇ, તો એક ભયાનક દેખાવ નજરે પડ્યો. તેના પિતા પૃથિરાજ યવનોના હાથમાં કેદી થઇ ઉભેલા છે ને તેના હાથપગમાં બેડીઓ પડી છે. સામો રાજમહેલ જણાય છે, તેમાંથી એ જ ક્ષણે આગના ભભુકા નિકળતા દેખાય છે. એ સર્વ ભયાનક દેખાવ જોતાં તેને ચક્કરી આવી મૂર્છિત થઇ પડી. પડતાં પડતાં તેણે જોયું તો તેની પાસે જ કલ્યાણકુંવરનું મુડદું પડેલું હતું. સ્વપ્નમાં એવો દેખાવ જોઇને જ, તે "પિતા–યુવરાજ?" એમ બુમ મારી ઉઠી હતી.

તે જોઇ રાણીએ પૂછ્યું, "બ્હેન, ઉષા! ઉષા! તું કેમ ચમકે છે?" તે સાંભળી ઉષાવતી સચેત થઇ, ધીરે ધીરે કમળનેન ઉઘાડ્યાં. એક લાંબો શ્વાસ લઇને તે બોલી, "ઓ મા! મા!" ત્યારે પુનઃ રાણીએ પૂછ્યું, "બ્હેન! શું કંઈ બ્હીધી છે?" ઉષાવતી ધીરે ધીરે અતિ મૃદુ સ્વરથી બોલી, "મા! મને એક ઘણું નઠારું સ્વપ્ન આવ્યું હતું. તેથી મા–પિઃ–તા–રે–તે–તે–" એટલું બોલતાં તેનો કંઠ સુકાઇ ગયો, મ્હોની, પીળાશમાં લાલાશ છવાઇ ગઇ, પણ તે કલ્યાણનું નામ બોલી શકી નહી. તે માત્ર એ જ બોલી; "તેઓ કયાં છે? તેઓને જોવાની મને ઘણી ઇચ્છા છે. મ્હેં સ્વપ્ન જોયું તેમાં પિતા–યુવરાજ!" ઉષાવતી વધારે બોલી શકી નહિ. તેનું મ્હોં જ બંધ થઈ ગયું, ને અંગની નબળાઇથી તે શાંત પડી રહી.

થોડી વારમાં વૈદરાજ આવ્યા, અને તે, રાજકન્યાની આજે કંઇક મૂર્છા વળી છે ને તે કંઇક બોલી પણ છે? તે જાણીને ચકિત થયા કે એ શું? એ સુલક્ષણ કે કુલક્ષણ! કુંવરીની અતિશય પીડાથી નિત્ય આશંકા કરતો હતો કે, કોણ જાણે કયારે એનું મૃત્યુ થશે, તેમાં અકસ્માત્ આ

દીપી, પ્રકૃતિ વિકાર રહિત રહી ને પડતાં પડતાં, "યુવરાજ! માત! પિતા! હું આવી!" એ નામો તુટક તુટક શબ્દથી બોલતાં નેત્રો મીંચી દીધાં! તે અનંત નિદ્રામાં–ધાડ નિદ્રામાં પડી!

પ્રાણત્યાગ સમયે તેની મુખાકૃતિ વિશેષ તેજસ્વી દેખાતી હતી–તેના મુખમંડળમાં સ્વર્ગીય શાન્તિભાવ લખલખાટ કરી રહ્યો હતો. તેના અધરોષ્ઠ કિંચિત્ ભિન્ન હતા ને નેત્રો અર્ધ મીંચાયલાં હતાં. તે પરથી એમ લાગતું હતું કે, હજી કંઇ બોલવા ઇચ્છતી હતી, પણ બોલી શકી નહિ. કન્યાનું છિન્નભિન્ન હૃદયે બોલવું, મસ્તકનું પડવું, શ્વાસનું બંધ પડવું, એ સર્વે જોઇ રાણીએ એક ચીસ પાડી. રાજબાળાના નાક મ્હોંપર હાથ મૂક્યો, પણ તે નિશ્વાસ, નિઃસત્વ, નિઃપ્રાણ હતી. તે સ્વર્ગીય પુતળી, બ્રહ્માએ પણ તપશ્ચર્યાની વેળાએ ઘડેલી હોય તેવી પુતળીસમ શોભી રહી. તેની શરીરચેષ્ટા બંધ પડી, રાણીએ મસ્તક નીચું નમાવ્યું, તેનાં નેત્રમાંથી અખંડિત જળધારા વહેવા માંડી. ઉષાવતી માંદી પડી તે જ દિવસથી રાણીએ અન્ન જળ નિદ્રાનો થોડો ઘણો ત્યાગ તો કીધો હતો જ, આજે સ્વાભાવિક જ સૌનો નિત્યનો ત્યાગ કરી, તે મૂર્છિત થઇ પડી.

દાસીઓએ ગુલાબજળ વગેરે લાવીને છાંટયું, એટલે થોડી વારે તે બ્હાવરી બ્હાવરી બેઠી થઇ. ઉષાવતીને જોઇને તે રડી, સિપાઇયો પ્રતિ દૃષ્ટિ કીધી, એટલે પોતે કેવી અવસ્થામાં છે તેનું ભાન આવ્યું! તે હમણાં પતિવિહોણી, કન્યાવિહોણી, રાજ્યવિહોણી હતી. યવનોના હાથમાં દેશ સપડાતો હતો, તે જાણી તેની છાતી ફાટફાટ થતી હતી, હૃદય કટકે કટકા થતું હતું. તે ગભરાટમાં ઉઠી ન શકી, બોલી ન શકી, જોઇ ન શકી, પણ તેનાં નેત્રોમાંથી અશ્રુધારા ખળખળાટ વહેતી હતી ને મૃતકન્યાને છાતીએ લગાડી પોકેપોકે રોઇ અને અંતર્ગત બોલી;

"શશી વિના સુખ શું સુજતે હવે,
"નથી પતિ પુત્રિ સુખ શું આ ભવે?
"શિર જતે જીવ ના ધર જીવવું,
"પ્રિયપતિ વિરહે પ્રભુ શું હવું!

"તવ આશા રહી છું, ઉદાસ મનથી, પ્રાણ કન્યા બે ગયા,
"વિયોગ ઘા દિલમાં થયો, પ્રભુની કૃપાના લે થયા!
"ગયો દેશ ને ગયું રાજ, જીવ, સતી સુંદરીનો રહી શકે?
"ના! ના! શાન્તિ જીવને, નથી આ ક્ષણ ખુંચે કંટક, રહિ ન શકે!

"ઓ નાથ આવું, ઓ બહેન આવું;
"ઉભા રહો આ આવી હું રાણી!
"કળ નથી ચિતમાં મને;
"જોગી આ સંત ચઢે રણે!

રાણી બોલતી બંધ થઈ કે, એક સિપાઇએ કહ્યું, "રાણીજી! કોલાહલ વધતો જાય છે, હવે વિલંબ કરવામાં વિશેષ વિપત્તિ આવશે. માટે હવે તો ઉઠો તો સારું!" એ સાંભળી રાણી જાગૃત થઈ ગઇ, ઝટપટ અંગના શણગાર ઉતારી ફેંકી દીધા!, કાછોટો માર્યો, આંખ લુંછી નાખી, કેશ છૂટા મૂક્યા. તે જાણે ભયંકર કાલિકા કે ચંડી જેવી ઉન્માદવેશી મૂર્તિ જેવી જણાવા લાગી, ઉન્માદ અવસ્થામાં શૂન્ય દૃષ્ટિથી ચારેકોર જોઇ હૃદયભેદક ગંભીર સ્વરથી તે બોલી, "વિપત્તિ કેવી રે! મને હવે સંકટ શું ને વિપત્તિ કેવી? સંકટનું હવે મને ભય જ નથી. જેને વિપત્તિનો ભય હોય તે ચાલ્યા જાઓ, લૂટાયા પછી જેને ભો હોય તે ચાલ્યા જાઓ! જેને જીવિત વ્હાલું હોય તે ચાલ્યા જાઓ! હું નાસીશ નહિ, ક્ષત્રાણી છું, વીર પતિની પત્ની છું, વીરબાળા છું! સ્વામી, પુત્રી તથા રાજ્યથી વિખૂટી પડવા પછી નાસવું, તે મને ખબર નથી. પાલખી, મેનો! ચલ લાવ, ચિતા સળગાવો, આ હું સ્વામી પાસ જઇશ! યવનોનો—મ્લેચ્છોનો મને ભય નથી! ભય હોય તો નાસો! પ્રાણ બચાવો! મારે તો મૃત્યુ પ્રિય છે! જે કાયર હોય શે જનુનીની કુખ લજવે, વા ક્ષત્રિય રક્ત કલંકિત્ત કરે, સ્રીની રહોડમાં ભરાઇ બેસે. પણ મારે ખૂણે ભરાઇ, યવનોના હાથમાં પડી જીવવું નથી, જીવવું મને ગમતું નથી. જીવવામાં સુખે નથી ને જોતીએ પણ નથી. દિલ્લીશ્વરની—ચક્રવર્તીની—શત્રુઓના શિર ઉડાવનારની, ચંડાળ પાપી મ્લેચ્છને બંદીવાન કરનારની, શાહબુદ્દીનપર અનેકવાર ઉપકાર કરનારની, નીચે મ્હોંયે દિલ્લીશ્વરને પગે પડી દંડ દેનારની પત્ની છું. તે દુષ્ટ પાપીના હાથમાં પડીશ? નહિ! નહિ! હું પટ્ટરાણી છું, રાજરાણી છું, તેવી જ અવસ્થામાં જ મરીશ. રાજરાણી જ રહીશ. કંઇ ક્ષત્રાણી લોંડી ચાકરડી કે ગોલી દાસી થશે નહિ. હું રાજરાણી તરીકે મરીશ, ક્ષત્રાણી તરીકે મરીશ, વીરસન્નારી તરીકે મરીશ, સતી તરીકે મરીશ, પવિત્રપણે મરીશ; લક્ષ્મી ચળ છે, જગત્ ચળ છે, સર્વ અસ્થિર છે, પણ વિશુદ્ધિ અવિચળ છે. પરમ પવિત્ર છે, યશદાયી છે, જગતમાત્રનું તારણ કરનાર છે, તેને વરીને મરીશ. યવન અહિંયાં આવે છે? જોઉં, કેમ આવે છે, તેઓના સહસ્ર કટકા ઉરાડીશ!" એમ બોલતાં હુકમ કીધો, "ચિતા સળગાવો!" અને વીર ક્ષત્રિયોને લજ્જિત્ત કરી, તેઓના રોમેરોમ શૂરત્વનું ઉદ્દીપન કીધું! તુરત રાણી રાજકન્યાને ઉઠાવી, વીરપણામાં જ તંબૂ બહાર નિકળી પડી!

## પ્રકરણ ૩૩ મું
### વિશ્વાસે ફસાવ્યા



પૃથિરાજ અને કલ્યાણ રાજશિબિરમાં રાજબાળા ઉષાવતી પાસે હતા. સમરસિંહદેવી આશાપૂર્ણાએ જે ભવિષ્ય સૂચવ્યું તેના શુભ લક્ષણપર વિચારલીન હતી. અને આર્યાવર્તના ભવિષ્ય માટે શોચતો હતો કે આપણા જ કપાળમાં પરદેશી પરધર્મી મ્લેચ્છોનો નિવાસ કરાવવો, તેની કાળી ટીલી લખાયલી દૃષ્ટિમર્યાદામાં ભાસે છે. તેથી ગળગળો થતો ને પરસેવાના ઝોબેઝોબમાં ભીંજાતો હતો. રાજપૂત સેનાનીઓ આનંદ ઉત્સવમાં તલ્લીન થઇ, રાગતાન અને મધુપાનમાં મસ્ત થઇ, શસ્ત્રઅસ્ત્રો બાજુએ મૂકી નિશ્ચિત જીવે અંધકારમાં બેસીને આનંદમાં કલ્લોલ કરતા હતા, તે વેળાએ વિજયસિંહ પોતાના તંબૂમાં જતો ને આવતો, નદી તરફ નજર કરતો, કંઇ પગલાં સંભળાવાના ભણકારા વાગતા, વળી બંધ થતાં ત્યારે ઉત્સાહ રહિત થતો, એમ પહોરો ભરતો હતો. એ જ સમયે મહમ્મદ ઘોરીની છાવણીમાં જૂદો જ ઉદ્યોગ મચી રહ્યો હતો. સઘળા મુસલમાન સરદારો ઘોરીના તંબૂમાં ભેગા થયા હતા, ને ત્યાં કોઇના આવવાની વાટ જોતા હતા, થોડીક ક્ષણમાં ત્રણ રાજપૂત વેશધારી યવનો આવ્યા. એમનો એક પેલો જ દૂત, જેને કરણસિંહે પર્વતપરથી નસાડ્યો હતો તે હતો. પોતાનો છદ્મવેશ કહાડી નાંખીને ઘોરી સાહેબને કુર્નિસ બજાવી તે દૂત બોલ્યો, "હવે વિલંબ કરવાનું કામ નથી. વિજયસિંહે જણાવ્યું છે કે, હમણાં રાજપૂત સૈન્ય આનંદમાં લીન છે, સર્વે સામંતો સ્વસ્થ બેઠા છે, એકદમ હલ્લો કરવામાં આવશે તો ફતેહ નક્કી થશે. સત્વર ઉઠો." આ આનંદજનક વર્તમાન સાંભળી ઘોરીની આંખો ચળકવા લાગી, અને તાતારખાન, કુતુબુદ્દીનખાન, મહમ્મદ બખત્યાર, ગીલઝાઇ સરદાર હુશેનખાન, કંદહારનો સરદાર હુમાયુખાન વગેરેએ પોતાની સંમતિ આપી કે, આવો તાગડો પાછો આવશે નહિ, માટે સત્વર સૈન્યને સજ્જ કરી, નદી ઉતરી એકદમ છાપો મારવા તૈયારી કરવી લાભકારક છે. આ આજ્ઞાનો તુરત જ અમલ કરવામાં આવ્યો. એક કલાકમાં સર્વ સૈન્ય સજ્જ થઇ ગયું ને ધીમે ધીમે ઘોડાના ડાબડા પણ ન સંભળાય તેમ મ્લેચ્છસૈન્ય કાગર* નદીપર આવ્યું. પણ કર્મના

---

* થાણેશ્વર, સ્થાનેશ્વર, કુરુક્ષેત્ર, પાણિપત એ એક જ નામ છે. તેમ જ કાગર, કાગળ અને દૃશદ્વતી નદી પણ એક જ કહેવાય છે. સાંપ્રત થાનેશ્વરની દક્ષિણ દિશાએ એ નદી વહે છે. એ નદી હમણાં તો ચોમાસા વગર સૂકી રહે છે. કર્નલ ટાડ લખે છે કે, એ નદીનું મૂળ શિવાલીક પર્વતમાં હતું, અને હંસીહસાર, ભાનેર આગળના પ્રાંતમાંથી

જોગે નદીમાં દૂરનું પાણી આવવાથી કીચડ બન્યો હતો, તેથી મુસલમાન સેનાને નદી વટાવતાં બીજો એક કલાક નિકળી ગયો. એ વેળાએ પાછલી રાત્રિનો ત્રણ કલાક જેટલો સમય થયો હતો, પ્રાચીમાં અરુણોદય થવાને ઘણો જ થોડો સમય બાકી હતો.

નદી ઉતરી યવન સેના ધીમા પગલાંથી રાજપૂત છાવણીનાથી બસો વાર દૂર આવી ત્યાં સુધી કોઈ પણ જાણતું નહોતું કે, પીઠપર ભયનું વાદળું ઘેરાયલું છે. થોડે દૂર આવતાં મુસલમાનોએ પોતાના સૈન્યની યથાયોગ્ય વ્યવસ્થા કરી ને મોત માગતા અગાડી વધ્યા. શાહબુદીનના સેનાપતિ તાતારખાંએ અર્ધચંદ્રાકાર વ્યૂહ રચ્યો હતો. જો કે મુસલમાનો સૈન્ય વ્યવસ્થામાં હાલની અંગ્રેજી કે હિંદુઓની પ્રાચીન રીતિના જાણનાર ન હોતા, પણ લડાઈ વેળાએ સૈન્યને સુરક્ષિત કેમ રાખવું, શત્રુને કેવા પ્રકારે ભીડાવવો તે તેઓ સારી રીતે જાણતા હતા. વ્યૂહના મધ્ય ભાગમાં શાહબુદીનના સૈન્યની પંક્તિ હતી, તેમાં સોળ સરદારો ને ૯૦૦૦ તલવારવાળાં માણસો હતાં; અને તેની બાજુમાં ગાઝીઓના ૫૦૦-૫૦૦ માણસો હતાં. તેઓના હાથમાં સાંગ ને બરછીઓ હતી. આ લોકો લડાઇમાં શત્રુઓ પર ગાંડા પેરે તૂટી પડનારા પણ કેવળ બીનકેળવાયલા જંગલી જ હતા. ચંદ્રવ્યૂહની પાંખો-અણી પર તાતારખાં અને કુતુબુદ્દીનનું સૈન્ય હતું. દરેક પાસે ૭૦૦૦-૭૦૦૦ માણસો હતાં. એ સર્વેના હાથમાં તેધા, ભાલા, તલવાર ને બરછીઓ હતી. પીઠપર ઢાલ ધરેલી, હતી. ગાઝીઓ અને તાતારખાં તથા કુતુબુદ્દીનના સૈન્યની વચ્ચે ૩૦૦૦-૩૦૦૦ ઘોડેસ્વાર લશ્કર હતું. આ ઘોડેસ્વારોએ આગલી લડાઇમાં નામના મેળવી હતી, પણ પેદલ સેનાની અશક્તિથી તેઓને પણ નાસવું પડ્યું હતું. ચંદ્રવ્યૂહના પાછલા ભાગમાં થોડુંક તોપખાનું હતું, ને તેમાં ૨૦૦૦ માણસ જગહીરા ને બંદુકવાળા હતા. તોપો સંખ્યામાં માત્ર પંદર જ હતી, અને બાર કરવામાં ઘણી નબળી હતી. પોતાનું રક્ષણ કરવામાં ને શત્રુઓને મારી હઠાવવામાં મુસલમાન સેનાએ આ વેળાએ ઘણી સરસ ગોઠવણ રાખી હતી, ને કદાચ વિજય તરફની મદદની આશા અફળ જાય તોપણ બચવાને માટે માર્ગ સુતરો હતો. આ સિવાય ૧૬૦૦૦ માણસનું સૈન્ય છાવણીમાં છૂપાવી રાખ્યું હતું, જે અણીને વખતે કામે લગાડવાની ગોઠવણ રાખી હતી.

ગીઝની સેના ૨૦૦ વાર દૂર હતી ત્યાંથી દોટ મૂકી, ને એકદમ રાજપૂત સેનાનો નાકાના તંબૂઓમાં આગ લગાડી અને જ્યાં ત્યાં વેરાતા,

---

વહન કરતી જેસલમેર ને ભોરીભવરની વચ્ચેની નદીને મળતી હતી. હાલની કાગર નદી પૃથિરાજના કાળની નથી, એમ કેટલાક કહે છે.

વિશ્વાસપર નિશ્ચિંત રીતે બેઠેલા રાજપૂતોને કતલ કરવા માંડ્યા. એક તરફથી આગ લાગી ને બીજી તરફથી કાપાકાપી ચાલી, એટલે રાજપૂતો બેવડા ગભરાટમાં પડ્યા. પ્રથમ આગ હોલવવાને ગયા, તેટલામાં મુસલમાનો આગળ વધ્યા. આ ગભરાટનો અવાજ સાંભળી સમરસિંહ જે વિચારમાં બેઠો હતો તે સચેત થયો. ને એકદમ પોતાનું સીસોદીયું સૈન્ય બોલાવવાનું બ્યુગલ વગાડ્યું ને તૈયાર થઇ, વિશ્વાસઘાતક મુસલ્લાઓને દંડ દેવાને તૈયાર થઇ ગયો—એટલામાં તો તોપોના ધડાકા થવા લાગ્યા. એક બાજુએ આગ ને બીજી બાજુએ કાપાકાપમાં રાજપૂત સૈન્ય ગભરાતું હતું, તેટલામાં ૧૩૦૦૦ સીસોદીયાનું સૈન્ય લઇને સમરસિંહ સામો ધસ્યો, ને બીજી બાજુએ પૃથિરાજ તથા કલ્યાણને, યવન વિશ્વાસઘાતના વર્તમાન આપવા મનુષ્ય દોડાવ્યો. શાહબુદ્દીન સામાં જ સમરસિંહે ઘોડો ઝોકાવ્યો, ને પહેલે સપાટે જ સીસોદીયાઓએ શાહબુદ્દીનની પહેલી પુંક્તિને યમલોકમાં તેના કૃતકાર્યનું ફળ લેવાને મોકલી દીધી. સીસોદીયાઓ તૈયાર નહોતા, પણ શૂરાવેશમાં હાથમાં જે શસ્ત્ર આવ્યું તે લઇ, કોઇ બખતરવાળા તો કોઈ ઉઘાડા, એમ પોતાના સ્વામી સંગે આગળના આગળ વધ્યા; અને થોડીવારમાં તમામ સીસોદીયા સૈનાએ મુસલમાનોમાં મારમાર ને કાપકાપની આણ વર્તાવી દીધી. કોઇ પણ અંધારામાં જોતું નહોતું કે, તે કોને કાપે છે, પણ દીન દીન અને અલ્લાહ અકબરના, અને જય આશાપૂર્ણા, હરહર શંકરના શબ્દોથી હિંદુ મુસલમાનને ને મુસલમાન હિંદુને ઓળખી દયાને કોરાણે મૂકી કાપ્યા જતા હતા. આ વેળાએ દૂરના સળગતા તંબૂઓના અજવાળાથી રાજપૂત સૈન્યને ઘણો લાભ થયો. તે પ્રકાશે સૂર્યની ગરજ સારી, ને પહેલે સપાટે જ મુસલમાન સેનાને પાછી હઠાવી દીધી.

બંનો સૈન્યના શોરથી કાનના પડદા પણ ફાટી જતા હતા; આકાશ ગાજી ઉઠયું, દિશાઓમાં અવાજ ને પ્રતિઅવાજ થઇ રહ્યો. મેવાડીઓના સજ્જડ મારાની સામા શાહબુદ્દીનના ગીઝની સૈન્યથી ટકી શકાયું નહિ, તેઓ પાછા હઠયા ને તોપોને અગાડી કાઢી, તેનો મારો જો કે જબરો નહોતો, તોપણ રાજપૂતોને અગાડી વધતા અટકાવવાને પૂરતો હતો. રાજપૂતોએ પોતાની હાર ફેરવી, ને બાજુની ગીઝની સેના, જેનો ઉપરી કુતુબુદ્દીન હતો તેની તરફ ધસારો કીધો. તલવાર તલવારીયાના હાથમાં જ રહેતી, ને હાથ છૂટો પડતો ને માથું છૂટું પડતાં વિલંબ થતો નહિ. મુડદાંઓના ઢગલા થવા લાગ્યા, લોહીની નદી વહેવા માંડી, ઘાયલ ને મરનારાઓનો પોકાર થઇ રહ્યો. સામા આવતા રાજપૂતોને ગીલઝાઇઓ ભાલાથી વિંધતા, ને તે વિંધનાર

તલવારથી ધૂળ ચાટતો, મુડદાંઓના ઢગલાપર અદસસતા સિપાઇઓ પડતા, તેને રાજપૂતો પૂરા કરતા હતા.

એટલીમાં તાતારખાં સામે સમરસિંહ આવ્યો, ને આવતાં વારને એક ઘાથી તેના ઘોડાને ભૂમિપર સુવાડી દીધો ને બીજો ઘા તેના મસ્તક-પર પડ્યો, પણ તે નીચો વળી જવાથી બચી ગયો ને સમરસિંહના ઘોડાના પેટમાં બરછી ખોસવા માંડી, પણ માનકી પુત્ર રેવંત, ભય ચેતી ઉછળ્યો ને એક જ છલંગે અસ્વાર સહિત તાતારખાંથી છ વાર દૂર જઇ ઉભો રહ્યો. જો કે રાજપૂત સેના અવ્યવસ્થિત હતી, તોપણ તેઓએ જે ત્વરાથી શત્રુઓને હઠાવ્યા હતા તે ત્વરા હાલની અંગ્રેજી ત્વરાથી ઓછી નહોતી. તેઓએ તો કેસરીયાં જ કીધાં હતાં, ને મનમાં મરવું કે મારવું એ જ વિચાર ઘૂમી રહ્યો હતો. વિશ્વાસઘાતક મુસલ્લાઓને તેઓનાં કાળાં કર્મનું ફળ ચખાડવાને મારમાર ને કાપકાપ વિના બીજો શબ્દ સંભળાતો નહોતો. કોઇના મસ્તકપર ટોપો હતા ને ઘણાક તો અંધારાને લીધે ઉઘાડે જ માથે દોડી આવ્યા હતા, પણ તેઓને કશાનું ભાન નહોતું. 'મારો યવન! કાઢ ઘાણ! જય ભવાની! જય પૃથ્વિ-રાજ! કાપો કાપો! મારો મારો! જય જય!' એમ પોકારો કરતું, રાજપૂત સૈન્ય એટલું અગાડી વધ્યું કે, તાતારખાંની ટુકડીની હારો સટોસટ તૂટવા લાગી, ને ભયની મારી તે પાછળ હઠવા માંડી.

તાતારખાંનો ઘોડો મરાયો હતો, ને બીજો ઘોડો આવ્યો ત્યાં સુધી તે રાજપૂતોની સામા પેદળ ઘૂમ્યો રહ્યો. તેણે તલવાર ફેરવતાં ઘણાકોને ધૂળ ચાટતા કીધા. એક ઘોડેસ્વાર રાજપૂતે તેની સામા ભાલો ફેંક્યો, પણ તે ચૂકાવી એક કૂદકે તેના ઘોડાપર એવી તલવાર મારી કે સ્વારના પગ કપાવા સાથે અશ્વ મૂર્છિત થયો, ને તે સાથે જ રાજ-પૂતનું શિર ઉડાવી દીધું. તેની વહારે ત્રણ રાજપૂતો આવ્યા, પણ એકને બરછીએ, બીજાને તરવારે ને ત્રીજાને બીજા સીપાઇએ સુવાડી દીધો. એટલામાં તેનો ઘોડો આવ્યો ને સ્વાર થઇ સમરસિંહની સામા ધસ્યો. સમરસિંહ બે હાથે એવી છટાથી તરવાર ફેરવતો હતો કે, તેની સામા કે પીઠે આવવાની કોઇની હામ ચાલી નહિ અને પા કલાકમાં તાતા-રખાંના સૈન્યને એવું ગભરાવ્યું કે તેની હાર તૂટી ને હાંફળું ફાંફળું થઇ નાઠું, પણ એ વેળાએ એકલો જ લડવાથી સમરસિંહ થાકી ગયો હતો, પૃથ્વિરાજ અને કલ્યાણ આવ્યા કે નહિ, તે જોવાને પીઠ તરફ જોયું, અને મારતી વહારે તેઓને આવતા જોઇ તેને બમણું શૂર છૂટ્યું; ને તાતારખાંના નાસતા સૈન્યને હંફાવવાને પૂઠે પડ્યો, ને સૈન્યમાંથી ૧૫૦૦ મુસલમાનને કાપી નાંખ્યા.

સૈન્યને નાસતું જોતાં જ તાતારખાંએ પોતાનો ઘોડો દોડવી તેઓને અટકાવ્યા, ને ગાળો ભાંડતાં કહ્યું, "જીવીને તે ક્યાં જશો બચ્ચાઓ, ગીઝની પાસે નથી, નાસશો તોએ મરશો, ને લડશો તોપણ મરશો; લડવાથી ફતેહ છે; નાસવાથી અપજશ છે, લંબાળો, પાછા ફરો, ખુદા સહાય થશે." એક સિપાઈ આગળ આવીને બોલ્યો, "ખુદાવંદ! મઉલા માલક! અમે લડાઇથી નાસીએ તેવા નથી, ને ભયને જાણતા જ નથી, પણ એ કાફર જે કાપણી કરે છે તે શું તમે જોતા નથી? જોતજોતામાં કેટલાને કાપી નાંખ્યા?" એટલામાં નવા જોશથી રામગુરુ સૈન્ય લઇને આવ્યા ને બૂમ મારી, "મારો મારો, હવે જુઓ નહિ, તેઓને નાસવા ન દો, ગીઝની જવા ન દો!" તેઓની બૂમ સાંભળી તાતારખાંએ લશ્કરને પાછું વાળવા યત્ન કીધો, પણ વ્યર્થ. રાજપૂતોના મારા આગળ મુસલમાન સૈન્ય ઉભું રહી શક્યું નહિ. એટલામાં કુતુબુદ્દીન તેઓની વહારે આવ્યો; ને રામગુરુ સામો થયો. ગુલામ સેનાપતિએ પહેલો જ હાથ રામગુરુને બતાવ્યો પણ તે ખાલી ગયો ને એક ભાલો ખાઈ પાછો હઠ્યો. આ જ વખતે શાહબુદ્દીન સામો આવ્યો, તેની સામે સમરસિંહ ધસ્યો.



## પ્રકરણ ૩૪ મું

### મહા યુદ્ધ



સમરસિંહે વિશ્વાસઘાતક મ્લેચ્છ સેનાની સામા જય મેળવ્યો, તેટલા સમયમાં પૃથિરાજ, કલ્યાણી, રામગુરુ ને ચામુંડરાય પોતપોતાના સૈન્ય સાથે આવી ઉભા રહ્યા, ને જોતજોતામાં સૈન્યને યથા સાધ્ય વ્યૂહમાં ગોઠવી દીધું. યવનસેનાના મહાભાગમાં સમરસિંહ ટક્કર ઝીલતો હતો ત્યાં તેની સહાયમાં રામગુરુનું સૈન્ય ગયું; અને પૃથિરાજે તથા કલ્યાણીએ બાજુએ પ્રયાણ કીધું. રાજપૂતોએ મુસલમાન સેનાપર એવો મારો ચલાવ્યો કે, તેઓથી ટકી શકાયું નહિ. એ જ સમયે પૃથિરાજે એક ઘોડેસ્વાર સાથે વિજયને હુકમ મોકલ્યો કે, તે પોતાના સંપૂર્ણ સૈન્ય સાથે નહિ, પણ ૪૦૦૦ ઘોડેસ્વાર ને ૩૦૦૦ પેદલ સેના સાથે પીઠપર ઉભો રહે. વિશેષ જણાવ્યું કે, જ્યારે તે સ્વયં રાજભેરી બજાવે ત્યારે એકદમ પોતાના સૈન્ય સાથે વિજયે યુદ્ધમાં સામેલ થવું. પૃથિરાજના સૈન્યનું કેટલુંક માણસ મુસલમાનોના કપટથી પ્રથમ જ કપાઈ ગયું હતું, તોપણ હમણાં ૬૦૦૦ તરવારીઆ ને ભાલાવાળા અગાડી હતા, ને કલ્યાણની સેનામાં બંદુક, ભાલા, તરવાર ને ધનુષ્યવાળા ૭૦૦૦

સિપાઇઓ હતા. તેઓએ પહેલે સપાટેજ તાતારખાંના સૈન્યની પાંખ પરના ગાઝીઓને ઉડાવી દીધા. તોપખાનું સજ્જ નહોતું, પણ જે થોડીક નાની તોપો હાથીપર હતી તે તુરત આવી પહોંચી ને તેણે શાહબુદ્દીનના લશ્કરપર મારો ચલાવવા માંડ્યો. રાજપૂતોની તોપથી શાહબુદ્દીનના માણસો પટાપટ પડવા લાગ્યાં, એટલે શાહબુદ્દીન મોખરે આવ્યો, ને પોતાની બે સારી તોપોને આગળ કાઢી હાથીઓપર છોડી, જેથી એક હાથી ચીસ પાડીને નાઠો, જેની નીચે કેટલુંક રાજપૂત સૈન્ય કચડાઇ ગયું. શાહબુદ્દીન જાણતો હતો કે, આ લડાઇનું પરિણામ વિજયનાપર છેઃ તે જો સૈન્યમાં ભાગ નહિ લેશે તો લડાઇનું પરિણામ તેની તરફેણમાં જ ઉતરશે. દારુણ સંગ્રામ ઝામી ગયો ને થોડીવારમાં પૃથિરાજ અને શાહબુદ્દીનનાં લશ્કર સામસામાં થઇ ગયાં. શાહબુદ્દીનની પડોસમાં હાહોલીરાય, પૃથિરાજનો અસંતોષિત થયેલો, ને શાહબુદ્દીનને ઉશ્કેરી ભરતખંડમાં તેડી લાવનાર સામંત હતો. પૃથિરાજની પડોસમાં ચામુંડરાય તીર કામઠાં સાથે ઉભો હતો. ચામુંડરાયે પૂછ્યું, "મહારાજ! મેં પણ લીધું છે કે, મારે લોઢાનું શસ્ત્ર પકડવું નહિ, પણ આ રણમાં આવ્યો છું તો, બોલો કોને ભાથાનું એક ખાલી થોથું મારું?" હાહોલીરાયને જોતાં પૃથિરાજ ક્રોધે ભરાયો હતો, તે વગર વિચારે જ બોલ્યો; "આ હાહોલીને માર! તે પાપી, મ્લેચ્છોને તેડી લાવ્યો તો આ ઉત્પાત થયો કેની?" ચામુંડરાયે પુનઃ પૂછ્યું, "વિચાર કરો, મારા ધણી! ભરતખંડના તારા! વિચાર કરો! મારું બાણ અફળ જશે નહિ, તો જેથી સર્વ સંકટ દૂર થાય તેનાપર બાણ ફેંકવાનો હુકમ કરો!" વિનાશકાળે વિપરીત બુદ્ધિ થાય છે, તેથી મનુષ્ય લાભાલાભ–કર્તવ્ય અકર્તવ્ય વિચારી શકતો નથી. પૃથિરાજને આ વેળાએ સૂઝયું હોત તો તે શાહબુદ્દીનને સૂચવત, પણ ક્રોધાગ્નિમાં બળતો વીર–વિપરીત દશાને વશ થવાથી ભાન ભૂલી બોલ્યો, "બસ! એ જ ચંડાળ! માર એને!" અને શોકગ્રસ્ત થતા ચામુંડરાયે એક ખાલી થોથું ફેંક્યું, જે હાહોલીરાયના કપાળમાં વાગતાં તે વહેતે લોહીએ ને નિગળતે કપડે ઘોડાપરથી પડ્યો ને પોતાનો ન્યાય કરાવવા ને અપ્સરાઓને વરવા સ્વર્ગમાં સૌથી પ્રથમ પહોંચ્યો. આ વેળાએ ધૂળ અને તોપોના ધૂમાડાથી ને વાદળાંથી અંધારું થવાથી સૈન્યો ઓળખાતાં નહોતાં. પણ એટલામાં સૂર્યનારાયણ–આ ભયંકર પ્રાણઘાતક–ખૂનામરકીની વાર્તા સાંભળી ક્રોધાયમાન થયો હોય, તેમ લાલચોળ થતો પ્રકાશ્યો! તરવારના ઝણઝણાટ અને ભાલા, બરછીના ચળકાટ, ધનુષ્યનો ટંકારવ ને બાણોના સણસણાટથી મેદાન ગાજી રહ્યું હતું. અલ્લાહ અકબર! ને હર! હર! શંભો! ના જ શબ્દો સંભળાતા હતા. રણના

વાજિંત્રોના શબ્દો ને સિંધુડા ને મારુ રાગનો, વીરપુરુષના હૃદયને કંપાવતો સ્વર સાંભળી, રાજપૂતોનાં લોહી ઉકળી ગયાં હતાં. છાવણી મેદાન ને ગગન કંપાવતી કીકીયારીથી ચોદિશા ગાજી રહી હતી. થોડી જ વારમાં જણાયું કે, તોપના મારા સામા મુસલમાન સેના ટકી શકી નથી; તે પાછી હઠે છે. તેમાં હાહોલીરાયના પડવાથી શાહબુદ્દીન ગભરાયો. તે તેનો અંગરક્ષક હતો, પણ તે પડ્યો, એટલે અતિ ઘણા કોપથી તે ચામુંડરાય સામો ધસ્યો. ચામુંડનું તો પણ હતું કે, લોઢાનું શસ્ત્ર કે અસ્ત્ર પકડવું નહિ, તેથી ખાલી થોથાં ફેંકવા માંડ્યાં; પણ ઢાલપર ઝીલતો, ઘોડાને આડોઅવળો ફેરવતો શાહબુદ્દીન સામો ધસ્યો આવ્યો ને પૃથિરાજની સમક્ષ જ ચામુંડરાયને તરવારનો ઘા કીધો. ચામુંડનું લોહી ઉકળ્યું ને એક જ થોથાવડે શાહબુદ્દીનના ઘોડાને ધૂળ ચાટતો કીધો. ઘોરી તરત બીજે ઘોડે બેઠો, ને સામો આવ્યો, ને પાસેના સિપાઇનો ભાલો છીનવી, ઓચિતો ધસી આવી ચામુંડરાયના શરીરમાં પેસાડી દીધો. એ વાત સાંભળતાં પૃથિરાજે કહ્યું, "વીર મરાણો! પણ રાજપૂતાણીની કુખ વખણાણી. દેશદ્રોહીને મારી મુવો, એ સાર્થક થયું!" અને પોતે શાહબુદ્દીન સામા આવી તેની સેનાની કાપણી, પોંખની કાપણી પેરે કરવા માંડી ને અડધા કલાકમાં શાહબુદ્દીનનો એક દાંત તોડી, તેને સૈન્ય સહિત નસાડ્યો. પ્રભાતકાળના ઘોર યુદ્ધમાં યવનોને પરાજય પમાડ્યા, ને રાજપૂતોએ હર્ષિત થઈ 'જય ભવાની,' જય આશાપૂર્ણા'ની બૂમ પાડી ગગન ભેદ્યું.

આ જ વખતે કલ્યાણ, મહમ્મદ બખત્યારની સેનાને છિન્ન ભિન્ન કરતો, કાપતો. ને સ્વસેનાને ઉશ્કેરતો આગળ વધતો હતો. બખત્યારની સેના તરવારીઆમાં ઉત્તમ હતી. તેણે કલ્યાણના સૈન્યના મારાને મચક આપી નહિ, પણ રાજપૂતો તો અગાડીના અગાડી જ વધ્યા જતા, ને મુસલ્લાઓની હારની હાર કાપી નાંખતા હતા. મહમ્મદે પોતાનો ઘોડો દોડાવીને કલ્યાણની છાતીમાં તરવારનો ઘા કીધો, પણ તેને લેશ પણ ન ગણકારતાં બખત્યારને ઘોડાપરથી ઉથલાવી પાડ્યો, ને એક ગાઝી આડો પડવાથી તેના કટકા કરી નાંખ્યા તથા ૩૦૦ મુસલમાનોને અલ્લાહ પાસે મોકલાવી દીધા; અને તેની સેનાએ ૨૦૦૦ મુસલ્લાની કાસલ કાઢી નાંખી, આ જ વેળાએ શાહબુદ્દીનનું જે સૈન્ય નાસતું હતું તે તેમાં ભળાયું ને બૂમ પડી કે ઘોરી પડ્યો, એટલે બીજાઓએ ગભરાઇને પાછાં પગલાં ભરવા માંડ્યાં. આ ગભરામણનો રાજપૂતોએ લાભ લઈ, માર માર ને કાપ કાપ કરતાં થોડી ઘડીમાં મુસલમાન સેનાને ગભરાવી નસાડી મૂકી.

સમરવિજયી થવાથી તરુણ કલ્યાણ મત્ત જણાયો ને આહ્લાદથી ઘોરીની નાસતી સેનાની પૂઠે પડ્યો, તેના માર્ગની આડી આવતી યવન

સેનાની કાપણી કરતો તે અગાડી વધવા લાગ્યો. સમરસિંહે આ ચિહ્ન સારાં જોયાં નહિ. કેમકે હજુ રાજપૂત સેના યથાયોગ્ય વ્યવસ્થિત થઈ નહોતી. પણ, કલ્યાણનું સૈન્ય એટલું બધું વીરત્વમાં હતું કે, તેને અટકાવી શકાય તેમ નહોતું. મધ્યાહ્ન થયા હતા ને સૈન્યને વિશ્રાંતિની જરૂર હતી, પણ કલ્યાણનું ઉત્સાહિત સૈન્ય યવનનો જ ભક્ષ કરવાથી તૃપ્ત થતું જણાયું ને ઘોરી તથા બખત્યારના સૈન્યને કાપતું આગળ વધતું હતું. તે જોઈ વીર ચૂડામણિ સમરસિંહ, તેની પૂઠે સહાયતા માટે ગયો. મહમ્મદ ઘોરી ને મહમ્મદ બખત્યારનું સૈન્ય ભયથી નાસતું ને કલ્યાણનું સૈન્ય તેટલી જ ત્વરાથી કપાતું હતું. કાગર નદીની બાજુમાં નાઠા ત્યાં સુધી ઘોરીએ પાછું વાળી જોયું નહિ, પણ નદીના પ્રો નજીક આવતાં તે અટકયો ને પાછળ દૃષ્ટિ કીધી તો કલ્યાણનું સૈન્ય આગળ વધી આવ્યું છે ને તેની સહાયતાનું સૈન્ય ઘણું દૂર રહ્યું છે, એ જોઇ તેણે સ્વસેનાને અટકાવી પાછી ફેરવી, ને સામો ઉભો રહ્યો. ઉન્મત્ત કલ્યાણ પોતાની ઘોડેસ્વાર સેના વેગથી દોડાવી તેની સન્મુખ થયો. તે બે હાથે જોરથી તરવાર વાપરવા લાગ્યો. શાહબુદ્દીનના અંગરક્ષકોને કાપી નાંખી તેની સામા જઇને કહ્યું, "ચંડાળ! મ્લેચ્છ! વિશ્વાસઘાતક! લે આ દંડ!" એમ કહી તેની છાતીપર તલવાર ફેંકી, પણ ઘોરી તીરની માફક પાછો હઠી જવાથી તેના ડાબા પડખાંના ખભાપર ઘા થયો પણ ઘાની તીક્ષ્ણતાથી ક્રોધાયમાન થઇ, સામો આવી તલવારનો ઘા કીધો, પણ કલ્યાણે તે ઘા અચ્છત ચૂકાવ્યો. એ સપાટામાં ઘોરીની તરવારના બે કટકા થઈ ગયા. તેણે કમ્મરેથી બીજી તલવાર ખેંચી, પણ એટલામાં કલ્યાણે તેના મસ્તકપર ઘા કીધો, જેણે તેનો જમણો કાન ઉડાવી દીધો. આ ઘાથી ખીજવાઈ, જેવો તે ક્રોધભેર તલવાર કાઢે છે, તેટલામાં કલ્યાણના મસ્તકપર એક સચોટ તીર પીઠથી પેસી ગયું; ને, મહમ્મદ ઘોરીને તલવાર ખેંચવાની જરૂર પડી નહિ. કલ્યાણે પીઠથી આવેલું બાણ ચકિત થતાં ખેંચી કાઢી, પાછી ડોક કરી દૃષ્ટિ કીધી તો વિજયસિંહ ધનુષ ચઢાવીને હસતો તેનાપર ઘા કરે છે. કલ્યાણે તીર ખેંચી ફેંકી દીધું; ને પીડિત છતાં વેગમાં જ તલવાર ફેરવતો શાહબુદ્દીન સામા ધસ્યો ને તેના ઘોડાનાં પેગડામાં તલવાર ખોસી હેઠળ પાડ્યો; પણ એટલામાં વિજયનું બીજું તીર તેના હૃદયમાં લાગ્યું ને તે પડ્યો!! પડતાં પણ તલવાર ફેરવતાં પાસે ઉભેલા એક યવનને કાપી નાંખ્યો ને બીજાને કાપવા તલવાર ઉપાડે છે, તેટલામાં એક સિપાઇએ દોડી આવી તેના શિરપર ઘા કીધો. ઘાયલ વીર સમર કષ્ટ પામતાં ઉઠ્યો; અને વિજયની તરફ જોઇ બોલ્યો, "રે પાપી

ચંડાળ! નરકના અધિકારી! પવિત્ર ઉષાવતીનો વધ કરીને પણ તારી તરસ મટી નહિ! ધિક્! દેશદ્રોહી!" એમ બોલતો ચકરી ખાઇ તે જમીનપર પડ્યો ને તેના પ્રાણ સુંદર અપ્સરાને વરવા સ્વર્ગમાં જઇ ઉભા રહ્યા; આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ રહી; ને અપ્સરાઓ આનંદથી બોલી કે 'ધન્ય વીર! તમો અમારા સ્વામી થવાને યોગ્ય છો!'

આ જ ક્ષણે પૃથિરાજ, સમરસિંહ ને રામગુરુ સેના સાથે ત્યાં આવી ઉભા હતા, તેઓએ કલ્યાણને રણમાં પડતો જોયો, પણ વિજયપર કોઇની દૃષ્ટિ પડી નહિ. અભિમન્યુનું મરણ સાંભળી અર્જુનને જેવો શોક થયો હતો, તેવો શોક કલ્યાણનું મૃત્યુ જોય સમરસિંહને થયો. તેને તમ્મર આવ્યા ને એટલું જ બોલ્યો, "જય મંગળાચાર્ય! તમારું વાકય સત્ય થયું." પણ પછી સાવધ થઈ પોતાના ઘોડાને એડી મારી શત્રુઓની કાપણી કરવા મંડી પડ્યો. આ વેળાએ તે એવા તો ગાંડા આવેશમાં હતો કે, કોઈ પણ તેના સામું ટકી શકતું નહિ. કુતુબુદ્દીનને રામગુરુએ નસાડ્યો, મહમ્મદ બખત્યારને પૃથિરાજે નસાડ્યો ને શાહબુદ્દીન તો પહેલે જ નાઠો હતો; તે ત્રણેની સેના આ વેળાએ એકત્ર થઇને રાજપૂતો સામા અડગ ઉભી રહી. સમરસિંહ તથા પૃથિરાજે દોડતે ઘોડે, ચોમેર ફરતા યવનોની સેનાને કાપવા માંડી. રાજપૂતોએ રંગ રાખ્યો. રામગુરુ સામો કુતુબુદ્દીન ક્રોધાંધ થઈ થઈ ઉભો, અને ગુરુએ એક સાંગથી તેના અશ્વના મસ્તકના કટકા કરી નાંખ્યા, ગુલામ સામો આવ્યો ને ભાલાવડે રામગુરુને વિંધવા તૈયાર થયો. પણ તે ભાલો હાથમાં ન રહેતાં, તેનો હાથ જ નીચે વળી ગયો, તે જોઈ ગીલઝાઇનો સરદાર હુસેનખાન આવ્યો ને ગુરુને બરછીથી વિંધવા ગયો, પણ ગુરુએ તેનો હાથ પહોંચી સોત કાપી નાંખ્યો. તેણે બરાડ પાડી, એટલે કુતબુદ્દીને સામો આવી ગુરુના મસ્તકપર તલવાર મારી, જે તેના લોહમય ટોપને વિંધી ગઇ, પણ તલવાર બે કટકા થઇને હેઠળ પડી. ગુરુએ સામો ઘા કરવાને તલવાર ઉપાડી, ને કહ્યું, "મ્લેચ્છ, સંભાળ! ગુલામડા, ઘા જો!" પણ એટલામાં હુસેનખાંએ પડ્યાં પડ્યાં તેના પાવડામાં પગ કાપી નાંખ્યો ને ગુરુ પડ્યો કે, કુતુબુદ્દીને તેનો ભાલાવતી પ્રાણ લીધો.

પૃથિરાજ અને સમરસિંહ તો મારમાર ને કાપકાપના શબ્દ કરતા આગળ જ વધતા હતા. તેઓએ પૂર ઉત્સાહમાં જ ૭૦૦૦ યવન સેનાને કાપી નાંખી હતી, અને ઠેઠ કાગર નદીના કિનારાપર યવન સૈન્યને હડસેલી કાઢ્યું હતું. તે જોઇ તાતારખાં ગભરાયો, ને મદદને માટે બૂમો પાડવા લાગ્યો. તેણે ધારીને કહ્યું કે, આ ક્ષણે જો ગુપ્ત સૈન્ય બહાર આણવામાં આવશે નહિ

તો દબાઇ જઇશું. ઘોરીના સૈન્યનો ઘાણ નિકળતો હતો, એટલે તેણે એક-દમ ગુપ્ત સૈન્યને આગળ આણ્યું; તેમાં ૫૦૦૦ ઘોડેસ્વાર ને ૪૦૦૦ પેદલ સેના હતી; તેણે આવીને યવનોનો મંદ ઉત્સાહ જાગૃત કીધો. તે જોઇ પૃથિરાજે કમરેથી રાજતુરાઇ કાઢી, વિજયને બોલાવવાને બજાવી. પણ વિજયનું સૈન્ય આવ્યું નહિ. આવવાની આશામાં રાજપૂતોએ પ્રાણને પરલોક મોકલી, ઉત્સાહથી જ લડવું જારી રાખ્યું. રાજપૂત સૈન્ય તો યવન સૈન્યને ભીડાવ્યું જ જતું હતું. પણ પ્રતિક્ષણ સમરસિંહ અને પૃથિરાજ વિજયના સૈન્યને આવવાની વાટ જોતા હતા, લગભગ ૧૧ કલાક થયા, રાજપૂત સૈન્ય ભીડયું રહ્યું હતું. તેઓને નવા જોરની જરૂર હતી, છતાં વિજય આવ્યો નહિ. તે જોઇ સમરસિંહ ને પૃથિરાજ આશ્ચર્ય પામ્યા. ચકિત થતાં પૃથિરાજે ઉપરા ઉપરી રાજતુરાઈ બજાવી, પણ વિજયનું સૈન્ય આવ્યું નહિ, ત્યારે જે થોડી સેના સાથે હતી તે સાથે જ યવનો સામા ઘૂમ્યા રહ્યા. યવનો નવા જોરથી ને વિશેષ બળથી લડતા હતા અને રાજપૂત સેના રણયાગ કરવાને તત્પર થઈ હતી. આશ્ચર્યથી વિહ્વળ થઇ પૃથિરાજે પુનઃ પુનઃ રાજતુરાઇ બજાવી, પણ વિજય આવ્યો નહિ. તેઓને થોડી જ ખબર છે કે, વિજય નિમકહરામ નિવડેલો છે! તેઓ થોડું જ જાણે છે કે, તે દગાબાજ છે! પૃથિરાજ ને સમરસિંહ રાજપૂતોનો સમરોત્સાહ વધારતાં વારંવાર શત્રુઓને રગડતા હતા ને પાછી પાછી દૃષ્ટિ કરતા હતા કે, વિજયનું સૈન્ય આવે છે કે નહિ. તેઓ રાજપૂતોને કહેતા કે, હમણાં નવું સૈન્ય આવે છે, ઘૂમો! અને આશામાં ને આશામાં રાજપૂતો મરણીયા થઇ લડતા હતા. એટલામાં સામી બાજુથી એક સૈન્ય આવતું જણાયું. રાજપૂતો ઉત્સાહિત થયા કે, માર્ગ ન જડવાથી વિજય સૈન્ય લઇને ઉલટી દિશાથી આવે છે. સૌ પ્રફુલ્લિત થઇ ગયા. નવું સૈન્ય આવતું જોઇ રાજપૂત સેનાએ ક્ષણવારમાં ૫૦૦ મ્લેચ્છોનાં મુડદાં જમીનપર રખડતાં કીધાં ને નવું સૈન્ય આવે છે, આવે છે, એટલામાં ૧૦૦૦ મ્લેચ્છો ભુમિપર રઝળતા થઈ ગયા! "જય જય મહારાજ!" "જય-જય આશાપૂર્ણા!" એમ ગર્જના કરતા બમણા વેગથી રાજપૂતો ઉપડ્યા, પણ સામેથી આવતું સૈન્ય પાસે આવતાં જણાયું કે, તે રાજપૂતસેના નથી, પણ યવનસેના છે, ત્યારે રાજપૂતોનો શમશેરઉત્સાહ બમણો ભંગ થઇ ગયો. શાહબુદ્દીને, રાજપૂતોના મારાથી ગભરાઇ ગુપ્ત સૈન્યનો જે ભાગ બાકી હતો તે પણ બોલાવ્યો. તેમાં ૫૦૦૦ ઘોડેસ્વાર ને ૬૦૦૦ પેદળ સેના હતી.

રાજપૂતો મંદ ઉત્સાહિત થયા હતા, ઘણાં માણસો મરણ પામ્યાં

હતાં. નવું સૈન્ય આવવાની આશા જણાતી નહોતી, ને થાકથી હારી નાસવાની તજવિજમાં હતા. તે જ ક્ષણે વિજયે, ઘોરી સાથે કરેલા પૂર્વ સંકેત પ્રમાણે નાસવા માંડ્યું; તેની સાથે મંદ ઉત્સાહિત બીજું પણ રાજપૂત સૈન્ય નાઠું. પૃથિરાજે વિજયને નાસતો જોઇ હાથ પછાડ્યા, ને ધાર્યું કે, તે પહેલાંથી યુદ્ધમાં રોકાયો હશે, ને મારાથી ગભરાઇ નાસે છે; પણ સમરસિંહે કહ્યું, "દગો! નિઃશંક દગો!" રાજપૂત સેના નિરાશ થઇ નાસવા લાગી. તેને ઉત્સાહિત રાખવાના અનેક પ્રયત્નો કીધા, તેઓને આશાપૂર્ણાના સોગન આપ્યા, પણ વિજયનું ઘોડેસ્વાર સૈન્ય આગળ નાઠું જ ગયું. તે જોઇને બીજું સૈન્ય ધીરજ ધરીને ઉભું રહી શક્યું નહિ. પાછલી રાત્રિના લડતા હોવાથી સર્વે થાકી ગયા હતા અને યવન સૈન્ય પુષ્કળ હોવાથી નાસવાનો જ નિશ્ચય કીધો. જે રાજપૂતો કેસરીયાં કરી મારવું કે મરવું એવી દ્રઢતાવાળા હતા, તેઓને આ વેળાએ માત્ર પ્રાણ જ બચાવવાની ઇચ્છા થઇ, પણ ઘર, ગામ કે ધન દોલત, કે પુત્ર સ્ત્રીના રક્ષણનો વિચાર જ રહ્યો નહિ. તેઓ દેવ ને ધર્મ સૌને ભૂલી ગયા, ક્ષત્રિય ધર્મને ભૂલી ગયા, રાજપૂત ટેકને ભૂલી ગયા, સ્ત્રી પુત્રના રક્ષણને ભૂલી ગયા. આ તો નિયમ જ છે કે, એક નાઠો કે તેની દેખાદેખી બીજા પણ નાસભાગમાં પડી જાય છે. જો વિજયે સૈન્યમાં ભંગાણ પાડ્યું નહોત તો રાજપૂતો શિર પડતાં સુધી અડગ રહેત, પણ દેશદ્રોહી વિજયે અતિ ભૂંડું કીધું. મુસલમાનની ગુપ્તસેનાના પ્રથમ પ્રવેશથી ઘણાક ઘાયલ થયા હતા ને કેટલાક કપાઇ ગયા હતા, તેથી બાકી રહેલા રાજપૂતોની ફરીથી યુદ્ધમાં જોડાવાની ઇચ્છા જ થઇ નહિ—હામ જ ચાલી નહિ—તેઓમાં આય જ રહી નહિ. સેનાપતિઓનાં સમરોત્સાહના વાક્યો તેઓને કશી પણ અસર કરી શક્યાં નહિ; સિંધુડા ને મારુ રાગો તેઓને રણમાં ઝુંઝવાને નહિ, પણ નાસવામાં મદદ કરવા લાગ્યાં. માત્ર સીસોદીયા જ અચળ રહ્યા. તે સ્વામિભક્ત સેના, દેશરક્ષા માટે અડગ રહી. તેઓએ કીકિયારી પાડી, ને યવનદળ ચમક્યું, પણ શાહબુદ્દીને ધીર આપી ઉત્સાહિત કીધું. ઘાયલ સિંહ પેરે પૃથિરાજ ને સમરસિંહ પરાક્રમ કરવાને પ્રસ્તુત થયા ને તે વિશ્વાસપાત્ર સેના સાથે ઉન્મત્તપેરે હજારો યવનોમાં માર માર કરતા પેઠા. મહા યુદ્ધનો પ્રારંભ થયો. તલવાર, બરછી તથા તીરોએ પ્રલયકાળપેરે કંપારવ કરાવવા માંડ્યો. આકાશમાં ધુળના ગોટા ઉડી રહ્યા. જીવ પર યાહોમ ઝોકાવી તુમુલ યુદ્ધ ચાલ્યું. તેમાં કોઇ કોઇનું બોલેલું સંભળાતું નહોતું; બંનો તરફના વાજિંત્રના શબ્દથી રણ ગાજી રહ્યું હતું. સમરસિંહે બે હાથે તલવાર ચલાવવા માંડી. એકવાર તે આગળ વધતો ને યવનોને કાપી નાંખતો કે નસાડતો,

તો બીજી વાર પાછો ફરી યવનોને કાપતો. તેની તલવાર કાલિકાની તલવાર પેરે સડસડાટ ચાલી જતી હતી. તેના મ્હોંડેથી "જય ભવાની"નો શબ્દ સાંભળતાં સીસોદીયાઓએ જીવિતની આશા તજી દીધી, ને તેઓ પણ સ્વામી પેરે સંહાર કરવા લાગ્યા. ઘોડેસ્વારોમાંથી સેંકડો ઘોડેસ્વાર જમીનપર પડ્યા, પેદલના સંહારનો તો પાર જ નહોતો. માથે માથાં રઝળવા લાગ્યાં, હાથો કપાઇને પડવા લાગ્યા, ધડથી શિર જૂદાં થવા લાગ્યાં. પડતાઓમાંથી કોઈ ચીસો પાડતા હતા, કોઇ ઓ બાપ, યા અલ્લાહ! ઓ પ્રભુ! એમ બૂમ મારતા હતા. આ મરતા સૈનાનીઓના અંગપર થઇને દયા વગરના સૈનિકો કાપ્યા જ જતા હતા. તેઓનું લક્ષ શત્રુસંહાર હતો, તેઓનું સુખ સ્વર્ગમાં હતું, તેઓનો લાભ યવનને કાપવામાં હતો, સ્ત્રી, પુત્ર ને ધનની આશા તજી, દેશને માટે જ રાજપૂતો લડતા હતા. પૃથિરાજ પણ સમરસિંહ માફક પ્રબળ પ્રતાપથી તલવાર ચલાવતો ઠેઠ શાહબુદ્દીન સન્મુખ ગયો, ને તેના હાથપર ઘા કરી એક કાંડું લટકતું કીધું ને ઘોડાપરથી હડસેલી દીધો, ને વચ્ચે એક સિપાઈ આડો આવ્યો નહોત તો ઘોરીને ત્યાં જ કાપી નાંખત. પણ તેને બદલે તે આડો પડનાર સિપાઈ કપાઈ ગયો. અડધા કલાકમાં રાજપૂત સૈનાએ ૨૦૦૦ ઘોડેસ્વાર ને ૪૦૦૦ પેદળનો સંહાર વાળી દીધો.

પાછલા પહોરના ચાર વાગ્યા. સાંઝ પડે તો યવનસૈના નિરાશ થઈ પાછી હઠે તેમ હતું. પણ યવનદળ પુષ્કળ હતું ને રાજપૂતો ગણ્યાગાંઠ્યા જ રહ્યા હતા. આ મહાયુદ્ધમાં ઘણાક રાજપૂતો ખપી ગયા ને ઘણાક ઘાયલ થયા હતા. શાહબુદ્દીનને ઘા કરી પૃથિરાજ ઘોડાને એડ મારી તેનાપર ઘા કરવા ધસતો હતો, પણ તીરોના વર્ષાદમાં તે ઘેરાઈ ગયો. તેટલું છતાં, વિંધાતો વિંધાતો તે તેનાપર પાછો ઘા કરવાને ધસ્યો, ને બોલ્યો; "દુષ્ટ મ્લેચ્છ! વિશ્વાસઘાત કરી જય મેળવવા આવ્યો છે. લે દગાખોર!" એમ કહેતો તલવાર ઉપાડે છે, તેટલામાં અનેક સ્થળેથી તે બાણોથી વિંધાઈ ગયો, તેથી તેને તમ્મર આવ્યા ને તે ઘોડાપરથી પડ્યો; ને એવી જ મૂર્છિત અવસ્થામાં તે યવનોના હાથમાં કેદી પકડાયો. તાતારખાં તેને કેદ પકડી ઘા કરવા જતો હતો, તેટલામાં શાહબુદ્દીને બૂમ મારી કે, "તેને પકડો, મારતા નહિ!"

પૃથિરાજને પૃથ્વીપર પડતો જોઈ, સમરસિંહની જયઆશા નાશ પામી ગઈ! તેમ છતાં યવનોની સામા થવામાં તે અન્તપર્યંત દૃઢ રહ્યો. પૃથિરાજ પડ્યા છતાં તેણે લડાઈ તો જારી જ રાખી. આ વેળાએ તેનાં અંગમાં બમણું જોર વ્યાપ્યું હતું, એ થોડી સેના છતાં તે અટલ ભાવથી

લડતો હતો. છેલ્લે છેલ્લે તેણે એવું તો યુદ્ધ કીધું કે, યવનોની છાતી ધડકવા લાગી, તેઓના ઘોડા પાછા હઠવા લાગ્યા, તેઓનાં હથિયાર બંધ પડતાં દેખાયાં અને શાહબુદ્દીનને પુનઃ પુનઃ સૈન્યોને ઉશ્કેરવાની જરૂર પડી, છતાં થોડુંક સૈન્ય પાછું હઠ્યું. મુસલ્લાઓની આગલી પંક્તિને સમરસિંહના સીસોદીયાઓએ ગતપ્રાણ કીધી ને લોહીની નીક વહેવડાવી. એક ઘડી ગઈ! બે ઘડી ગઈ! જેમ જેમ સમરસિંહ યુદ્ધમાં યવનોનાં માથાં કાલિકાની રુંઢમાળામાં પરોવવાને વધારે વધારે ઉરાડતો ગયો તેમ તેમ તેની સેનાનાં મસ્તકો પણ પ્રમાણમાં વધુ ને વધુ ઊડતાં ગયાં. થોડા લશ્કરમાં ઘડીએ, પળે, વિપળે ઘટાડો થતો ગયો. રાજપૂતોએ પાછી પેની કીધી નહિ, નમતું આપ્યું નહિ, જનુની લજવાવી નહિ. રાજપૂતાણીના ધાવેલા દૂધનું સાર્થક કર્યું. સમરસિંહે સમરરંગ રાખ્યો ને થોડી સેનાને લઇને પણ યવનોની સન્મુખ જઈ ઉભો રહ્યો. તેનો વીરભાવ જોઈ યવનસેના કંપી રહી, કોઇની પણ હિમત ચાલી નહિ, કે તેની સામા આવે. તાતારખાં બળ કરી આવ્યો, ને સમરસિંહપર ઘા કીધો; પણ તેની ચોટ ચૂકવી, તેના ઘોડાને પાંચ વાર દૂર હડસેલી, એક દોટ મૂકી તેના મસ્તકને ધડપરથી છૂટું કરી, કાલિકાને રસવાને માટે આપ્યું. શાહબુદ્દીન ઘોરીએ જોયું કે, સમરસિંહ કાપ્યો જ જાય છે ને તાતારખાંના મરણથી સેના કંપી રહી છે, સિપાઇઓ આગળ વધતા નથી ત્યારે તે આગળ આવ્યો, અને બીજા સરદારો તેની સહાયે ઉભા રહ્યા. તેણે બૂમ મારી, "આ એક કાફરથી ડરો છો? ફટ્ ફટ્! હજુ જિત જ ક્યાં થઈ છે? એ જીવતો હશે તો તમે રાજ્ય કયાંથી લેશો, ચાલો વધો!" એમ બોલતાં તે સમરસિંહપર ધસ્યો. પુનઃ બંનો સેનામાં સંહાર શરુ કીધો. સમરસિંહપર શાહબુદ્દીન ધસ્યો આવ્યો ખરો, પણ આ વીરની તલવારને મુકાબલ થવાની તેનામાં તાકત આવી નહિ. ઘોરી લઘુલાઘવી કરવા લાગ્યો, ને સામો કુતુબુદ્દીનને રાખીને તેની પાછળ જઈ ઘા કીધો. ઘોડાના એક પગપર તલવારનો ઘા કીધો, જે ઘોડાને વાગવાથી તે પડ્યો કે સમરસિંહ કુદી પડ્યો, ને જોતજોતાંમાં શાહબુદ્દીનના પુત્ર શેરમહમ્મદ ઘોરીને કાપી નાંખ્યો, ને યવનદળમાં ભંગાણ પડાવ્યું. પણ એટલામાં તો અનેક શસ્ત્ર અસ્ત્રની તેના અંગપર વૃષ્ટિ થઈ રહી. તે હજી પણ બે હાથે તલવાર ચલાવ્યો જ જતો હતો. શાહબુદ્દીને ગભરાઇને પોતાની તલવાર તેના મસ્તકપર મારી, પણ સમરસિંહે તેના ઘોડાને કાપી નાંખ્યો. શાહબુદ્દીને ઘોડાપરથી કુદકો મારતાં બીજી તલવાર તેના મસ્તકપર મારી, જે મસ્તકપર નહિ વાગતાં તેનો એક હાથ કાપી

નાંખી કટકા થઇ પડી. એ વેળાનું સમરસિંહનું પરાક્રમ અવર્ણનીય છે. તેણે બીજે હાથે શાહબુદ્દીનના ખભાપર ઘા કીધો, આંગળાં કાપી નાંખ્યાં, ને પગમાં ઘા કીધો, પણ તેટલામાં એક સિપાઇની તલવાર તેનાં મસ્તકપર પડતાં તે પડ્યો; તે નિર્ગત બન્યો ને તલવાર ફેરવતાં ફેરવતાં ૧૦૦ મ્લેચ્છોનો પ્રાણ કાઢી પૃથ્વીપર પડ્યો. પડતાંવેત તેનાં પ્રાણ નિકળી ગયા. સંધ્યાકાળ પૂર્વે યવનસેનાનો જય થયો અને સંધ્યાકાળ પૂર્વે ભરતખંડ પરવશ થયું ! અને સંધ્યાકાળ થઇ રહી ! રાજપૂતોએ રણરંગ રાખ્યો, પણ માતૃદ્રોહી-દેશદ્રોહી વિજયે દેશરંગ ઝાંખો પાડ્યો !

---

## પ્રકરણ ૩૫ મું

## વીર ક્ષત્રાણી !



સૂર્યનારાયણ દેવ, ભરતખંડનો સૂર્ય અસ્ત થયા છતાં, અધર્મે ધર્મપર જય મેળવ્યા છતાં, ચોમેર અન્ધકાર વ્યાપ્યા છતાં, અસ્તાચળમાં છૂપાઇ ગયો નહોતો, પણ ભરતખંડના સૂર્યના નાશથી, ભરતખંડના પરવશપણાથી શોકાન્વિત થઇ મેઘમાળામાં છૂપાઇને અશ્રુધાર વર્ષાવતો હતો. વળી ક્ષણમાં મેઘમાળાની મધ્યમાં છૂપાઈ આ લીલા જોવાને તે પોતાના હીન કીરણોનો પ્રકાશ આપતો ને ક્ષણમાં ગુપ્ત થતો હતો. મેઘમાળાના આ આચરણથી અન્ધકાર વધારે જલદીથી દોડી આવ્યો. ચારે દિશામાં રાત્રિરૂપ લલનાએ અંધકારની અંધાર પછેડાને આજ્ઞા આપી કે સર્વત્ર અંધકાર જ કર, તેથી તે દોડતો-કુદતો પોતાના સેનાનીઓને જગે જગે મૂકતો ફરતો હતો. રણક્ષેત્ર ભયાનકથી પણ વધારે ભયાનક થઈ રહ્યું હતું. શિયાળવાં ને કુતરાઓને આજે મીજબાની હતી; તેઓની દોડાદોડી મ્હોટી હતી; કાગડાઓ આકાશમાં જણાતા હતા ને અહિયાં તહિયાં નિર્જન ક્ષેત્રમાં ચિન્તાતુર મનુષ્યો હતભાગ્ય બની ઉદાસીનતાથી નાસભાગ કરતા હતા. નદીની પડોસમાં એક ચિતા ખડકવામાં આવી હતી. તેમાં પૃથિરાજની પટ્ટરાણી અગ્નિપ્રવેશ કરવાની હતી; અને દેવલોક પહોંચેલા સ્વામીના દર્શનાર્થે જવાને તૈયાર થઈ હતી. રાજસેવકોએ એમ જ જણાવ્યું હતું કે, મહારાજનું મરણ થયું છે, તેથી તે મુગ્ધ બની ગઈ હતી. રાજ શિબિરમાંથી નિકળી પ્રાણાધિક પ્યારી પુત્રીનું મસ્તક ખોળામાં લઇને, એક પાલખીમાં બેસી હાલતી ચાલતી પત્થરની પુતળી માફક તે ચિતા આગળ આવી. તેનાં નેત્રમાં એક પણ અશ્રુ નહોતું, હૃદય સ્થિર હતું, દુઃખ નાશ પામેલું

હોય ને જેવી સ્વસ્થ હોય તેવી તે દેખાતી હતી. ચિતા સમીપ આવ્યા-તાંને વાર તે પાલખીમાંથી ઉતરી પડી. તે વેળાની તેની કાન્તિ સ્ફટીકની મૂર્તિ જેવી સ્વચ્છ-નિર્મળ જણાતી હતી. રાણી નિશ્ચય મનથી ચિતા તરફ ગઈ. તેની પાછળ દાસ દાસીઓ રડતાં, રડતાં ચાલતાં હતાં. પ્રથમ ઉષાવતીને તે ચિતાપર સુવાડી ને તેના કંઠમાં આશાપૂર્ણાનો હાર પહેરાવ્યો, લલાટમાં ચંદન ચરચ્યું, પોતે પણ લલાટમાં ચંદન ચરચ્યું, ને પુષ્પમાળા પહેરી લીધી. ઈશ્વર પ્રાર્થના કરી અને ચિતાની પ્રદક્ષિણા કરી ને જેવી તેમાં પ્રવેશ કરવા જતી હતી તેવામાં ક્ષત્રિય સેનાની એક ટુકડી સપાટાભેર ત્યાં આવીને ઉભી રહી. તુરત જ એક સામંત સેનાપતિ અશ્વપરથી ઉતર્યો ને રાણીશ્રીને પ્રણામ કરી, બે હાથ જોડી સામો ઉભો રહ્યો. તેને પાસે આવીને ઉભેલા જોઇ રાણીશ્રીએ પૂછ્યું, "બળદેવસિંહ! તમારે શું કહેવું છે? જે ઇચ્છા હોય તે બોલો."

બળદેવસિંહે નમન કરતાં, વીર રાણીશ્રીને પરિપૂર્ણ માન બતાવતાં ભક્તિ ભાવથી કહ્યું, "દેવિ! આ વત્સની એક વિનતિ છે, દિલ્લીશ્વરે આપ દેવીને એક સંદેશો કહેવાને મને મોકલ્યો છે." ચકિત થતી રાણીએ પૂછ્યું, "શું દિલ્લીપતિ! મમ નાથ! મમ પ્રાણ! ઉષાવતીના પિતા! તેઓએ તો રણમાં પ્રાણત્યાગ કીધો છે ને!" બળદેવસિંહે કહ્યું, "દેવિ! માતુશ્રી! નહિ! ઘાયલ થવાથી મૂર્છિત થઈ તેઓ ઘોડાપરથી પડ્યા, તેથી સૌએ કલ્પના કીધી કે, ઇંદ્રસદનમાં સિધાવ્યા, પરન્તુ વાસ્તવિક તો તે-" ચકિત રાણીએ ઉછળતા હૃદયે કહ્યું, "વાસ્તવિક શું? બોલો, તમને રાજરાણી આજ્ઞા કરે છે." ગળગળો થતો બળદેવસિંહ નેત્રમાંથી અશ્રુધારા પાડતો બોલ્યો, "દેવિ! તેઓ તો યવનના હાથમાં બંદી થયા છે-ત્યાં કેદ થયા" કેદમાં પડ્યા છે, એ શબ્દ સાંભળતાં જ દેવી વ્યગ્ર થઈ ગઈ. તે ચારેકોર લાલચોળ નેત્રે દષ્ટિ કરવા લાગી. ભયથી વીરતાથી તે કંપી ઉઠી. દિલ્લીશ્વરે શો સંદેશો મોકલાવ્યો છે, તે પૂછવાનું પણ તે ભૂલી ગઈ. તે સૈનિક લોકોપ્રતિ ક્રોધી ભ્રુકુટી કરી, દાસ દાસીઓ તરફ રોષથી જોઈ કંપાયમાન મ્હોં કરી, થરરર કંપતી, ગર્વથી બોલી, "રે સેવકો, દાસીઓ, સાંભળો! આ ક્ષત્રિયો આ રાજપૂતાણીના કુળને ગર્વથી ફૂલાવનારા વીર પુરુષો, સંમરક્ષેત્રનો ત્યાગ કરી "મહારાજ કેદી થયા છે" તે મંગળ સમાચાર કહેવાને, આટલું કષ્ટ વેઠી ધસ્યા ધસ્યા અહિં આવ્યા છે! ધન ઘડી ધન દહાડો! રાજપૂત ધર્મને ધન્ય ને એ વીરને પણ ધન્ય! ઠીક! ઠીક! હવે આ વીરબાહુઓ અહિંયા જ રહે, અથવા પોતાની પ્યારી સ્ત્રીને, વહાલાં બાળકોને આનંદ પમાડવાને સ્વદેશમાં જઈ આનંદ પામે! પરંતુ દિલ્લીશ્વર ચક્રવર્તી છે, હું

તેની, હું સ્વતંત્ર પ્રજા છું, તે સ્વતંત્ર મટી પરતંત્ર થઈશ નહિ. મહારાજ મારા સ્વામી છે, હું તેની પત્ની છું, તે કેદ થયા, ત્યારે હવે હું નિશ્ચિંત રહી કેમ શકું? આ લોકો તો રાજપૂતાણીનું દૂધ પીને ઉછર્યા નહિ હોય, કોઈ ગોલીનું દૂધ પીધું હશે, પણ હું તો ક્ષત્રિકન્યા છું! વીરબાળા છું! વીર સ્વામીની પત્ની છું! રાજરાજેશ્વરી છું! આજે હું જઈશ, કોઇના પણ આશ્રય વિના જઇશ ને મારા નાથને બન્ધનથી મુક્ત કરીશ! ચાલો!"

આટલું બોલતાં બળદેવસિંહના હાથમાંથી ઢાલ તલવાર ઝુંટાવી લઈ, તેના જ અશ્વપર રાણી સ્વાર થઈ ગઈ. તે ક્ષણે, તે જાણે મહિષાસુરનું મર્દન કરવા ચંડિકા જતી હોય તેવી શોભવા લાગી. તેણે ચિતામાં પ્રવેશ કરવાવેળાનાં નિર્મળ સફેત સુવસ્ત્રો પહેરેલાં હતાં, તેના કાછ કસ્યો હતો; રક્ત ચન્દન લલાટમાં ભભક મારી રહ્યું હતું; પીઠપર સઘન કેશજાળ શોભી રહી હતી; હાથોમાં ઢાલ તલવાર આવી રહી હતી; તે ગંભીર ન ક્રોધાંધ હતી; તેનાં નેત્ર લાલચોળ–લોહીવર્ણાં થઈ ગયાં હતાં; ક્ષત્રિય અભિમાન તેની રગેરગમાં જાગૃત થયું હતું; ક્ષત્રિય રક્ત સર્વાંગે દોડતું હતું–સર્વ રીતે વીરતાનો ભાવ ઉદ્દીપન થયો હતો. તેનો અશ્વ સમરક્ષેત્ર તરફ ચાલવા લાગ્યો. તે નિહાળી ક્ષત્રિય સેનાનીઓ લજ્જા અને અનુતાપથી બળી ગયા. તેઓ સર્વે એક જ સમયે એક જ જોસમાં બબડ્યા, "આપણામાંથી એક પણ જીવતો રહે ત્યાં સૂધી આ વીર ક્ષત્રાણી સંગે તેના સ્વામીના બંધનમુક્ત માટે રણમાં ઝઝુમીશું; પણ મહારાજે તો આજ્ઞા કીધી છે કે, અત્યાચારી, પાપી મ્લેચ્છના હાથમાં રાણી, ને બીજી સ્ત્રિયોની લજ્જા લૂંટાય નહિ માટે તેનું રક્ષણ કરવા જાઓ, ને તેથી યુદ્ધ ત્યજી અત્ર આવ્યા છિયે. મહારાજે તો ચિતારોહણ પર્યંત રક્ષા કરવાની આજ્ઞા દીધી છે, તો હવે શું કરવું!" પણ આટલું વિચારવાના સમયમાં તો રાણીશ્રી અશ્વને દપટાવતી આગળ વધી ગઈ. તે જોઈ સઘળા રાજપૂતો વિદ્યુતની માફક ચમકી, વીરભાવ મનમાં ધરી, "જય ચંડિકા! જય ભવાની જય!" એમ બોલતા રાણીની પૂઠે દોડ્યા, ને દાસીઓ ચિતામાં સુતેલી ઉષાવતી પ્રતિ શૂન્ય દૃષ્ટિ કરતી ત્યાં જ ઠરી રહી.

જે ક્ષણે રાણીશ્રી મુસલમાનોની સેના સામા ઝડાકો લેવાને અશ્વારુઢ થઇને નિકળી, તે જ ક્ષણે, અડગ, અટલ, મહાવીર ચૂડામણિ નાહરસિંહને મહાકષ્ટે વધ કરી, રાજપૂતોની છાવણી લૂટવાને મુસલમાન સૈન્ય દોડ્યું આવતું હતું. તેઓની દૃષ્ટિ, આ વિકરાળ, સંહારિણી, પ્રલયકાળ જગતનો નાશ કરવા ભગવાન્ રુદ્રરૂપ શક્તિને ધારણ કરી ઘોર

ગર્જના કરે છે તેમ ગર્જના કરતી વીરાંગના–વીરબાળાપર પડી. તેના હાથમાં ખડ્ગ ને તલવાર હતાં, ને પીઠપર ઢાલ બાંધી હતી. તે અશ્વારૂઢ થઇને આવતી હતી. તે મ્હોડું, 'કાચાપોચાને તો શું, પણ વીર મરદને હબકાવે તેવું રૌદ્રમય હતું. તેને જોઈ મુસલમાનો ભડકી ગયા, કે આ વળી કોણ? ક્ષણ વારમાં ક્ષત્રિય સેના તેઓની ગતિ રોકવા આગળ વધી ને માર માર ને કાપ કૂપ કરવા લાગી. યવનો ઘણા ગભરાયા, પણ તેઓ ઝટ જાગૃત થઈ ગયા. ક્ષત્રિયોએ તલવાર ને તીરનો મારો ચલાવવા માંડ્યો, કે મુસલમાનોએ ચારે કોરથી તેઓને ઘેરી લઈ, તલવાર, બરછી, તીર, સાંગ ને બંદૂકનો મારો ચલાવવા માંડ્યો. ક્ષત્રિયસેનાએ દુર્ભેદ્ય વ્યૂહ રચી મહારાણીને ઘેરી, પ્રાણાંત સૂધી લડવાનો નિશ્ચય કીધો હતો. તેઓએ દારુણ સંગ્રામ આરંભ્યું. મુસલમાન સેના ઉન્મત્ત મોજા પેરે ઉછળવા લાગી. ક્ષત્રિયસેના સમુદ્રતીરના શૈલોની પંક્તિ માફક તેઓના ઉછાળાઓને પાછા વાળતી હતી. રાજપૂતો અટલ ને નિર્દય થઈ કાપણી કરતા હતા. પા કલાક સૂધી આ યુદ્ધ ચાલ્યું ને ઘણા મુસલમાનનાં ને થોડાંક રાજપૂતોનાં માણસ મરણશરણ થયાં. આ વીર જોસ્સો રાણી ટગર ટગર જોઈ રહી નહી. તે આ સમયે નિશ્ચેષ્ટ ઉભી રહી શકી નહી. સેનાના મધ્યમાંથી તે અકસ્માત્ બહાર આવી ને યવન સેનાને કાલિકા માફક સંહારવા લાગી. ક્ષત્રિયસેના તેના આ વીરભાવ જોઈ સડક જ થઈ ગઈ. જોતજોતામાં રાણીએ સો પચાસ માથાંનો ભૂકો કરી નાંખ્યો. પણ એટલામાં યવન સેનામાંથી એક તીક્ષ્ણ બરછી તેના કલેજામાં સોંસરી પેસી ગઈ, ને તે ઘોડાપરથી જમીનપર પડી.

આ જ વેળા ખરી કસાકસીની હતી. યવનો રાણીના શરીરને લેવાને ધસ્યા, ને રાજપૂત સેનાએ જબરો અવરોધ કીધો; ને તે અવરોધમાં જ એક રાજપૂત સ્વારે યવનોને નિરાશ કરતાં રાણીને જમીન પરથી ઉઠાવી પોતાના ખોળામાં લીધી ને ઘોડાની લગામ છોડી, એકદમ ઘોડો દોડાવ્યો. મુસલમાનો, બાજુએથી બળ કરી રાણીની પૂઠે પડ્યા, પણ જેવા યવનો દોડતા પૂઠે પડ્યા તેવા રાજપૂતોએ પાછળથી તેઓમાંના હજાર બે હજારનો ભૂકો કાઢી નાંખ્યો. રાજપૂતોએ જીવવાની આશા રાખી જ નહોતી. તેઓને સ્ત્રી પુત્રો પણ વ્હાલાં નહોતાં. માત્ર ક્ષત્રિય ધર્મ જ વ્હાલો હતો. તે શું ન કરે? યવન સેનાને આગળ વધતાં ઘણી કાપી નાંખી, ને યવનો આ મારામારીમાં ધૂળભેળા થઇ અલ્લાહની પ્રાર્થના કરવા ગયા ખરા, પણ એ લડાઈથી ઘણા જ થોડા ક્ષત્રિયવીરો પાછા ફરી શકયા.

રાજપૂતો મહારાણીનું શબ લઇને ચિતા નજીક આવ્યા ત્યારે

સંધ્યા થઈ ગઈ હતી. આકાશમાં ચન્દ્રલેખા દેખાતી હતી, તે પણ ઝાંખી હતી; વાદળામાં ઘેરાયલી હતી. ઊષાવતીને પોતાના ખોળામાં લઇને ચિતા પ્રશાંત ભાવથી મહારાણીની વાટ જોતી હતી. તુરત જ રાજપૂતોએ ઊષાવતીની પડોશમાં જ, રાણીશ્રીને સુવાડીને આગ સળગાવી. ચિતા ભડભડાટ બળવા લાગી ત્યારે તેમાં ચંદન, ઘી, વાળો, સૌગંધિક પદાર્થની આહુતિ સર્વેએ આપી. અગ્નિની જવાળા ગગન સુધી પહોંચી એટલે દાસીઓ પણ ચિતામાં ટપોટપ પડવા લાગી. કોઈ પ્રાર્થના કરતાં પડી, કોઈ રાજરાણીના ગુણ ગાતી પડી, કોઇ બીજે જન્મે એ જ રાણી સાથે રહેવાનું માંગતી પડી. સૌ દાસીઓના, અગ્નિમાં ઝંપાપાત કરવાથી અગ્નિની જવાળા ઘણી ભભકપર ભડભડાટ કરતી બળવા લાગી. પતિવ્રતા, વીરાંગના, વીર પત્નીની વિશુદ્ધિના પ્રકાશનો સ્થંભ દિશાઓને પ્રકાશિત કરતો હતો. બે, કલાકમાં અગ્નિ શાંત થયો, ચારે કોર અંધકાર થઈ રહ્યો, ચિતામાં અંધકાર થયો, ભરતખંડમાં પણ અંધકાર થયો ને ક્ષીણ ચંદ્રમા પોતાની લેખાઓને છૂપાવી અંધકારમાં, અંધકાર વધારવાને શોક કરતો કરતો અસ્તાચળમાં છૂપાઇ ગયો.

અંધકારનું રાજ્ય વ્યાપી રહ્યું છે, સર્વત્ર શૂન્ય જણાય છે, થાણેશ્વર સ્મશાનમય છે. તે વેળાએ યવનોનો આનન્દનાદ ને રાજપૂતોનો કરુણામય સ્વર, ઘાયલોનો દીનસ્વર, શિયાળવાંઓનો અભંગ ચિત્કાર શબ્દ, દિગદિગન્તમાંથી તે હેઠ ગગનમંડળ સુધી ગાજી રહ્યો છે. આર્ત નાદ, દીન નાદ ને આનંદ નાદના પડઘા પડે છે. એ વેળાએ લમણે હાથ મૂકીને એક પુરુષ, એ જ મેદાનના એક નાકાપર ઉભો ઉભો વિચાર કરે છે, તેના હૃદયમાં પણ અંધકાર છે, તેના મનમાં ભય છે, તેનું દિલ ધડકે છે, ચિત્ત થડકે છે અને ક્ષણમાં તેનાં નેત્રમાંથી અશ્રુ ટપકે છે. એ દુષ્ટ, કર્મચંડાળ, પાપી વિજયસિંહ છે. તેની આશાનું એક કીર્ણ લોપ થવાથી, તે નિસાસાપર નિસાસા મૂકે છે. રાણીશ્રીની ચિતા ઓલવાયા પછી ને જ્યારે સર્વ મનુષ્ય ત્યાંથી વેરાઈ ગયાં ત્યારે, છાવણી તરફ ફરતાં તે બોલ્યો, "હાય! ઊષાવતી! પ્યારી પૂતળી, મારી બાલ્ય સખી, ને યૌવનમાં શાંતિ દેનારી, તારી તરફની મારી આશા તો નષ્ટ થઈ!" એમ બોલી તે પવિત્ર પૂતળીને અપવિત્ર કરતો તે પાપી છાવણીમાં ગયો.



## પ્રકરણ ૩૬ મું



न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति !

સૂર્યકુળ ચુડામણિ કલ્યાણસિંહ રણમાં પડી ઇન્દ્રની અપ્સરાને વર્યો; ચંન્દ કવિ જેને શિવજીનો અંશાવતાર લખે છે તે સમરસિંહ કૈલાસમાં પધાર્યો. પૃથિરાજ ચક્રવર્તી કેદ પકડાયો; અજમેરના પીરોને હંફાવનાર ચામુંડરાયે, દેવી ચામુંડાની આજ્ઞાથી એક ઘાએ દેશદ્રોહીનો પ્રાણ હરી, સ્વપ્રાણ સમર્પણ કીધો; રામગુરુજી કૃપા કરી ગયા ને બ્રહ્મતેજ બ્રહ્મતેજમાં લીન થઇ ગયું. દિલ્હીમાં હાહાકાર થઇ રહ્યો છે. વેપારીઓ, સામંતો, પટાવતો, ગરીબથી તે શ્રીમન્ત સૂધી ચિંતાતુર થઈ ગયા છે. ચંડપુંડીર સૌને ધૈર્ય આપે છે. પણ ચોમેરથી નાસભાગ થઈ ગઈ છે. લોકો પોતપોતાની દોલત દાટવાને મંડી પડ્યા છે. કોડીના માણસને કોડીની ને કરોડાધિપતિને કરોડની ફીકર પડી છે. ચંડપુંડિરની આજ્ઞાથી દરવાજાઓ બન્ધ કરી દેવામાં આવ્યા હતા, ને "મ્લેચ્છો આવ્યા આવ્યા," ના ભણકારામાં લોકોના જીવ રાત ને દિવસ તાળવે ટાંગેલા છે. રાજપૂતોનાં ઘેર કુટુંબમાં કાણો મંડાઈ હતી, ને રણમાં પરાક્રમ કરીને યશ મેળવીને મરણ પામેલા પતિ સંગે તો નહિ, પણ તેઓના નામનું સ્મરણ કરતી કરતી અનેક સ્ત્રીઓ ચિતા સળગાવી બળી મરતી હતી. થાણેશ્વર ને તેની આસપાસના ગામોમાં લૂંટ ચાલી હતી, નિર્દય મુસલમાનો દયા વગરના રાક્ષસ બની ગયા હતા, અનેક ઘરો લૂટ્યાં, સ્ત્રીઓની લજ્જા લૂંટી, બાલક, સ્ત્રી અને જુવાનોને પકડી પકડી ગુલામ બનાવ્યા ને કેટલાકોની હારની હાર ઉભી રાખી એકે સામટી કાપી નાખી. એ સર્વ બનાવો શાહબુદ્દીન રાક્ષસ જોઇને આનંદ પામતો હતો, પણ મુસલમાનોમાં પણ કેટલાકો દયાળુ હતા, તેઓના જીવ કંપતા હતા. એ સઘળો બનાવ આ નવલ કથાના પ્રસંગ કરતાં ઇતિહાસના પ્રસંગને વધારે અનુકૂળ છે, તેથી અત્રે તેનું વર્ણન કરવું યથાન્યાય નથી.

લડાઈની સમાપ્તિની રાત્રિ શાહબુદ્દીને મોટા આનન્દમાં ગાળી. તે થાક કે નિદ્રા વગર તંબુમાં ઉલ્લાસ ચિત્તે ફરતો હતો. ઘોડાપર બેસીને અંધારામાં મશાલ સળગાવી રણભૂમિ જોવાને નીકળ્યો ને કાફર હિંદુઓનાં મુડદાંના ઢગલાના ઢગલા જોઇને અત્યંત રાજી થયો; પણ જ્યારે તેણે મુસલમાનોનાં મુડદાંના ડુંગરા જોયા ત્યારે ત્રાસથી કંપી ઉઠ્યો ને સ્વગત બોલ્યો, "રાજપૂત કાફરો રાક્ષસથી પણ જ્યાદા નિર્દય છે." આ તો નિર્વિવાદિત છે કે, મનુષ્ય પોતાના ગુણાવગુણનું તોલન

યથાસ્થિત કરી શકતો નથી. મનુષ્યમાં સ્વદોષ સ્વલ્પ જેવો ને પરદોષ પર્વત જેવો માનવાનો સ્વભાવ જ પડી ગયો છે, તો શાહબુદ્દીનનો દોષ શો? શૂન્યવત્ અંધકારથી વ્યાપિત દસે દિશામાં ફરતાં ફરતાં તે જ્યાં ઘાયલ દર્દીઓ રીબાતા પડેલા છે ત્યાં આવ્યો. યવનોને ધૈર્ય આપ્યું, પણ હિંદુ ઘાયલોનો વધ કરવાની આજ્ઞા આપી અને પોતાની દૃષ્ટિમાં હિંદુ વીરોનાં મસ્તક ઓછાં જણાવાથી તેમાં વધારો કરાવી સંતોષ પામ્યો. સેનાના માણસોને છાવણી લૂટવાની આજ્ઞા તો પહેલાંથી જ આપી હતી.

તે રમણભૂમિના કાળાગ્નિની ભડભડ બળતી લાલની જ્વાળામાં ફરતાં આનંદ પામતો હતો. તેટલામાં બે ત્રણ સિપાઇઓએ આવી કહ્યું: "જહાંપનાહ! આપની આજ્ઞાથી અમે છાવણી લુટવા જતા હતા, તેટલામાં માર્ગમાં હિંદુ રાણીઓ અને કાફર પૃથિની ઓરત આંધળી ને ઘેલીની માફક લડવાને આવી ને મોટી કટાકટી ચલાવી દીધી! પૃથિના પકડાવાની ખબર સાંભળીને તેના છૂટકા માટે લડવા આવી હતી, પણ ખુદાવિંદ, તેને કતલ કીધી છે." આ વાત સાંભળી શાહબુદ્દીન આશ્ચર્ય પામ્યો ને મૌન ધરી રહ્યો. પછી બોલ્યો, "તુમ લોગ હમારે સિપહસાલાર ઔર ખાસ મુસાહિબોકો સબરમે તંબૂમે આનેકી વરદી દો, સબરમે મૈં ઇન્તજારી કરતા" એક સિપાઇ બોલ્યો, "સિપહસાલાર તો આજે લડાઇમાં માર્યો ગયો છે!" મહમ્મદ ઘોરીએ કહ્યું, "કુચ્છ ફીકર નહીં. આજ કુતુબુદ્દીન નવા સિપહસાલાર મોકર્રર કિયા ગયા હૈ, ઉસીકો ખબર દો." તેની આજ્ઞા પ્રમાણે સિપાઇઓ મુસાહિબોને તંબૂએ તંબૂ ફરી વળ્યા.

બીજે દિવસે પ્રભાતના સર્વ સેનાપતિ અને સભાસદો એકઠા થયા, ત્યારે શાહબુદ્દીન, કુતુબને સંબોધી બોલ્યો, "કુતુબ! સુના હૈકિ પૃથિરાજકે કેદકા અહવાલ સુન કર, હિંદુ રાનિયાં ઉસે છોડાનેકે લિયે આઇથી!" ગુલામ કુતુબુદ્દીને કહ્યું, "જેવા ગર્વથી તે આવી હતી તેવા જ માનને પામી છે!" મહમ્મદ ઘોરીએ કહ્યું, "યહ તો હુવા, લેકિન ક્યા તુમકો ઇસસે યહ નહિ માલૂમ હોતા કે પૃથિરાજ જબ તક કેદ રહેગા તબ તક હમ લોગ બેફીક નહીં રહ સકતે; ઇસમે વે કામ અબ હો યા ન હો, મગર ઉસકે રિહાઇકે લિયે હિન્દુ લોગ જરૂર બાજરૂર ફિર લડેંગે." સેનાપતિ કુતુબે કહ્યું, "આવો મજબુત પરાજય થયા પછી હવે તેઓમાં લડવાની આય હોય જ નહિ." મહમ્મદ ઘોરીએ કહ્યું, "તો તુમને અભીતક ઉન લોગોંકો પહિચાના નહીં. વે લોગ જૈસે વફાદાર ઔર અતાયતશઆર હૈ, વે લોગ રાજાકે કેદી સુનનેસે મુલકમેં વે લોગને હથિયાર હાથમેં નહીં લિયા વે સબભી હથિયાર ઉઠાનેકી ખ્વાહિશ

કરૈંગે. ઉસકી સાહિદ ઔરતેં હૈ—જો ઉસકે લિયે હમ લોગોં કે મુકાબલ જંગ કરને આઇથી."

ગંભીર વિચાર કરી, ઘોરીની ઇચ્છા જાણી, કુતુબ ગમે તેવો નિર્દય છતાં કંપ્યો, ને ગંભીર સ્વરે બોલ્યો, "ખુદાવંદ! તે આવી, પણ થયું શું? હવે પૃથિરાજ નથી, સમરસિંહ નથી અને તે શેર બચ્ચો, મહા પરાક્રમી કલ્યાણ પણ નથી, તો ડર શો છે? કોનો છે? રૈયતનો કે ખેડુતનો! નહિ, નહિ! સેઓએ જીંદગીપર્યંત શસ્ત્ર સજ્યાં નથી, તે શું કરશે?" મહમ્મદ—નિર્દય મહમ્મદ—ચાંડાળ મહમ્મદ—જેને સાત સાત વાર કેદ પકડી પૃથિરાજ દિલ્લીમાં ઘસડી લાવ્યો હતો, ને ક્ષત્રિયકુળના ભૂષણ દયાળુ રહી, દંડ લઇને જેને જીવતો જવા દીધો હતો, તેણે તેનો અંત આણવાની ભુંડી ઇચ્છા વશ થઈ, આંખો ફાડી, જોરથી કકડાટ કરતો બોલ્યો, "નહીં નહીં, મૈં ખૌફકિ બાત નહી કહેતા, અબ તો હમ લોગ બિલાસુબાહ ઉન છોટી છોટી આફતોંકો દફા કર સકેંગે, લેકિન લડાઇ હોનેમેંભી તો સિપાહી મારે જાયેંગે ઔર નુકસાનભી હોગા, અગર બિલા તરધુડ હમ લોગ ઇસ ફતહયાબી કૂ સમરા ઉઠા સકે તો ફિર બિલા જરુરત લડાઇ કરનેસે કયા ફાયદા? પૃથિરાજકો કતલ કરનેસે અબ હમલોગ બેખતર હોંગે, ઐસા હોનેસે ફર કિસકી રિહાઇકે લિયે, હિન્દુ લોગ જાન દેને આવેંગે? કતલ કરનેસે કયા નફા નુકસાન હૈ, ઇસકા તસફીયા ઇસી વક્ત હોના ચાહિયે."

ઘોરીનો આ ઠરાવ જાણી કુતુબુદ્દીનને કંપારવ થયો, પણ તે ઘોરીએ જોયો નહિ. પછી એક સિપાઇ અમીર બોલ્યો, "પૃથિરાજને કતલ કરવામાં લાભ નથી; પણ તેને ગુલામ બનાવી વિજયના ચિહ્ન તરીકે ગીઝની લઇ જવો યોગ્ય છે, તેથી ઘણો લાભ થશે." ઘોરીએ ડોકું હલાવ્યું ને કહ્યું, "ઉતને દિન તક કેદમેં રખના મુઆફિક હૈ!" ત્યારે બીજા અમીર સિપાઇએ કહ્યું, "જનાબ, હજી આપને ઘણું કામ છે. આપણે બીજા દેશો જિતવાના છે, ને જો પૃથિરાજ આપણી સાથે સલાહ કરે તો તેને થોડોક મુલક આપી આપણા પક્ષમાં લેવાથી ઘણો લાભ થશે, જ્યારે મરજી થાય ત્યારે એ કરાર તોડવામાં આપણને નડતર નડનારી નથી. જો તે તાબે રહેશે તો ઠીક નહિ તો 'જે કામ આજે કરવાનું છે તે તે વેળાએ કરવામાં વિલંબ શો છે?" આ સલાહ ઘોરીને ગમી ને ઠરાવ્યું કે કાલે પૃથિરાજને સભામાં તેડાવીશું ને પછી નક્કી કરીશું. આ વાત પછી બે દિવસ આસપાસના ગામો લૂંટવામાં, લશ્કર ને સેનાપતિઓ રોકાઇ ગયા. પછી દિલ્લી લૂંટવા જવાનો વિચાર કીધો, તેમાં પૃથિરાજની વાત સૌ ભૂલી ગયા. ત્રીજે

દિવસે શુક્રવારે નિમાજ પઢવાને સૌ ઘોરીના તંબૂમાં ભેગા મળ્યા. કાજી સાહેબ આવીને આસનપર બિરાજ્યા, ને ઘોરી અને સઘળા અમીર ઉમરાવો ઉભા રહ્યા. કાજીની આજ્ઞાથી આ પ્રમાણે પ્રાર્થના કરવા માંડીઃ—

(ગઝલ)

" કાજી–કાફીર પે મુસલ્માંને ફતહયાબ બનાયા,
" સર્વ મંડળી–અલહમદ્દ ઉલ' લિલ્લાહ;
" કાજી–કી મેહ બડી તૂને ય' બસ મેરે' ખુદાયા,
" સર્વ મંડળી–અલહમદ્દ ઉલ લિલ્લાહ;
" કાજી–સદકે મેં નવી સૈયદે મક્કી મુદની કે, અતફાલે અલીકે,
" અસહીબકે, લશ્કર મેરા દુશ્મનસે બચાયા,
"સર્વ મંડળી–અલહમદ્દ ઉલ લિલ્લાહ;
" કાજી–ખાલી કિયા ઇકઆનમેં, દૈરોકે સનમસે,
" સર્વ મંડળી–શમશીર દીખાકે, બુતખાન; ગીરા કરકે હરમ તુને બનાયા,
" સર્વ મંડળી–અલહમદ્દ ઉલ લિલ્લાહ;
" કાજી–ઇસ હિન્દસે સબ દૂર હુઇ કુફ્રકી જુલ્મત,
" સર્વ મંડળી–કી તૂને વ રહમત, નક્કાર એ ઇમાંકી હરેક સિતમ બજાયા,
" સર્વ મંડળી–અલહમદ્દ ઉલ લિલ્લાહ;
" કાજી–ગિરકર ન ઉઠે કાફિરે બદકર જમીસે, એસે હુયે ગારત,
આમીં કહો.
" સર્વ મંડળી–આમીં !
" કાજી–મેરે મહબૂબ ખુદાયા,
"સર્વ મંડળી–અલહમદ્દ ઉલ લિલ્લાહ.*

નિમાજ પઢી રહ્યા પછી શાહબુદીને પૃથિરાજને સંભાર્યો ને દરબારમાં તેને લાવવાની આજ્ઞા આપી. તુરત પૃથિરાજને હાથે પગે બેડી ઠોકીને સભામાં લાવવામાં આવ્યો, તેનું સર્વાંગ ઘવાયલું હતું. તીર અને તલવારના ઘાથી સર્વ અંગ ઝરઝરીત હતું; આજે તે અંગે નબળો હતો, પણ તેના મ્હોંનો લખલખાટ જરા પણ નિઃસત્વ, નિસ્તેજ જણાતો નહોતો; તેની ભ્રુકુટી ચઢેલી ને ચઢેલી જ હતી, પગ હાથનું જોર જરાએ મંદ નહોતું; ક્ષત્રિય રક્ત ઉછળતું જ હતું. શારીરિક સંકટને તે ગણકારે તેવો નહોતો. જે વીર પુરુષ છે, તેને આવી બેડીમાં રહેવાનું અતિ કઠણ છે, પણ દૈવને વશ કોણ થતું નથી? દેખાવમાં તે આ વેળાએ પણ નરમાશવાળો કે કોમળ જણાતો નહોતો, પણ હિંદુઓની હાર, ક્ષત્રિય

* હરિશ્ચન્દ્ર કાવ્યમાંથી.

બળનિ:સત્વ એ શોચમાં તેના અંગનો રંગ બદલાઈ ગયો હતો. તેને કેદી છતાં જરાપણ સંકોચ થતો નહોતો. તે વીરબાહુ ને વીરપુત્ર હતો. સભામાં આવ્યા પછી તે વીરમૂર્તિ અધિકાધિક કોપાનળમાં બળવા લાગી. તેના શમેરોમ ક્રોધ વ્યાપી રહ્યો, અને શાહબુદ્દીનને જોતાં તે અધિક તેજસ્વી થયો. સઘળા મ્લેચ્છોની વચ્ચે ઉભા રહેવા છતાં તે એક શબ્દ પણ બોલ્યો નહિ. આ ચંડાળો સાથે વાત કરવામાં પણ તે અપમાન સમજતો હતો. તે તુચ્છભાવસૂચક રોષમય ગંભીર લાલચોળ નેત્રથી જ તેને જોતો હતો. એક પરવશ પડેલો કેદી, આટલા બધા ગર્વમાં હતો તે જોઈને મહમ્મદ ઘોરી આશ્ચર્ય પામ્યો. દિલ્લીશ્વરનાં ક્રોધભરિત કટાક્ષ જોતાં તે દબાઈ જ ગયો, ને તેથી તે અતિ નરમાશથી બોલ્યો; "મહારાજ! દિલ્લીકે ધની! આપને બોત મર્તબઃ હમ લોગોંકે સાથ સલૂક કિયાથા, ઇસ મર્તબઃ આપ દેખેંગે કે હમ લોગ ઉસે નહીં ભૂલે હૈ. મૈંભી આપકે ઉસ સલૂકકે બદલે સલૂક કરુંગા!" એટલું બોલી, પૃથિરાજ આ બોલવાનો શો પ્રતિઉત્તર આપે છે તે સાંભળવાને તે ચૂપ રહ્યા; પણ પૃથિરાજે કંઈ પણ ઉત્તર આપ્યો નહિ. અનુગ્રહની વાત સાંભળી તેને અથાક અપમાન લાગ્યું ને તે પગથી તે માથા સૂધી બળવા લાગ્યો! વજ્રઘાત થયો હોય તેમ તે કંપવા લાગ્યો. હાય! વિધાતાએ આવા વીરપુરુષનું મૃત્યુ રણમાં આણ્યું હોત તોપણ ઠીક થાત, પણ એના કર્મની રેખા જ વિલક્ષણ હતી. ઘોરીનું અપમાનજનક ભાષણ સાંભળી તે સ્વસ્થચિત્તે નિચું જ જોઈ રહ્યા. આ અપમાનનું દુઃખ તેને પરાજયના દુઃખથી અધિક અસહ્ય થઈ પડ્યું. તે કેવળ પુતળું બની ગયો, સાવજ થઇ ગયો, જડ જેવો દેખાયો, ચૈતન્ય વગરનું સ્થૂલ જણાયું, સમાધિષ્ઠ મુનિ જેવો લાગ્યો. પ્રિય જનોનું દુઃખ તેના નેત્ર સમીપ એ વેળાએ તરવરી રહ્યું ને વીરચૂડામણિ સમરસિંહનું શું થયું હશે, તે વિચારવા લાગ્યો. એ વિચારથી દુઃખ તો દુઃસહ થઈ પડ્યું. નિઃશ્વાસ ઉત્તરોત્તર જોરભેર નિકળવા લાગ્યો, તેની આંખો પ્રિયજનના દુઃખના વિચારમાં જળથી ભરાઈ ગઈ, ઉભરાઈ ગઈ—ખાલી થવા માંડી—પાંપણ ભીંજાઈ, તેને હડસેલો મારી જળ બહાર ગાલપર પડ્યું, ત્યાંથી પૃથ્વીએ ઝીલ્યું. વીરપુરુષ સંકટ શોચે નહિ, પણ આ દુઃસહ દુઃખનો ભોગી સમરસિંહ હશે, તે જ વિચારથી તેનાં નેત્ર જળથી ભીંજાઈ ગયાં. અંતરના ધબકારા ઉછળ્યા ને જો આ ક્ષણે તેના હાથમાં શસ્ત્ર હોત તો પાપી, વિશ્વાસઘાતી શાહબુદ્દીનને ક્ષણમાં યમલોકનો પહેરોણો કરત! પાંચ સાત મિનિટ તે આમને આમ ઉભો રહ્યો છે, ત્યારે મહમ્મદ ઘોરીએ પુનઃ પૂછ્યું;—"મૈં આપકી જાનબક્ષી કરુંગા; આપને માતહત આપકો મુલ્ક દૂંગા!" અધીનતામાં

અતિ દીનતામાં-મ્લેચ્છાધીનતામાં-જેને સાત સાત વખત બંદીવાન કરી જીવિતદાન દીધું તેની દયાથી, તેનું આપેલું રાજ્ય ભોગવવાનું સાંભળી, વીર પુરુષનાં નેત્રમાંથી આગની ચીનગારી નિકળવા લાગી, અંગમાં ફરતું લોહી ઉન્હું ઉન્હું થઈ વહેવા લાગ્યું, ક્રોધથી હોઠ ફડફડી રહ્યા ! મહમ્મદ ઘોરીએ વિચાર્યું કે, જીવિતદાન સાંભળી તે વિશેષ શાંત થઈ ગયો છે, ને તે તેજસ્વી જણાય છે. પણ ઘોરીએ જ્યારે એમ કહ્યું કે,-"હું તમારી સાથે સલુકાઈ બતાવું તેનો બદલો તમારે પણ સલુકાઈથી આપવો પડશે,' અને હું આ ભરતખંડમાં બીજા દેશો પર ચ્હડાઈ કરીશ, તેમાં તમારે મને આશ્રય આપવાનો સ્વીકાર હોય તો જ હું તમને માફી બક્ષીશ," આ વચન સાંભળ્યાં ત્યારે તો પૃથિરાજ માથોડું માથોડું કુદે તેવો જણાયો, તેનાં નેત્ર વિકરાળ સિહણ જેવાં અગ્નિના અંગારા જેવાં લાલચોળ થઈ ગયાં. તે થરરર કંપવા લાગ્યો, સાંકળો ખડખડી ઉઠી, અમીરો ભડકયા, અને તેને તલવાર શોધતો જોઈ કેટલાક ઉભા થઈ ગયા, કોઈએ શમશેર અડધી ખેંચી ને કોઈ તો બહાર કાઢી ઉભા થયા. પૃથિરાજે કમરપર હાથ મૂકયો ને તલવાર શોધી, પણ તલવાર કયાં ? તેની ચેષ્ટા નિષ્ફળ થઈ ગઈ. બેડીઓનો ઝણઝણાટ સાંભળી સૌ સાવધ થઈ ગયા ત્યારે પૃથિરાજને પોતાની અવસ્થાનું સ્મરણ થયું કે તે સ્વતંત્ર નથી, પણ કેદી છે; તે મહારાજ નથી, પણ એક નીચમાં નીચ મનુષ્યથી પણ અધમ છે. યમના પાશમાં છે !' ગઈ કાલે તે પૃથ્વીપતિ હતો, આજે તેનું અંગ મીટ્ટી જેવું છે; ગઈ કાલે તે દાનેશ્વરી હતો, આજે તે યાચક સ્થિતિમાં ઉભો છે; ગઈ કાલે તે કરોડોનો પાળનાર, લાખોનો નાયક, ભડવીર મહાપરાક્રમી હતો. આજે તે એક અધમથી પણ અધમ પાંજરામાં પૂરાયલો સિંહ છે છતાં તે છંછેડાયલા સાપની માફક, દોરડાથી બાંધેલા સિંહની માફક ઘડુકી ઉઠયો અને દવાનળની માફક ભયાનક મૂર્તિ ધારણ કરી, રોષ કંપિત વજ્ર જેવા ગંભીર સ્વરથી બોલ્યો, "રે દુષ્ટ વિશ્વાસઘાતક ચંડાળ ! દુરાત્મા ! મને કેદી સમજી આવી નીચ વાત કરતાં તારી જીભ કેમ તૂટી પડતી નથી ? તું શું મને રાજ્ય આપશે ? તું શું જીવિતદાન આપશે ? મેં તને સાત સાતવાર જીવતો રાખ્યો છે ને જે દયા કીધી છે, તેનું સ્મરણ કર. મ્લેચ્છ કુત્તા ! તારા અધીનમાં રહી હું રાજ્ય કરીશ ? મારો દેશ તારા હાથમાં આપી હું રાજ્ય-" આટલું બોલતાં બોલતાં ક્રોધથી તેનો કંઠ રુંધાઇ ગયો.

પૃથિરાજનાં આ ગર્વનાં વેણ સાંભળી મહમ્મદ ઘોરી ક્રોધાયમાન થઇ ગયો, અને તેના હૃદયનો મૂળ ભાવ પ્રકટ થયો. તેની છળકપટની

મીઠી વાતો સૂઇ ગઇ, ને તે ક્રોધથી બોલ્યો, "મુસલમાન સાથે સલાહ કરવામાં જો તમો અપમાન સમજો છો, તો મુસલમાનને હાથે કતલ થવું, એમાં માન સમજશો કે!" પૃથિરાજે ક્રોધમાં જ કહ્યું; "મુસલમાન તો શું, પણ એક પિશાચને હાથે પણ મારું મૃત્યુ મને સન્માનજનક છે. પણ નહિ. ચંડાળ! તારી સાથે તારા જેવા અધમ સાથે વાત પણ કરવી, તેમાં પણ મારું ક્ષત્રિયત્વ કલંકિત થાય છે! ચૂપ–" દિલ્લીશ્વરનું આવું ગર્વ ભરિત વેણ સાંભળી ક્રૂર, પાપી, શાહબુદ્દીન ક્રોધમાં કંપવા લાગ્યો, ને આજ્ઞા કીધી કે, આ કાફરનાં બંનો નેત્રો ફોડી નાંખો, પછી એનો વધ થશે; અંધાપાની પીડા એ થોડો કાળ ભોગવશે ત્યારે એનો ગર્વ ગળી જશે. મ્લેચ્છ સેનાપતિની આજ્ઞાનો ત્યાંને ત્યાં જ અમલ થયો, ને પૃથ્વીપતિ મહારાજા અંધ થઇ કારાગૃહમાં જઇ પડ્યો! નિસ્તેજ ભરતખંડ! આર્ય બન્ધુઓ, વીરવરો, દેશદાઝરો, રાજનૈતિકો, દિલ્લીના ચક્રવર્તીના નાશ માટે આપણા ભાગ્યમાં તો બોળે બોળે આંસુ જ પાડવાનાં રહ્યાં છે! આર્યાવર્તના દુર્ભાગ્યનાં આ પ્રથમદર્શનનેત્મખે આંસુ પાડો!



## ઉપસંહાર

જાહોઝલાલીથી પૂર્ણ, શોભાનો સાગર, વિલાસ વૈભવનું સ્થાન, ઇંદ્રપુરીને લજ્જિત કરે તેવી, જ્યાં પ્રતાપી યુધિષ્ઠિર રાજા રાજ્ય કરી ગયો છે તે દિલ્હીનગરી, જેમ કોઈ સૌંદર્ય સોહાગ વગરની વિધવા સ્ત્રી, સર્વ અલંકાર અને ગૌરવનો, આનંદ અને ગર્વનો, સુખનો અને વૈભવનો, વિભૂતિનો ત્યાગ કરી જેવી રાંકડી, દીન, ગરીબ, નિસ્તેજ દેખાય છે; અથવા કૃષ્ણ પક્ષની ચૌદસે જેવો નિસ્તેજ ચંદ્ર દર્શન દે છે તેવી દર્શન દે છે. દુંદુભિનો નાદ અને જયવાજીંત્રોનો ઘોર ઘોષ આજે ત્યાં સંભળાતો નથી. આજે તેના વાટ ઘાટ ને હાટ શૂન્યાકાર થઈ પડ્યાં છે, ચોરે, ચૌટે ને મહેલ મંદિરે પ્રજાજનનાં નેત્રમાંથી અખંડિત જળધારા વહી રહી છે. હિંદુઓ સંકટમાં સ્હોરાઈ ગયા છે. સ્વામી વિછોહી સ્ત્રી જેમ સર્વ સ્થળેથી તિરસ્કારને–ધિક્કારને–સંકટને–શોચને પામે છે તેવી દિલ્લી નગરની છિન્ન ભિન્ન દશા થઈ પડી છે.

શાહબુદ્દીન ઘોરીએ જગતના ચંદ્ર ને જયચંદ્રના શત્રુ પૃથિરાજનાં નેત્ર ફોડાવી નાંખ્યા પછી તેની શી અવસ્થા કીધી, તેને માટે ઇતિહાસકારો બે વૃત્તાંતો આપે છે. કર્નલ–ટાડ અને મુસલમાન ઇતિહાસ લખનારાઓ જણાવે છે કે, તેને ત્યાંને ત્યાં જ–થાણેશ્વરમાં કતલ કરવામાં આવ્યો હતો. મહમ્મદ ઘોરીને અતિ ઘણું અપમાન દેવાથી તે

રાક્ષસે આજ્ઞા કીધી કે, એનો વધ કરવો. વધસ્થાનપર લઈ ગયા ત્યારે પૃથિરાજના મનમાં કે તનમાં જરાપણ શોચ નહોતો. મરણ તેના પ્રસંગમાં સન્માનજનક હતું, આશીર્વાદદાથી હતું, સ્વર્ગનું સુખ હતું.

"મૃત્યુ થકી ભિરુ ડરે, જીવે–મરે બહુ વાર;
શુરવીર રણમાં મરે, મરેછ એકજ વાર.
મરવું તો નિશ્ચે લખ્યું, પણ કૌતુક છે એક;
કાયર જન મરણે ડરે, નવ જાણે જ વિવેક.*

જન્મ્યું તે જ મરવાનું છે, ને મરણ સર્વેને છે, પણ—

"માન ભંગથી મરવું સારું, એક વાર દુખ મર્વે;
"માન ભંગથી નિત્ય નિત્ય દુઃખ, આંગલી કરશે સર્વે.†

તેથી પૃથિરાજને આ મરણનો યત્કિંચિત્ પણ શોચ નહોતો. મહમ્મદ ઘોરીએ જલ્લાદને સંજ્ઞા કીધી, એટલે તેણે કુવાડાવતી તેના એક એક અંગના કટકા કરવા માંડ્યા, ને તે દેખાવને હર્ષિત લોચને મહમ્મદ ઘોરી જોતો હતો. આટલું કષ્ટ છતાં તે વીર પુરુષે મ્હોંયેથી એક પણ શબ્દ કાઢ્યો નહિ. તે આ મૃત્યુથી પ્રસન્નવદન જણાયો. તેનાં નેત્ર મહમ્મદ ઘોરીથી પણ વિશેષ આનંદી, વિશેષ પ્રફુલ્લિત, વિશેષ સુખી જણાતાં હતાં. તેના અંગપર જેમ જેમ ઘા પડવા માંડ્યા તેમ તેમ તે હસવા લાગ્યો. તે જોઇ ચ્હીડવાઇને, ક્રોધ કરીને મહમ્મદ ઘોરીએ તેના હાથ કાપવાની આજ્ઞા કીધી અને છેવટે તેનું મસ્તક કપાવ્યું. દિલ્લીનો ચક્રવર્તી યવનને હાથે, સાત વાર ઉપકાર કરી, પરલોકમાં આતુર થએલી અપ્સરાઓને વરવાને સિધાવ્યો.

બીજો પક્ષ કહે છે કે, પૃથિરાજ કેદ પડ્યા પછી તેના મૃત્યુ માટે ચન્દભાટ આતુર હતો; કેમ કે મહાત્માનું અપમાન થયું, એ મૃત્યુથી પણ વિશેષકારી મૃત્યુ છે. તેણે જ તેના મૃત્યુનો ઘાટ ઘડ્યો હતો કે, તે યવનોને હાથે પીડા પામે નહિ. ચન્દના પૃથિરાજ રાસામાં ત્રીજી જ વાત જણાવવામાં આવે છે. કવિ ચૂડામણિ ચન્દ લખે છે કે, પૃથિરાજને કેદી કરીને ગીઝની લઈ જવામાં આવ્યો હતો, ને તેના બળચાતુર્યથી ડરી તેના ગળામાં ૧૦૦ મણ વજનની લોઢાની તોક પહેરાવી હતી. ચન્દભાટને આ ખબર મળતાં તે ગિઝની ગયો ને શાહબુદ્દીનને પોતાના વાક્ચાતુર્યથી પ્રસન્ન કરી પૃથિરાજને મળવાની આજ્ઞા મેળવી. જેવું રાજાએ જાણ્યું કે, ચન્દ તેને મળવાને આવે છે. તેવી જ તેના ગળામાંની ૧૦૦ મણની તોક હલકી થઈ ગઈ; અને તે એટલો પ્રફુલ્લિત થયો કે ઉઠીને ઉભો થયો. તે જોઇને શાહબુદ્દીન ચમક્યો, ને બીજી ૫૦ મણની તોક તેના ગળામાં

---

* સેક્ષપિયર. † નર્મકવિતા.

ધકાવી. ચંદ પાછો સુલ્તાનને મળ્યો ને કહ્યું, "મઉલા માલિક ! શોક-મય વાર્તા છે કે, હું મારા સ્વામીનું દુઃખ ઓછું કરવાને આવ્યો હતો, પણ હાલમાં તો મ્હેં તેમાં વધારો કીધો છે ! તે અંધ થયા પછી તમોને ભય શો છે ? હે સુલતાન ! જોઈએ તો એને દેહાંત દંડ દે, પણ પીડા શામાટે પમાડે છે. એ ઘણો ચતુર છે, જેથી જો તમો એને છૂટ આપશો તો આપને પોતાનું ચાતુર્ય બતાવી પ્રસન્ન કરશે. એ આંધળો છતાં પણ શબ્દવેધી બાણ મારી શકે છે, ને સો સો મણના સાત તવા એક જ બાણે વિંધી શકે છે, તે રમત જોવાની ઇચ્છા હોય તો એકવાર એ તમાસો જુઓ ને પછી છૂટો કરો." શાહબુદ્દીનને તે રમત જોવાની ઇચ્છા થઈ ને ચંદના કહેવાથી ઉત્તમ પૌષ્ટિક ખોરાક આપી પૃથિરાજને આઠ દિવસમાં તૈયાર કીધો. એક દિવસે તેને રાજ-સભામાં લાવ્યા ને શબ્દવેધી તવા વિંધવાની રમતનો અખાડો મચાવ્યો. પૃથિરાજના હાથમાં અનેક કબાનો આપી, પણ તેની પ્રત્યંચા ચઢા-વતાં જ સઘળી તડતડાટ તૂટી ગઈ. કોઈ પણ કબાન તેનું જોર ઝીલી શકી નહિ. તે જોઈ ચંદે કહ્યું, "જ્યાંસુધી એની કબાન એના હાથમાં હોય નહિ ત્યાં સુધી એ તમાસો કરી શકશે નહિ." તે સાંભળી સુલ-તાને તેની કબાન મંગાવી આપી. પછી તે ચઢાવી. શાહબુદ્દીને ચંદને કહ્યું, "તું આજ્ઞા કર, કે જ્યાં કાંકરી વાગે ત્યાં બાણ મારવું ને વિંધવું." ચન્દે કહ્યું. "હું એના ઘરનો નોકર, એ મારા સ્વામી—તેને આજ્ઞા કરવી, એ મારો ધર્મ નથી, માટે આપ ખુદાવિંદ આજ્ઞા કરો." એટલે સુલતાને તવાપર કાંકરી મારી કહ્યું, "શાબાસ પૃથુ !" ચંદ એ વેળાએ પૂર્વસંકેત પ્રમાણે બોલ્યોઃ—

"ચાર બંસ, ચોવીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
"એતેપર સુલતાન હે, મત ચુકે ચહુઆણ."

તત્ક્ષણે પૃથિરાજે પેલા શબ્દપર લક્ષી બાણ માર્યું, જેણે શાહ-બુદ્દીનનું લલાટ વિંધ્યું, ને તે તત્ક્ષણે ગતપ્રાણ થઈ આસનપરથી ઢળી પડ્યો. એ જ સમયે ચંદે પૃથિરાજના ગળાપર ને પૃથિરાજે ચંદના ગળાપર તલવાર ફેરવી, એમ ત્રણે જણ એક ઘડીએ, મરણ પામ્યા, ને એ ત્રણેને એક જ સ્થાનમાં સમાધિસ્થ કીધા. ઈંગ્લંડમાં રોડ્રીક, ગાથ અને આ દેશમાં નાનાસાહેબના મરણની જેવી કાલ્પનિક વાતો ચાલી જાય છે તેવી જ પૃથિરાજના મરણની વાતો પણ કાલ્પનિક ચાલે છે. કેમકે ગીઝનીની ગાદીપર તે વેળા શાહબુદ્દીન નહિ, પણ તેનો ભાઈ ગ્યાસુદીન સુલતાન રાજ્ય કરતો હતો.

* * * * *

દેશદ્રોહી વિજયસિંહ, મહાયુદ્ધ પૂર્ણ થયા પછી શાહબુદ્દીનના તંબુમાં ગયો. તે સમે સુલતાન, સર્વ સેનાપતિને ઇનામ વ્હેંચતો હતો. જ્યારે વિજયે દિલ્લીના સિંહાસન માટે પ્રાર્થના કીધી ત્યારે, મહમ્મદ ઘોરી ક્રોધ કરી બોલ્યો, "જે મનુષ્ય પોતાના દેશને, પોતાના ધર્મને ને પોતાના સ્વામીને નિમકહરામ નિવડે છે, તેને સિંહાસનને બદલે જીવતો જ જવા દેવામાં આવે, તે શું મ્હોટું પુરસ્કર નથી?" આ વચન સાંભળતાં વિજય ઠંડોગાર થઈ ગયો ને સર્વ સભાસદો હસી પડ્યા. તેનું હૃદય છિન્નભિન્ન થઈ ગયું. તેના અંગપર જાણે વિજળી પડી હોય તેવો તે જડવત્ થઈ ગયો. જે હેતુ સાર્થક કરવાર્થે જે દુષ્કૃત્ય કીધું હતું તે હેતુ સાર્થક ન થવાથી તે ભ્રમિત જેવો, ગાંડા જેવો થઈ ગયો; શું કરવું તે ક્ષણભર તો તેને સૂઝ્યું જ નહિ. તેને વિચાર થયો કે, હું સ્વાર્થી વિચારને વશ થઇ, નિર્દય, અપ્રામાણિક, દંભી, અધર્મી, મ્લેચ્છોને ઓળખી શક્યો નહિ. હાય! રે મ્હેં મારો નીચ સ્વાર્થ તૃપ્ત કરવા ઉષાવતીનો વિશ્વાસઘાત કીધો, ને તેની લાલચમાં મ્લેચ્છોના હાથમાં દેશ સોંપ્યો! "રે મૃત્યુ, હમણાં આવે તો તું શું ઓછું સુખદાયી છે?" આ વિચારવશ થતાં તે અનુતાપથી પૂર્ણ થઇ ગયો અને પોતાને પાપીમાં પાપી, મૂર્ખમાં મૂર્ખ ગણવા લાગ્યો; તેણે સ્વાર્થપરાયણ થઈ કલ્યાણ વીરને ઘાયલ કીધો! ઉષાવતીનું સકળ સુખ હરી લીધું! નિર્દોષ ગુલાબને દોષિત કીધી! તે સર્વ પાપાગ્નિમાં સદેહે હમણાં બળતો હતો. હવે તેને મૃત્યુ જ પ્રિય થઈ પડ્યું! પણ ક્ષણવારમાં તેની ચિન્તા, શોકનો ભાવ ખસી ગયો ને ક્રોધાંધ મરણિયો બની મહમ્મદ ઘોરી તરફ જોઇ બોલ્યો, "મ્લેચ્છ વિશ્વાસઘાતી! હું અતિમૂર્ખ, તેથી જ તારા જેવા અધમ, પાખંડી, કૃતઘ્ન, ચંડાળનો વિશ્વાસ કીધો, ને મારા દેશનું અમંગળ ઇચ્છ્યું! પણ હું તેનો બદલો લઇશ; ને મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ!" વિજયની વાત સાંભળી અને તેનો ક્રોધ ભાવ જાણી તુરત તેને હાથે પગે બેડી પ્હેરાવી દીધી. તે કેદખાનામાં રીબી રીબીને ઘણે વર્ષે મરણ પામ્યો. સારું હતું કે, તેનો પિતા યુદ્ધમાં જ મરણ પામ્યો હતો, જેથી તે પુત્રનું દેશદ્રોહીપણું જાણી સંતાપિત થયો નહિ.

* * * * *

ચન્દકવિની જીન્દગીનું વૃત્તાંત એ ભરતખંડના ઇતિહાસમાં એક અપૂર્વ યશસ્વી પ્રસંગ છે. તેનો જગ જાણીતો રાસો એ અલૌકિક અદ્ભુત પુસ્તક છે. પ્રભાવતી, શૈલબાળા ને કરણસિંહને છોડી તે દિલ્લી જવાને નીકળ્યો, પણ ઘણું કષ્ટ છતાં તે સમયસર દિલ્લી પ્હોંચી શક્યો નહિ. મુસલમાનના ભયથી તે અગમ્ય માર્ગે ગયો, તેથી ઘણા દિવસ વીતી ગયા;

અને જ્યારે તે દિલ્લી પહોંચ્યો ત્યારે યુદ્ધ માટે પૃથિરાજે પ્રયાણ કીધું હતું. તે દેવી આશાપૂર્ણાના મંદિરમાં દર્શને ગયો, પણ દેવીની ઇચ્છાથી કમાડ દેવાઇ ગયાં, ને તેમાં જ છ માસ સૂધી બેસી પૃથિરાજ રાસો લખ્યો, એમ દંતવાયકા છે. ચંદભાટ ઇંગ્લંડના સર ફિલીપ સિડની અને સર વાલ્ટર રયાલી જેવો કાવ્ય વિષયમાં નિપુણ હતો, તેમ જ યુદ્ધ વિષયમાં પણ તે એવો જ દૂરદર્શી હતો. એનું કાવ્ય પૃથિરાજની કીર્તિકળાનો અને શૂરવીરતાથી ભરેલો લેખ છે. જેમ સમસ્ત આર્ય પ્રજાને રામાયણ મહાભારત આદરણીય છે, ગ્રીકોમાં હોમર છે, તેમ રાજપૂતોમાં કવિ ચન્દ છે. રાસામાં કાલ્પનિક કથા પ્રસંગ ઘણો જ થોડો છે. પ્રાકૃત વૃત્તાંત અધિક છે. તેનું સમસ્ત જીવનચરિત્ર મળવું દુર્લભ છે. એ શોચવાર્તા છે. પણ જ્યારે કવિએ જાણ્યું કે, પૃથિરાજ કેદી થયો છે ત્યારે ઉપર દર્શાવ્યું તેમ તે ગીઝની ગયો હતો ને ત્યાં જ મરણ પામ્યો કહેવાય છે. પણ બીજા ઇતિહાસ કર્તાઓ તેમ જણાવતા નથી. કારણવશાત્ તે યુદ્ધમાં જઇ શક્યો નહતો, પણ દિલ્લીશ્વરનો પરાજય ને યવનોનો વિજય સાંભળી, તેને જે વ્યથા થઇ, તે કહેવું બાહુલ્ય ચરિત્ર છે. હૃદયભગ્ન થઇ તે દિલ્લીથી નિકળી અજમેર ગયો ને અજમેરની પડોશની પર્વતકંદરામાં શોકમાં તમ રહ્યો અને ત્યાં જ રહી તેણે પૃથિરાજનાં પરાક્રમ, રૂપ, મહિમા, ઉદારતા, વીરતાનું મહાકાવ્ય લખ્યું. કર્નલ ટાડ એના કાવ્યની બહુ પ્રશંસા કરે છે.

* * * *

કરણસિંહ ને શૈલબાળા ચિતોડ આવ્યાં અને ત્યાં જ રહ્યાં હતાં, અને જ્યારે કવિ ચંદ ચિતોડ આવ્યો ત્યારે તેઓનાં લગ્ન થયાં. બંનો પ્રેમમૂર્તિએ સંસાર શૃંગારવિહાર સુખરૂપ અનુભવ્યો હતો. યુવાવસ્થામાં ને વૃદ્ધાવસ્થામાં કરણસિંહે યોગ્ય પરાક્રમ દર્શાવી, પિતાની કીર્તિમાં વધારો કર્યો ને મેવાડનો રંગ રાખ્યો હતો.

* * * *

ગુલાબ તો વિજયના છળપ્રપંચથી ભોળવાઇ, ઉપાવતીની ઉન્મત્તાવસ્થા જોતાં જ ગાંડી થઇ ગઈ હતી, તે હજી સુધરી નહોતી. ચંદ કવિ તેને જોતાં શોકસાગરમાં પડ્યો અને દિલ્લી પાછા ફરતાં કવિ તેને ચિતોડ તેડી લાવ્યો, ને તેના આરોગ્ય માટે ઘણી કાળજી દર્શાવી, પરન્તુ ભગ્નહૃદયા ઉન્મત્ત ગુલાબનું ચિત્ત ઠેકાણે આવ્યું નહિ. કવિ શોક કરતો કરતો પ્રભાવતી તથા ગુલાબને લઇને અજમેર આવ્યો; ત્યાં તે નિર્દોષ બાળાએ થોડા દિવસમાં પરલોકવાસ કીધો.

* * * *

પ્રભાવતી તો સ્વામીસંગે સુખી હતી, પરન્તુ ચન્દ્ર કવિનો તે શોક મટાડી શકી નહિ. તે કવિની સેવામાં જ કાળ ગુજારતી ને પતિ કલ્યાણમાં તલ્લીન રહેતી હતી.

* * * *

ભરતખંડના પરવશપણાના આરંભકાળ અને આર્યરાજ્યના અસ્તકાળની આ નવલકથા બંગપરથી હિંદી ભાષામાં લખાયલી છે, તેમાં મ્હોટો સુધારો વધારો કરી આ કથા નવાં સ્વરૂપમાં ચિત્રાયલી છે. મૂળ વસ્તુ તે જ છે, પણ રંગો નવીન છે. પૃથિરાજના યુદ્ધ અને વ્યવસ્થાના પરિણામ સંબંધે વાદવિવાદ ઉઠાવવાની આ જગ્યા નથી. આવર્જન વિસર્જન થવું, એ સૃષ્ટિનો નિયમ જ છે. સ્થિતિમાં રૂપાંતર થવું, જીવિતમાં રૂપાંતર થવું, રાજ્યોમાં રૂપાંતર થવું, એ સૃષ્ટિનો અચલિત નિયમ છે. તે જ પ્રમાણે આર્યરાજ્યો ઉદય પામ્યાં, ચઢ્યાં, દીપ્યાં અને કાળપાશમાં લપટાઇને અસ્તને પણ પામ્યાં છે. મહાભારતમાં લખ્યું છે કે,—

> अहान्यस्तमयान्तानि उदयान्ता च शर्वरी।
> सुखस्यान्तं सदादुःखं दुःखस्यान्तं सदासुखं॥
> सर्वे क्षयान्ता नियमाः पतनान्ताः समुच्चयाः
> संयोगाश्च वियोगान्ता मरणान्तं च जीवितम्॥*

ચડતી પડતીનું એમ જ છે; અને એમાં જ સુખદુઃખ માની લેવાનું છે. થાણેશ્વરના આ મહાયુદ્ધ પછી ભરતખંડમાં મુસલમાની સત્તાની સ્થાપના થઈ, તેનો પણ અસ્ત થયો ને મોગલાઈ સ્થપાઈ, તેનોએ અસ્ત થયો અને મરેઠી રાજ્યો સ્થપાયાં, દીપ્યાં અને અસ્તપણાને પામ્યાં ને આજે અંગ્રેજ બહાદૂરના એકચક્રી રાજ્યમાં સમસુખ દુઃખમાં પ્રજા નિર્ભય રહી, કૃતકૃત્ય માને છે. સર્વત્ર શાંતિ છે, રંગ છે, રુડો રંગ છે–વિદ્યા કળાનો, સ્વતંત્રાનો ઉદયકાળ છે. એ રંગ ઝળકે છે, ને રંગ કેવો રાખે છે, તે હજુ જોવાનું છે. હિંદુસ્તાનનું ભવિષ્ય કાળાંતર થયા પણ વિલક્ષણ હતું ને છે, ને તેમાંથી પાયમાલીએ પ્હોંચવા છતાં પણ હજી પુનઃ અસ્તનો ઉદય થવા વારો આવ્યો નથી. દૈવ! ગ્રીસની એ જ દશા છે, રોમન મહારાજ્યનું નામે નથી, કાર્થેજ ભૂમિદાહને પામ્યું છે, સ્પેન ને પોર્ટુગાલ પડ્યાં પડ્યાં સડે છે. હવે વારો તુર્કીનો છે, ને ચીનને અહુણાં પડતુ જોઇયે છિયે, ત્યારે નિશ્ચય થાય

* દરેક વસ્તુ દીપે છે અને ઝાખી પડે છે. સવારનો અંત સાંજ, દિવસનો અંત રાત, સુખનો અંત દુઃખ, દુઃખનો અંત સુખ, સઘળી વસ્તુ ક્ષય અંતવાળી છે. સંયોગનો અંત વિજોગ અને છેવટ જીવિતનો અંત મરણ જ છે.

છે કે, ચ્હડે તે પડે, ખિલ્યું તે ખરે! દૈવ ઇચ્છા જ બળવંત! પ્રભુ એમાંથી આર્યને તારે!

રાજપૂતોની શૂરવીરતા, ઉદારતા, અચળતા, રણોત્સાહીપણું એ સર્વે ગુણો આ જમાનામાંથી લોપ થયા છે અને આજના નિસ્તેજ, કાયર, મોજીલા તથા વિષયી રાજપૂતોને જોઇને એમ શંકા થયા વિના રહે જ નહિ, કે જેઓના વડિલોએ આવા મહદ્ અદ્ભુતાશ્ચર્યવાળાં પરાક્રમો કીધાં છે તેઓનાં આ વંશજો હશે ખરા! પૃથિરાજની દુર્દશાનું મૂળ રાજપૂતોની પરસ્પરની ઐક્યની ખામી હતી, અને એ ખામી વર્ષો થયાં પણ આર્યોમાં સુધરી નથી. જો સકળ આર્યરાજ્યોએ સંકટ સમજી ઐક્ય કરી મ્લેચ્છોને નસાડ્યા હોત, એકસંપથી પરસ્પર વર્ત્યા હોત તો આર્ય રાજ્યોનો લોપ–કદાચ–સત્વર તો ન જ થાત. માત્ર હાલ સંતોષ લેવાજોગ આ જ છે કે, બુદ્ધિયુક્ત ધૈર્ય ધરીને જે પરાક્રમો રાજપૂતોએ દર્શાવ્યાં છે તે ઇતિહાસમાં અવિચળ રહેશે, તેઓના વીરપણાની–પરાક્રમની–મર્દાઇની વાતો ઇતિહાસમાંથી અને ખાસ કરીને મેવાડના ઇતિહાસમાંથી અનેક મળી આવે છે, તે વાંચીને જ આનંદ માનીશું. પોતાના જીવિતરક્ષા સાર્થક માટે રાજપૂતો પરાપૂર્વથી એમ જ સમજતા આવ્યા છે કે, દેશ માટે પરાક્રમ કરવું, ને પરાક્રમ કરતાં મરવું, એ આપણે કલ્યાણ, પૃથિરાજ અને સમરસિંહ, જેને કર્નલ ટાડ યુલિસીસની ને યુલિસીસને કર્ણની ઉપમા આપે છે–તેના પરાક્રમથી પ્રત્યક્ષ દર્શન કીધું છે. કોઇ એવો પ્રશ્ન કરશે કે, આટલું છતાં આર્ય રાજ્યોનો વિનાશ કેમ થયો? તે સંશયનું છેદન આ પ્રાચીન શ્લોક યથાર્થ કરે છેઃ—

पञ्चैते पाण्डुपुत्राः क्षितिपतितनया धर्मभीमार्जुनाद्याः
शूराः सत्यप्रतिज्ञा दृढतरवपुषः केशवेनापि गूढाः।
ते वीराः पाणिपात्रे कृपणजनगृहे भिक्षुचर्यां प्रवृत्ताः
को वा कार्ये समर्थो भवति विधिवशाद्भाविनी कर्मरेखा ॥*

સમાપ્ત

---

* યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન આદિ પૃથ્વીપતિના પુત્ર પંચ પાંડવો, શૂર, સત્ય પ્રતિજ્ઞાવાળા, બળવાન્ અને કેશવથી સુરક્ષિત હતા, તેમ છતાં પણ તેમને કૃપણ માણસોને ઘેર ખોબો ધરી ભીખ માંગવી પડી. નસીબની રેખા ઈશ્વરને હાથ છે. તેની આગળ કોણ સમર્થ છે.

# "ગુજરાતી" પત્રની ઐતિહાસિક નવલકથાઓ

હિન્દ અને બ્રિટાનિયા અને
  રાજભક્તિ વિડમ્બન
રાસેલાસની કથા અથવા
  એબિસિનિયાનો રાજપુત્ર
મહારાણી શ્રીવિક્ટોરિયાનું જીવનચરિત્ર
  (સચિત્ર)
ગંગા-ગોવિંદસિંહ અથવા
  વૉરન હેસ્ટીંગ્સનો જમણો હાથ
સવિતાસુંદરી (નવલ કહાણી)
ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ)
દિલ્લીપર હલ્લો અથવા
  ભારતના પરવશપણાનો પ્રારંભ
અઢારમી સદીનું હિંદુસ્તાન અથવા
  સૂર્યનો અસ્ત અને ચન્દ્રનો ઉદય!
ઔરંગઝેબ અને રાજપૂતો
શાહજાદો અને ભીખારી અથવા ઇંગ્લાંડ-
  ના રાજવંશનો એક અદ્ભૂત ઇતિહાસ
હેસ્ટીંગ્સની સોટી અથવા
  સો વર્ષ પૂર્વેનું બઙ્ગાળ
પાણીપતનું યુદ્ધ (નાના ફડનવિસ)
બેગમસાહેબ અથવા અયોધ્યાનું પડવું
નૂરજહાન અથવા
  પ્રેમઘેલો મોગલ શાહનશાહ જહાંગીર
બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદય
રૂપનગરની રાજકુંવરી
ઇન્દુકુમારી અથવા
  બંગાળમાં મરેઠાની દોડ
પ્લાસીનું યુદ્ધ અથવા
  લૉર્ડ કલાઇવનું કપટ તંત્ર
શિવાજીનો વાઘનખ
હળદીઘાટનું યુદ્ધ
નંદનવનનો નાશ
પેશવાઇની પડતીનો પ્રસ્તાવ અથવા
  બેરાગન લાલન
ઔરંગઝેબનો ઉદય અથવા
  આ તે મહાન મોગલ!
પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ

કત્લેઆમ અથવા
  દિલ્લીનો ડગમગતો રાજમુકુટ
પુરાતન દિલ્લી (૪૦ ચિત્રો)
ચુંબનમીમાંસા
ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય
જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય
હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો
ભુજબળથી ભાગ્યપરીક્ષા
પાટણની પ્રભુતા
ચાણક્યનન્દિની અથવા
  ચચ્ચ અને સુહઘી
અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ.
રૌનક મેહેલની રાજખટપટ અથવા
  બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ
બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ
ચક્રવર્તી હમ્મીર અથવા
  ચિત્તોડનો પુનરુદ્ધાર
કચ્છનો કાર્તિકેય અથવા
  જૂડેજા વીર ખેંગાર
અનારકલી અથવા અપરાધી અકબર
જનાનખાનાની બીબીઓ
મીસરની મહારાણી-ક્લીયોપાત્રા
બાપ્પા રાવળ
જહાંગીર
રઝીયા બેગમ
૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન
બેટનો બળવો અથવા રાજબા રણસુંદરી
મહારાણા પ્રતાપી પ્રતાપ

## સામાજિક નવલકથાઓ

એમ. એ. બનાકે કયું મેરી મીટ્ટી
  ખરાબકી?
વિલાયતી વિલાસમાં ફેશનબાઇ ખલાસ
આજકાલનો સુધારો અથવા,
  રમણીય ભયંકરતા
સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન
ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મ-
  કથા-ભાગ ૧ લો અને ભાગ ૨ જો
નવો જમાનો-અમૃત કે ઝેર

"ગુજરાતી" પ્રેસનું પંચાંગ દર વર્ષે શ્રાવણ મહિનામાં પ્રગટ થાય છે.

**ધર્મશાસ્ત્રાનુસાર શુદ્ધ નિરયન ગ્રહ, લાઘવીય પંચાંગ**

**માત્ર આ એક જ છે.**

**સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ**
**ઇ. સ. ૧૮૮૪ માં સ્થાપેલા**

જુનું અને જાણીતું — લોકપ્રિય અને લોકોપયોગી

# "ગુજરાતી" પ્રેસનું

## શુદ્ધ સચિત્ર ગુજરાતી કાર્તિકી

# પંચાંગ

કીંમત ૦-૬-૦ — ટ. ખ. ૦-૨-૦, વી. પી. ૦-૨-૦

## ☞ જાહેર ખબરો આપવા માટે ઉત્તમ સાધન

"ગુજરાતી" પ્રેસ તરફથી વિ. સં. ૧૯૪૮ થી ગુજરાતી ભાષામાં શુદ્ધ કાર્તિકી મોટું સચિત્ર પંચાંગ દર વર્ષે બહાર પાડવામાં આવે છે. તેની લોકપ્રિયતા અને **વિશુદ્ધતાને લીધે તેની દર વર્ષે ૫૦ થી ૬૦ હજાર નકલો** આ હરિફાઇના જમાનામાં ખપે છે. એથી વિશેષ શિફારસ કરવાની જરૂર નથી.

## તમારી જાહેર ખબર આ પંચાંગમાંજ આપજો.

આ પંચાંગમાં (૧) તિથિ, (૨) વાર, (૩) નક્ષત્ર, (૪) યોગ, (૫) કરણ એ કાળાત્મા ભગવાનનાં **પાંચ અંગો**ની માહિતી ઉપરાંત, તેના સંબંધની દરેક ઉપયોગી બાબત **સંપૂર્ણ સમજ** સાથે આપવામાં આવી છે;

અને એથી પણ વિશેષ મુહૂર્ત, જન્મકુંડળી, ગ્રહભાવ, ગ્રહદોષ નિવારણ, કાર્તિકી અને ચૈત્રી, વર્ષફળ, તેજીમંદી વર્ષનો શુભાશુભ વિચાર, વરકન્યાના મેળાપકની સમજ, લગ્નાદિની સમજ વગેરે જ્યોતિષને લગતી પણ પુષ્કળ બાબતો આપવામાં આવે છે.

ટપાલ, તાર, ઇનકમટેક્ષ, ખેતીવાડી વગેરે પરચુરણ લોકોપયોગી પુષ્કળ માહિતી આપવામાં આવે છે. તેથી આ પંચાંગ નિત્યની એક અતિ ઉપયોગી અને ઘરગથ્થુ વસ્તુ થઈ પડી છે.

**બાર માસના કોઠાઓમાં સમજ માટે ચિત્રો આપવામાં આવે છે અને આરંભમાં એક ધાર્મિક કથા અથવા આખ્યાન આપેલાં હોય છે.**

લગભગ ૧૬૦ થી વધુ પાનાનું, ૧૩ ઇંચ લાંબું અને ૧૦ ઇંચ પહોળું **દળદાર** આ પંચાંગ છે, અને આ સાઇઝના પંચાંગોમા સર્વથી સસ્તું છે.

**નોંધ**—પાછલા વર્ષોનાં પંચાંગો પણ સિલકમાં હશે ત્યાં સુધી વેચાતાં મળશે.

મેનેજર:—"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, ફોર્ટ—મુંબઈ, નં. ૧.

# "ગુજરાતી" પત્રની ઐતિહાસિક નવલકથાઓ



હિન્દ અને બ્રિટાનિયા અને
રાજભક્તિ વિડમ્બન

રાસેલાસની કથા અથવા
એબિસિનિયાનો રાજપુત્ર

મહારાણી શ્રીવિક્ટોરિયાનું જીવનચરિત્ર (સચિત્ર)

ગંગા-ગોવિંદસિંહ અથવા
વૉરન હેસ્ટીંગ્સનો જમણો હાથ

સવિતાસુંદરી (નવલ કહાણી)

ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ)

દિલ્લીપર હલ્લો અથવા
ભારતના પરવશપણાનો પ્રારંભ

અરાડમી સદીનું હિંદુસ્તાન અથવા
સૂર્યનો અસ્ત અને ચન્દ્રનો ઉદય!

ઔરંગઝેબ અને રાજપૂતો

શાહજાદો અને ભીખારી અથવા ઇંગ્લાંડના રાજવંશની એક અદ્ભૂત ઇતિહાસ

હેસ્ટીંગ્સની સોટી અથવા
સો વર્ષ પૂર્વેનું બંગાળ

પાણીપતનું યુદ્ધ (નાના ફડનવિસ)

બેગમસાહેબ અથવા અયોધ્યાનું પડનું

નૂરજહાન અથવા
પ્રેમીલો મોગલ શાહનશાહ જહાંગીર

બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદય

રૂપનગરની રાજકુંવરી

ઇન્દુકુમારી અથવા
બંગાળમાં મરેઠાની દોડ

પ્લાસીનું યુદ્ધ અથવા
લૉર્ડ ક્લાઇવનું કપટ તંત્ર

શિવાજીનો વાઘનખ

હળદીઘાટનું યુદ્ધ

નંદનવનનો નાશ

પેશવાઇની પડતીનો પ્રસ્તાવ અથવા
બૈરાગન લાલન

ઔરંગઝેબનો ઉદય અથવા
આ તે મહાન મોગલ!

પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ

કત્લેઆમ અથવા
દિલ્લીનો ડગમગતો રાજમુકુટ

પુરાતન દિલ્લી (૪૦ ચિત્રો)

ચુંબનમીમાંસા

ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય

જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય

હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો

ભુજબળથી ભાગ્યપરીક્ષા

પાટણની પ્રભુતા

આણંદચન્દ્રિની અથવા
ચચ્ચ અને સુહધી

અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ.

રૌનક મહેલની રાજખટપટ અથવા
બ્રાહ્મણી વંશનો વિધ્વંસનો પ્રારંભ

બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ

ચક્રવર્તી હમ્મીર અથવા
ચિત્તોડનો પુનરુદ્ધાર

કચ્છનો કાર્તિકેય અથવા
જાડેજા વીર ખેંગાર

અનારકલી અથવા અપરાધી અકબર

જનાનખાનાની બીબીઓ

મીસરની મહારાણી-કલીયોપાત્રા

બાપ્પા રાવળ

જહાંગીર

રજીયા બેગમ

૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન

બેટનો બળવો અથવા રાજબા રણસુંદરી

મહારાણા પ્રતાપી પ્રતાપ

## સામાજિક નવલકથાઓ

એમ. એ. બનાકે કર્યું મેરી મીટ્ટી
ખરાબકી?

વિલાયતી વિલાસમાં ફેશનબાઇ ખલાસ

આજકાલનો સુધારો અથવા,
પ્રમણ્ય ભયંકરતા

સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન

ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મ-કથા-ભાગ ૧ લો અને ભાગ ૨ જો

નવો જમાનો-અમૃત કે ઝેર

"ગુજરાતી" પ્રેસનું પંચાંગ દર વર્ષે શ્રાવણ મહિનામાં પ્રગટ થાય છે.

**ધર્મશાસ્ત્રાનુસાર શુદ્ધ નિરયન ગ્રહ લાઘવીય પંચાંગ**
**માત્ર આ એક જ છે.**

**સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ**
**ઇ. સ. ૧૮૮૪ માં સ્થાપેલા**

શુદ્ધ અને જાણીતું

# "ગુજરાતી" પ્રેસનું

લોકપ્રિય અને લોકોપયોગી

**શુદ્ધ સચિત્ર ગુજરાતી કાર્તિકી**

# પંચાંગ

કીંમત ૦–૬–૦ — ટ. ખ. ૦–૨–૦ — વી. પી. ૦–૨–૦

## જાહેર ખબરો આપવા માટે ઉત્તમ સાધન

"ગુજરાતી" પ્રેસ તરફથી વિ. સં. ૧૯૪૮ થી ગુજરાતી ભાષામાં શુદ્ધ કાર્તિકી મોટું સચિત્ર પંચાંગ દર વર્ષે બહાર પાડવામાં આવે છે. તેની લોકપ્રિયતા અને વિશુદ્ધતાને લીધે તેની દર વર્ષે ૫૦ થી ૬૦ હજાર નકલો આ હરિફાઇના જમાનામાં ખપે છે. એથી વિશેષ શિફારસ કરવાની જરૂર નથી.

## તમારી જાહેર ખબર આ પંચાંગમાં જ આપજો.

આ પંચાંગમાં (૧) તિથિ, (૨) વાર, (૩) નક્ષત્ર, (૪) યોગ, (૫) કરણ એ કાળાત્મા ભગવાનનાં પાંચ અંગોની માહિતી ઉપરાંત, તેના સંબંધની દરેક ઉપયોગી બાબત સંપૂર્ણ સમજ સાથે આપવામાં આવી છે;

અને એથી પણ વિશેષ મુહૂર્ત, જન્મકુંડળી, ગ્રહભાવ, ગ્રહદોષ નિવારણ, કાર્તિકી અને ચૈત્રી વર્ષફળ, તેજીમંદી વર્ષનો શુભાશુભ વિચાર, વરકન્યાના મેળાપકની સમજ, લગ્નાદિની સમજ વગેરે જ્યોતિષને લગતી પણ પુષ્કળ બાબતો આપવામાં આવે છે.

ટપાલ, તાર, ઇનકમટેક્ષ, ખેતીવાડી વગેરે પરચુરણ લોકોપયોગી પુષ્કળ માહિતી આપવામાં આવે છે. તેથી આ પંચાંગ નિત્યની એક અતિ ઉપયોગી અને ઘરગથ્થુ વસ્તુ થઇ પડી છે.

**બાર માસના કોઠાઓમાં સમજ માટે ચિત્રો આપવામાં આવે છે અને આરંભમાં એક ધાર્મિક કથા અથવા આખ્યાન આપેલાં હોય છે.**

લગભગ ૧૬૦ થી વધુ પાનાનું, ૧૩ ઇંચ લાંબું અને ૧૦ ઇંચ પહોળું દળદાર આ પંચાંગ છે, અને આ સાઇઝના પંચાંગોમાં સર્વથી સસ્તું છે.

**નોંધ**—પાછલા વર્ષોનાં પંચાંગો પણ સિલકમાં હશે ત્યાં સુધી વેચાતાં મળશે.

**મેનેજર:—"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ**
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, ફોર્ટ–મુંબઇ, નં. ૧.

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

પ્રિન્ટર્સ એન્ડ બુક બાઇન્ડર્સ,

બુકસેલર્સ, પબ્લીશર્સ એન્ડ કમીશન એજન્ટસ,

બજારગેટ સ્ટ્રીટ, સાસુન બિલ્ડીંગ, સર્કલ, કોટ,

મુંબઈ નં. ૧.